# સંસાર શેત્રંજ

યાને

# કરણી તેવી પાર ઉતરણી.

ભાગ ૨ જો.


લેખક.

ઉદયચંદ લાલચંદ પંડિત.

અધિપતિ "વાર્તા વારિધિ" માસિક પત્ર.

અમદાવાદ.



પ્રકાશક

હરિભાઇ દલપતરામ પટેલ.

શાહાપુર—અમદાવાદ.

સોલ એજન્ટ

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

કીમત રૂ ૧-૮-૦.

# નમ્ર નિવેદન.



વ્હાલા વાંચક !

સંસાર–શેત્રંજ યાને કરણી તેવી પાર ઉતરણી ! એ નવલકથાનો પ્રથમ ભાગ આપ વાંચી ગયા છો. હવે અમે પ્રસ્તુત નવલકથાનો દ્વિતીય ભાગ આપની સમક્ષ રજુ કરીએ છીએ. આ પુસ્તકની પ્રસ્તાવના તરીકે અમારે જે કાંઇ કહેવાનું છે તે અમે આ નવલકથાના છેલ્લા ભાગમાં કહીશું એવું અમે અમારા આ પુસ્તકના પ્રથમ ભાગના નમ્રનિવેદનમાં જણાવી ગયા છીએ એટલે આ ભાગમાં તેના સંબંધે કોઈ પણ બાબતમાં વધારે વિવેચન કરવાની અમને આવશ્યકતા જણાતી નથી.

પ્રથમ ભાગમાં જે જે ઘટનાઓ બની છે તે તમામ ઘટનાઓ આ નવલકથા રૂપ સાંકળમાં જુદાં જુદાં પાત્રો રૂપે ગુંથાય છે અને તેવીજ રીતે આ બીજા ભાગમાં પણ સરદાર સામંતસિંહ, તેની અર્દ્ધાંગના સુલોચના, કૃષ્ણપ્રસાદ, મદનપાળ, મહાત્મા પરમાનંદ આદિક પાત્રો વાર્તામાં દ્રષ્ટિગોચર થાય છે. તેઓ પ્રથમ ભાગ કરતાં આ બીજા ભાગમાં કાંઈક વધારે ભાગ ભજવે છે. ચિત્રકાર સત્યસિંહની બાબતમાં પણ તેમજ છે. તે તદ્દન દરિદ્રાવસ્થામાં આ સંસાર–શેત્રંજના પટ ઉપર પ્રવેશ કરે છે તેનું કેટલુંક ચિત્ર–ચરિત્ર આ ભાગમાં અમારા વાંચકો જોઈ શકશે. તે ઉપરાંત વિંધ્યાદ્રિ પર્વતમાંના મહાત્મા પરમાનંદના ભયંકર મઠનું પણ વિવેચન વાંચકો જોઇ શકશે.

આ વાર્તાનું કોકડું વધારેને વધારે ગુંચવાતું જાય છે. તેમજ જે જે પાત્રોનો અમે પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં ઉલ્લેખ કરેલ છે, તે તે પાત્રો સંસાર રૂપ શેત્રંજના પટ ઉપર નવીન નવીન અને ભયંકર તેમજ હૃદયભેદક ચાલો ચાલીને પોતાને સોંપાએલા ભાગ કવી ચાલાકીથી ભજવે છે, તે બાબતમાં કાંઈ પણ અભિપ્રાય આપવાનું કામ અમારૂં નથી. તે માટે અમે તેવો પ્રયત્ન કરવાનું મુલતવી રાખીએ છીએ. આશા છે કે પ્રથમ ભાગની જેમ આ દ્વિતીય ભાગ પણ અમારા વાંચકોને સંતોષ આપશે. ઇત્યલમ્

વૈશાખ સુદ પૂર્ણિમા
૧૯૭૪
**અમદાવાદ.**

લી૰ સેવક.

**ઉદયચંદ લાલચંદ પંડિત.**

# સંસાર શેત્રંજ

યાને

# કરણી તેવી પાર ઉતરણી.



## ભાગ ૨ જો.



### પ્રકરણ ૧ લું.



### ગરીબ ચિત્રકાર.

"ઓ જગન્નિયંતા–પરમકૃપાળુ પરમાત્મા ! આતે મારી કેવી દુઃખદાવસ્થા ! આ પાપી પેટનો ખાડો પૂરવા માટે કયાંથી અને કેવી રીતે અન્ન મળશે ? આ બાબતની ચિંતા સદા સર્વદા મારી સમક્ષ આવીને ઉભીજ રહે છે. ગઈ કાલે રાત્રે મને પેટ પૂરતું અન્ન મળ્યું હતું–હું સારી રીતે પેટભરીને જમ્યો હતો અને આજે બે પ્રહર થઇ ગયા છે છતાં ખાવાને માટે ઘરમાં અન્નનો એક કણ પણ નથી ! કેવી પંચાત ! આજના જેવો દરિદ્રી હું કોઇપણ દિવસે થયો નહોતો. આજે મારી પાસે એક ફૂટી બદામ પણ નથી એવી દુઃખદાવસ્થામાં હું આવી પડયો છું ! હશે, જે પરમાત્માને ગમ્યું તે ખરૂં !

આ અવન્તિનગરીમાં જુદા જુદા દેશના લોકો આવીને મોટા વૈભવમાં રહે છે. આ નગરી વૈભવ અને એશ–આરામના નિવાસસ્થાન જેવી બની ગઈ છે. એવા આ સંપત્તિમાન્ નગરમાં રહી–સદાચરણથી

વર્તતાં–પોતાના ગુણને લીધે ફક્ત ઉદરનિર્વાહ–એશ આરામ કે વૈભવ નહીં–કરવાને માટે ફાંફાં મારવાં પડે એ શું આશ્ચર્યજનક નથી?

પેલો બુઢ્ઢો વણિક મારાં આ લખેલાં ચિત્રો લેતી વખતે મારા કામનાં બહુજ વખાણ કરે છે અને મારામાં નવીન નવીન ચિત્રો તૈયાર કરવાનો ગુણ હોવાનું જણાવે છે છતાં પણ તે ચિત્રની જે કિંમત આપે છે તેમાં ચિત્ર બનાવતાં જે ખર્ચ થાય છે તે પણ પુરૂં મળતું નથી.

મારી ચિત્રકળાને ઉત્તેજન આપવા કોઇ શ્રીમાન્ મનુષ્યે મને સહાયતા કરવાની જરૂર હતી પણ મારા કમનસીબે આજસુધી તેવો કોઈપણ માણસ મળ્યો નથી તેથી મને ઘણોજ અફસોસ થાય છે. તેવો એકાદ માણસ જો મને મળ્યો હોત તો હું મારી મરજી મુજબ સુંદર અને ભાવમય નૂતન નૂતન ચિત્રો તૈયાર કરી શકત. અત્યારે મારી પાસે જે જે સાહિત્યો છે, તેટલાંથી સુંદર ચિત્રો પણ શી રીતે તૈયાર થઈ શકે? સુંદર અને મનમોહક ચિત્રો તૈયાર કરવા માટે સાધનો અને સાહિત્યો પણ કિંમતી જોઇએ અને તે મારી પાસે નથી. મારી પાસે તો એક કંગાલ જેવાં સાહિત્ય છે. તેવાં કિંમતી સાહિત્યો હું શી રીતે ખરીદી શકું!? ખાવાના જ્યાં વાંધા ત્યાં તેવાં સાહિત્યોની આશા પણ શી?

આ અવન્તિનગરીમાં આવે આજે મને છ મહિના થયા. તે દરમિયાન મેં ફક્ત એકજ સુંદર ચિત્ર તૈયાર કર્યું છે પણ તેયે અધુરૂં છે. તે પરિપૂર્ણપણે અને મારા મનપસંદ તૈયાર કરવા માટે બીજા પંદર દિવસો જોઇએ. પણ તે પંદર દિવસ સુધી મારે મારા ઉદરનો નિર્વાહ શી રીતે કરવો? તેમજ તેને માટે સાધનો અને સાહિત્યો પણ ક્યાંથી અને શી રીતે મેળવવાં? મારી પાસે ઝેર ખાવા એક પાઈ સરખી નથી. હે દયાળુ દેવ! કૃપા કરી કંઈક માર્ગ તો સુઝાડ!

આખી દુનિયામાં મારૂં કોઈ પણ સગું હોય તો તે ફક્ત એક મારી બ્હેનજ છે; પણ દુર્ભાગ્યે તે દુરાચારિણી–કુળકલંકિની નિવડી છે. જો તે સદાચરણી અને મહારાણી મધુરીની ત્હેનાતમાં હોત તો કેવું સારૂં હતું ! જો એમજ હોત તો હું તેના તરફથી અથવા તો તેની મારફતે કંઇ મદદ પણ મેળવી શકત અને મારે આવાં સંકટો સહન પણ કરવાં ન પડત ! પણ હવે તેનો ઉપાય શો ?

તે જીવતી છે છતાં મારે મન તો તે મરણ પામ્યા જેવીજ છે. તેના સંબંધમાં સારી કે ખોટી કોઈપણ પ્રકારની વાત ક્યાંએ કરવી નહીં અને ચાલી ચલાવીને મારે જાતે તેને મળવા પણ જવું નહિ એવી તે દિવસે મેં મહારાજા ચૈતન્યદેવ પાસે પ્રતિજ્ઞા કરી છે. તે પ્રતિજ્ઞાથી હું કોઇ પણ કાળે ચલાયમાન્ થઇશ નહીં.

તેણે પાપમાર્ગથી સંપત્તિ મેળવી છે, તે તેનેજ મુબારક હો ! જો મહારાજા ચૈતન્યદેવ કદાચ મને તે પ્રતિજ્ઞામાંથી છૂટો કરે તો પણ હું પ્રાણાન્તે તેની પાસે યાચના કરવા જવાનો નથી તે નથીજ. કારણકે તેણે પાપમાર્ગે પ્રાપ્ત કરેલા દ્રવ્યથી હું મારા પ્રાણ બચાવવા નારાજ છું. ભલે હું કાલે મરતો હોઉં તો આજે મરી જાઉં અને આજે મરતો હોઉં તો અત્યારે મરી જાઉં ! પણ તેમ તો કદી નહીંજ કરૂં.

દુરાચરણથી કદાપિ રાજ્યપ્રાપ્તિ થાય તો તેને પણ હું તો તુચ્છ માનીશ અને તેનો સ્વીકાર કરવા ના પાડીશ. વળી સદાચારથી મને મરણ પ્રાપ્ત થશે તો તેને હું સુખેથી સંતોષ અને શાંતિ તેમજ સમાધાનથી સ્વીકારી લઇશ. હું તેમાં જરાએ પાછી પાની કરીશ નહીં ! બીજું ગમે તેમ થયું હોત અને તે દુષ્ટાએ કુળને કલંકનો કાળો ડાઘ ન લગાડયો હોત તો કેવું સારૂં થાત ! અસ્તુ.

ચાલ જીવ હવે 'આવા આવા વિચારો કરી શા માટે દુઃખી

થાય છે. જે થવાનું હતું તે થઇ ચૂકયું. હવે તે બાબતની ચિંતા કરવાથી શું વળવાનું છે. હવે તો કંઈક પુરૂષાર્થ કરૂં. આ ચિત્ર તૈયાર કરવા માંડયું છે તે જરા વધારે ચિત્ત રાખી તૈયાર કરવું. જે બનવાનું હશે તે બન્યાજ કરશે. જેણે જન્મ આપ્યો છે તેનેજ મારૂં રક્ષણ કરવાની ચિંતા છે, તે પરમાત્માજ મારૂં સંરક્ષણ કરવા સર્વથા સમર્થ છે.

બે પ્રહર સુધી જરા વધારે મહેનત કરી આ ચિત્રને મનમોહક બનાવું અને પછી તે બુઢ્ઢા વાણીયાને દેખાડી તેના ઉપર થોડીક રકમ ઉછીતી લઉં ? તે ઉપર નિર્વાહ કરી આ ચિત્રને યથાર્થ ચિત્રકળાના એક નાદર નમૂના જેવું સુંદર બનાવું અને તેનેજ આ ચિત્ર વેચી દઉં એટલે થયું. જો આ ચિત્ર કોઇ સારા માણસના હાથમાં જશે અને તે બીજા લોકોના જોવામાં આવશે તો મારી ઘરાકી જરૂર વધશે અને તેથી મને કંઇક લાભ પણ મળશે. જો દયાળુ દેવની કૃપા હશે તો કંઈક દહાડો પણ વળશે. ”

એવા એવા અનેક વિચારો કરી તે તરૂણ ચિત્રકાર કંઈક ઉત્સાહી બનીને પોતાનું ધારેલું ચિત્ર એકાગ્રચિત્તે તૈયાર કરવા લાગ્યો. થોડોક વખત કામ કર્યા પછી તે જ્યાં બેઠો હતો ત્યાંથી ઉઠયો અને જરા દૂર જઇ ઉભો રહી તે ચિત્ર કેવુંક દેખાય છે, તેનું સૂક્ષ્મદ્રષ્ટિયે અવલોકન કરવા લાગ્યો. પોતે જેવું ચિત્ર બનાવવા ધારતો હતો તેવુંજ તે થાય છે, તે જાણી તેને બહુજ આનંદ અને સંતોષ થયો.

વાંચકો ! અવન્તિનગરીની એક ગલીમાં આવેલા એક નાનકડા ઘરમાં બેઠો બેઠો તે તરૂણ ચિત્રકાર ઉપર પ્રમાણેના વિચારોમાં ગુંચવાતો હતો. સૂર્યોદયનો સમય હતો તેથી તે પ્રાતઃકાળની તમામ ક્રિયાઓથી પરવારી પરમકૃપાળુ પરમાત્માનું નામ લઇ પોતાના ઉદ્યોગે લાગવાની તૈયારી કરવા લાગ્યો. ચિત્રકળાને લગતાં સર્વે સાહિત્યો એકઠાં કરી તેણે અર્ધું તૈયાર કરેલું ચિત્ર પોતાના મુખ સન્મુખ મૂકયું

તેવામાંજ ઉપર જણાવેલા વિચારો તેના મનમાં આવ્યા અને થોડી વાર પછી તે વિચારો અલોપ પણ થઈ ગયા. જાણે કે વર્ષાઋતુમાં ઇન્દ્રનું ધનુષ્ય તણાયું-જણાયું અને થોડીવાર પછી વિલય પણ પામી ગયું.

વિચાર વમળમાંથી નિવૃત્ત થતાંજ તે પોતાના ઉદ્યોગે લાગી ગયો. તે જે ઘરમાં રહેતો હતો તે ઘરમાં સાક્ષાત્ દરિદ્રતા વિરાજતી હતી. એ બાબતની હકીકત અમારા વાંચકો તે ચિત્રકારને થએલા વિચારો ઉપરથી જાણીજ ગયા હશે. એટલા માટે પુનઃ પિષ્ટપેષણ કરવાની અમને આવશ્યકતા જણાતી નથી.

ગયા છ મહિના દરમિયાન તે જુવાન ચિત્રકારે જો કે નાનાં નાનાં ચિત્રો તૈયાર કરી ગમે તેમ વેચી પોતાનો નિર્વાહ મહા મુશીબતે કર્યો હતો એ ખરૂં છે, છતાં તે અત્યારે જે ચિત્ર તૈયાર કરતો હતો તેની ઉપર તો તેની સર્વ આશાઓ-અભિલાષાઓ અવલંબન કરી રહી હતી. તે પોતાની બુદ્ધિ અને કૌશલ્યનો આ ચિત્ર તૈયાર કરવામાં ઘણીજ સારી રીતે ઉપયોગ કરતો હતો. અત્યારે તે જે ચિત્ર તૈયાર કરતો હતો તે ચિત્ર જો તેની મરજી મુજબ તૈયાર થઈ શકે તો પોતાની બહુજ કીર્તિ વધશે અને પછી પોતાને ઉદરનિર્વાહને માટે પણ ચિંતા કરવી પડશે નહિ, એવો તેને દૃઢ વિશ્વાસ હતો અને તેનો અંતરાત્મા પણ તેજ તેને સુચવતો હતો.

તે ચિત્ર તરફ સંતોષપૂર્વક જોતા જોતા તે મોટેથી બોલવા લાગ્યો કે-" આ ચિત્રને તૈયાર કરવા માટે હજુ પણ બીજા પંદર દિવસ જોઇશે. ત્યાર પછી તે મારી મરજી મુજબનું તૈયાર થઈ જશે. પણ આ બીજા પંદર દિવસ જશે શી રીતે ? મારી પાસે એક પાઈ પણ શિલીકમાં નથી તેમ મને મદદ કરે તેવો કોઈ મારો મિત્ર પણ આ નગરીમાં નથી. હવે શું કરવું ? "

"ભલા અને સજ્જન યુવક ચિત્રકાર! તું એમ ન સમજીશ કે તારો કોઈ મિત્ર આ દુનિયામાં નથી?! તારા કલ્યાણને માટે ચિંતા કરનારો એક માણસ આ સંસારમાં છે તેને તું શું જાણતો નથી? જો જો તેજ આ તારી પાસે ઉભો છે!"



## પ્રકરણ ૨ જું.



### અણધારી મદદ.

ઉક્ત શબ્દો કાને પડતાંજ તે ચિત્રકારે પાછું વાળીને જોયું તો તેને જણાયું કે પોતાની પાછળ એક ગૃહસ્થ જેવો દેખાતો વૃદ્ધ મનુષ્ય ઉભો છે અને તેની મુખમુદ્રા ઉપર ગંભીરતા છવાયેલી છે. તે વૃદ્ધના મસ્તક ઉપરના તમામ વાળ ધોળા રૂપેરી થઈ ગયા હતા. તેની આંખો તેજસ્વી હતી. ઉદારતાની છાપ તેના મુખ ઉપર સ્પષ્ટપણે દ્રગ્ગોચર થતી હતી અને તેણે ઉચ્ચારેલા ઉક્ત શબ્દો ઉપરથી તે વૃદ્ધ ગૃહસ્થ સખી પણ હશે, એવું અનુમાન થતું હતું. ગંભીર ઉદાર અને સ્મિત યુક્ત દ્રષ્ટિથી તેણે તે આપણા યુવાન ચિત્રકાર તરફ જોયું અને મધુર સ્વરે બોલ્યો કે "ભલા માણસ! તું તારૂં ચિત્ર જોવામાં એટલે બધો તે શું મશગુલ થઈ ગયો હતો કે મેં તારો દરવાજો ઘણી વખત સુધી ખખડાવ્યો છતાં તેની તરફ તારૂં ધ્યાનજ ગયું નહિ! આખરે મેંજ દરવાજો ઉઘાડયો અને હું અંદર આવ્યો."

તેની આ વાત સાંભળી અત્યંત અજાયબી સાથે તે ચિત્રકારે તે વૃદ્ધ ગૃહસ્થને પૂછયું કે—"તમો દરવાજો શી રીતે ઉઘાડી શકયા? મેં તો દરવાજે અંદરથી સાંકળ વાસી હતી."

"દરવાજે અંદરથી સાંકળ વાસીજ નહોતી અને જો વાસી

હોત તો હું શી રીતે ઉઘાડી શકત–અંદર આવી શકત?" તે વૃદ્ધે શાન્તિથી ઉત્તર આપ્યો.

તે ચિત્રકાર બારણા તરફ ગયો. તેણે દરવાજો બંધ કર્યો અને દરવાજે અંદરથી સાંકળ વાસી. પછી તે બોલ્યો:–"બારણું ઉઘાડું રહી ગયું હતું ખરૂં? હું જાણતો હતો કે મેં સાંકળ વાસી છે. કદાચ તેમ કરવાનું ભૂલી પણ ગયો હોઉં, એ ન બનવા જોગ નથી. ભલા અને સજ્જન ગૃહસ્થ! ધોળે દિવસે સાંકળ વાસી ઘરમાં બેસી રહેવું, એ બાબતમાં કોઇને અજાયબી લાગે તે ખરૂં છે; છતાં પણ દરેક માણસને પોતાની સ્થિતિનું અભિમાન તો હોય છેજ! એ વાત હવેથી ભૂલી જશો નહિ."

'પોતાનું અભિમાન!" એ શબ્દ સાંભળતાંજ તે વૃદ્ધની ગંભીરતા ઓછી થઇ ગઇ. તેની મુખમુદ્રા ઉપર જરા ક્રોધની છાયા દૃગ્ગોચર થવા લાગી અને તે ખખડાવીને બોલવા લાગ્યો:–

"શું તને તારી ગરીબ સ્થિતિને માટે લજ્જા આવે છે? તે સ્થિતિને ફેરવી નાંખવાનું તારા હાથમાં સામર્થ્ય કે શક્તિ છે ખરી કે? તારી આ સ્થિતિ દૂર કરવાને માટે શું તું સખત કોશિશ નથી કરતો? ઓ ચિત્રકાર! તું નક્કી સમજી રાખજે કે, અભિમાન એ દરેક માણસનો મોટામાં મોટો દુશ્મન છે. અભિમાનનો એકવાર મનુષ્યના મનમાં પ્રવેશ થતાંજ તેને પોતાની ગરીબાઇ અને હલકાપણાને માટે લજ્જા ઉત્પન્ન થાય છે. ગરીબાઇને લીધેજ ઘણાખરા મનુષ્યો મહેનત–મજુરી કરે છે, એ બાબત અભિમાની મનુષ્ય ભૂલી જાય છે. જો આ સંસારમાં દરિદ્રતા કે ગરીબાઈ બિલકુલ ન હોત તો સાત્વિક મહત્વાકાંક્ષા અને હરિફાઈ–પ્રતિસ્પર્ધા–એઓની ઉત્પત્તિ થઈ હોત ખરી કે? ભાઇ! તું મારી સામે અભિમાનનું નામ પણ લઇશ નહિ. તું જો ગરીબ ન હોત, ઉદરનિર્વાહ માટેનાં જરૂરી સાધનો તારી

પાસે હોત, તારી આવી શોચનિય સ્થિતિ ન હોત અને એ પૈસા તારી ગાંઠે હોત તો હું આજે અહીં શા માટે આવત—મારે શા માટે આવવું પડત ? કહે જોઇએ ! ”

પોતાની સ્થિતિને માટે તે ચિત્રકારને લજ્જા આવી તેથી તે બોલ્યો—“ તમે કહો છો, તેટલો હું દરિદ્રી છું, એ તમે શા ઉપરથી જાણ્યું ? ”

કિંચિત્ નિષ્ઠુરતાદર્શક સ્વરે તે વૃદ્ધ ગૃહસ્થે ચિત્રકારને ફરી પૂછ્યું કે—“ શું તું એમ કહેવા માગે છે કે મારૂં કથન અસત્ય છે ?”

એમ કહી તે વૃદ્ધે તે ચિત્રકાર જે મકાનમાં રહેતો હતો તે મકાનની ભાંગી તૂટેલી ભીંતો, ફાટેલા તુટેલા ગાભાઓનું બીછાનું, રાંધવા માટેનાં હાંડલાં, ચિત્ર કામ કરવા માટેનાં દરિદ્રી જેવાં સાધનો અને સાહિત્યો. ડઝનબંધ થીગડાંઓ મારીને સાંધેલો તેનો હલકો પોશાક, ઈત્યાદિક ચીજો ઉપર અનુક્રમે શાન્તિથી નજર ફેરવી. તેણે ફરી તે ચિત્રકારને પૂછ્યું—“ તું તારી ગરીબાઇને માટે ઈન્કાર કરે છે કે શું ? ”

પોતાની દીન સ્થિતિનું તે પારકા વૃદ્ધ ગૃહસ્થે અવલોકન કર્યું—પોતાની દરિદ્રતા તે જાણી ગયો, તે જાણી તે યુવકને બહુજ ખેદ થયો. તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં અને તે બોલ્યો—“મારી સ્થિતિ કેવી છે, તે એક પરમાત્માજ જાણે છે. બીજો કોઇ નહીં ! ”

“ તે તો જાણેજ છે, પણ તે અમારા જેવા અવલોકન કરનારને પણ સાફ સાફ દેખાઈ આવે તેમ છે. ” પછી તે ફરી ગંભીર અને ઉદાર તેમજ સ્મિતયુક્ત મુખમુદ્રા કરી બોલ્યો—“ વારૂ, પણ પહેલાં તું મને એ કહે કે, આ ચિત્ર પૂર્ણ કરવા માટે તને કેટલા દિવસ લાગશે ? ”

તે વૃદ્ધ ગૃહસ્થના આ સવાલથી તે ચિત્રકારના અંતઃકરણમાં

એક પ્રકારની આશાનો ઉદય થયો અને તે બોલ્યો–" કાંઈ નહિ તો આ ચિત્ર સારી રીતે અને મનપસંદ તૈયાર કરવા માટે એક મહિનો અથવા ઓછામાં ઓછા પંદર દિવસ તો જોઇશેજ ! "

" ચિત્ર તૈયાર થઈ ગયા પછી તું તે વેચી નાંખીશ ખરૂં ને ?"

" હા, આ ચિત્ર હું વેચવાને માટેજ તૈયાર કરૂં છું. "

" પેલી તરફની ગલીમાં રહેનારા તે બુઢ્ઢા વાણીયાને તું વેચાતું આપવાનો છે, એ પણ ખરૂં ને ? આ ચિત્રની તે તને શું કિંમત આપશે ? "

આ અજાયબી ઉપજાવનારા ચમત્કારિક ડોસા તરફ આશ્ચર્ય-ચકિત નજરે જોઇને તે યુવકે પૂછ્યું–" પણ પહેલાં તમે મને એ કહો કે, હું તે વૃદ્ધ વાણીયાનેજ મારાં ચિત્રો વેચાતાં આપું છું તે તમે શી રીતે જાણ્યું ? "

" કલ્પના કર કે–તે વાણીયો બહુ સજ્જન છે, હું ચિત્રોનો બહુજ શોકીન છું, તારી બાબતમાં મને તેણે સર્વ હકીકત કહી અને તારી ગરીબાઈની બાબતમાં તેણે મને સૂચના આપી છે, તો તે બાબ-તમાં તારૂં શું કહેવું છે ? "

" જો તમારૂં એ કહેવું ખરૂંજ હોય, અને તેથીજ તમારૂં અહીં આવવું થયું હોય તો તમારા આગમનથી મારી ઝુંપડી પવિત્ર થઇ, એમ માની મારે તેનો બહુજ આભાર માનવો જોઇએ. "

" તું તદ્દન ખરૂં બોલ્યો. એને માટે તારે તે વાણીયાનો ઉપ-કાર માનવોજ જોઇએ. મારૂં અહીં આવવું તેને લીધેજ થયું છે. તું રહે છે તે આ ઝુંપડી છે, એ ખરૂં છે, અને તે ઝુંપડી પણ ભીખારી જેવી છે. હવે ભવિષ્યમાં તારે આ ઝુંપડીમાં ન રહેવું પડે; એવી ગોઠવણ થવાની જરૂર છે. "

તે વૃદ્ધનાં આવાં વચનો સાંભળી ચિત્રકારને બહુજ આનંદ

થઇ આવ્યો. કારણ કે, આવા સહાનુભૂતિ સૂચક અને આનંદદાયક શબ્દો તેના કર્ણપ્રદેશમાં ઘણા દિવસ થયાં અથડાયા નહોતા.

"યુવક! ખરેખર તારા બુદ્ધિકૌશલ્યને યોગ્ય એવુંજ સ્થાન તને મળવું જોઇએ."

એ વાત સાંભળીને તો ચિત્રકારના આનંદનો અવધિ ન રહ્યો. પોતાનામાં ખરેખર બુદ્ધિકૌશલ્ય છે અને તેને જાણનાર આ સંસારમાં મારી પાસે ઉભેલો આ એકજ પુરૂષ છે ખરો, એવો વિચાર તેને મનમાં આવવાથી તેને પોતાના કામ માટે અભિમાન ઉત્પન્ન થયું. કારણ કે ચિત્રકળાના એક શોખીન મનુષ્યેજ તેની પ્રશંસા કરી હતી તેથી તેને પોતાનામાં બુદ્ધિકૌશલ્ય હોવાની ખાત્રી થઇ અને તેણે એક વખત તે ચિત્રની ઉપર બહુ અભિમાનથી નજર નાંખી. ચિત્રકારના મનની જે સ્થિતિ થઈ તે સ્થિતિ તે આવેલ વૃદ્ધ જાણી ગયો. "તું બુદ્ધિશાળી છે એમાં જરાએ શંકા નથી. તારા બુદ્ધિકૌશલ્ય માટેનું પ્રમાણ આ તૈયાર થતું ચિત્રજ આપે છે. તારૂં આ ચિત્ર વેચાતું લેવા માટેજ હું અહીં આવ્યો છું. આ ચિત્રની કિંમત તને હું બે હજાર રૂપિયા આપું તો તે બસ થશે કે નહીં?"

"શું બે હજાર રૂપિયા? સજ્જન ગૃહસ્થ! તમે અહીં આવીને મારી શોચનીય સ્થિતિ અને મારા દારિદ્ર્યનું સૂક્ષ્મપણે અવલોકન કર્યું ન હોત અને મારી સ્થિતિ—ગરીબાઇને માટે તમને ખરાબ ન લાગી આવ્યું હોત તેમજ તે કારીગરીથી હું તદ્દન અજાણ્યો હોત, તેવા સંયોગોમાં જો કોઇએ તમે કહો છો, તેટલી મારા ચિત્રની કિંમત કરી હોત તો તે કિંમત કરનાર માણસ મારી મશ્કરી કરે છે, એમ હું સમજી લેત!"

તે યુવક ચિત્રકાર બીજું પણ કંઇક વધારે બોલવા જતો હતો પણ તેટલામાંજ તે વૃદ્ધ ગૃહસ્થે પોતાના પોશાકમાં છુપાવી રાખેલી

એક સોનાનાં નાણાંથી ભરેલી નાની કોથળી બહાર કાઢી. તે કોથળી ચિત્રકારની સમક્ષ નાંખી તે બોલ્યો-"હું તારી મશ્કરી નથી કરતો પણ ખરૂંજ બોલું છું તેની ખાત્રી તને થાય એટલા માટે મેં તારા ચિત્રની આંકેલી કિંમત પેટે અર્ધી કિંમતનાં નાણાં સોનાના શિક્કાથી ભરેલી આ કોથળી તને આપી અગાઉથી જમે કરાવુંછું તે તું લે અને નિશ્ચિત થઇ તૈયાર કરવા ધારેલું ચિત્ર સાંગોપાંગ તૈયાર કર !"

પોતે મુશીબતોના મહાન્ મેરૂની નીચે કચડાઇ જતો હતો, તેવામાં પરમેશ્વરે આ વૃદ્ધ ગૃહસ્થના રૂપમાં આવી તેમાંથી બચાવ્યો છે: તેવી ભાવનાથી તે વૃદ્ધના ચરણે માથું મૂકવા તે ઉત્સુક થયો. તે વાત તે વૃદ્ધ ગૃહસ્થના ધ્યાનમાં આવતાંજ તે પાંચ પગલાં પાછો ખસી ગયો અને ચેષ્ટા યુક્ત સ્વરે બોલ્યો-"માનવ પ્રાણીઓએ એક બીજાના પગે મસ્તક ધરવું, એ બહુજ અનુચિત કાર્ય છે. કારણ કે, પોતે જેને ચરણે મસ્તક ધરવા માગે છે તે માણસ પવિત્ર છે કે અપવિત્ર છે, એની કલ્પના આપણા તુચ્છ માનવ અંતઃકરણને શી રીતે થઇ શકે ? વારૂ. હવે તું આ દ્રવ્ય લઈ લે અને મને કહે કે આપણો સોદો નક્કી થઇ ગયો કે નહીં ? શરત એજ છે કે,-" મારે તને બે હજાર રૂપિયા આપવા અને તારે મને આ ચિત્ર બરાબર તૈયાર કરી આપવું. કેમ, કબુલ છેને ?"

"ભલા ગૃહસ્થ ! તમારૂં આ ઔદાર્ય જોઈ હું બહુજ ચકિત થઈ ગયો છું. હું નથી સમજી શકતો કે આ સોદો મારે યોગ્ય સમજવો કે આ કિંમત વધારે સમજીને......"

"અરે ! તું વિચાર શાનો કરે છે ? તારા મનોહર અને કૌશલ્યપૂર્ણ ચિત્રની આગળ મેં આંકેલી તેની કિંમત કંઈ પણ હિસાબમાં નથી, એમ તારે સમજવાનું છે. તને આ કિંમત બહુજ મોટી લાગતી હશે પણ મને તો તેનું કંઇ પણ મહત્વ છેજ નહિ. વારૂ,

આ ચિત્ર તૈયાર થઇ જતાંજ મારી માલેકી તેના ઉપર થઈ ચુકી. ચાલો, હવે એ વાતને આપણે પડતી મૂકીએ. મારે તને હવે એક બીજીજ વાત કહેવાની છે. જો કે તે વાત તારા પોતાના સંબંધમાં મહત્વની નહીં હોય છતાં તેની ઉપર એક બીજાજ નિર્દોષ પ્રાણીનું જીવન અવલંબી રહ્યું છે તેથીજ હું તને પુછું છું. " મેં તને જે કંઈ મદદ કરી છે તેના બદલા તરીકે તું મારૂં એક કામ કરીશ કે નહીં ? "

" એવો પ્રશ્ન પૂછવાની જરૂર હોયજ નહીં. તમે ગમે તેવી આજ્ઞા કરો, તે બજાવી લાવવા હું પ્રાણ જતાં પણ પાછી પાની કરીશ નહીં ! એવું હું તમને વચન આપુછું. " ચિત્રકારે કૃતજ્ઞ-તાથી કહ્યું.

" યુવાન માણસને કોઈ પણ પ્રકારનો વિચાર હોતો નથી. તે બાબતમાં હું તને તારૂંજ દૃષ્ટાંત આપુ છું. એકદમ તું મને વચન આપે છે ખરો પણ હૂં કોણ છું અને હું તને કયું કામ સોંપવાનો છું, એ બાબતનો તેં કાંઇ વિચાર કર્યો છે ખરો ? તું પહેલાં તારી જગ્યાએ બેસ; હૂં પણ નીચે બેસુંછું. મારે તારી સાથે બહુ વિસ્તા-રથી વાતચિત કરવાની છે. આપણામાં થતી વાતચિતનો ઉભે ઉભેજ અંત નહીં આવે માટે આપણે નીચે બેસી જઇએ. "

પોતાની સ્થિતિ પ્રમાણે પોતે આપી શકે તેવું એક આસન તૈયાર કરી તે યુવાન ચિત્રકારે પોતાના ઉપર ઉપકાર કરનાર તે વૃદ્ધ ગૃહસ્થને આદરપૂર્વક તેની ઉપર બેસાર્યો અને પોતે નીચેજ બેઠો. પછી તેઓ પોતાના કાર્ય બાબતની વાતચિત કરવા લાગ્યા.



## પ્રકરણુ ૩ જું.

### બ્હેન મારવા માગે છે–ભાઈ બચાવે છે!

તેઓ બન્ને વૃદ્ધ ગૃહસ્થ અને ચિત્રકાર–શાન્તપણે નીચે બેઠા. પહેલાં તે ગૃહસ્થેજ બોલવાની શરૂઆત કરી. તે બોલ્યો–"કોઇ પણ વધારે ઓછી વાતો કહેવા પહેલાં હું પોતેજ તને મારી મેળેજ કહું છું કે તારા સર્વ કુટુંબના સંબંધની તમામ–રજેરજ હકીકત હું જાણું છું. એ વાત આપણે આપણા કાર્યનો આરંભ કરતા પહેલાંજ મારે તને સ્પષ્ટપણે કહી દેવી જોઇએ; જેથી તને મારા ઉપર વિશ્વાસ આવી શકે. વધુ તો શું કહું પણ હું તારા પોતાનાજ સંબંધમાં કેટ-કેટલી વાતો જાણું છું તે તારા ધ્યાનમાં આવીજ ગયું હશે."

"હા, મારી ગરીબ સ્થિતિની બાબતમાં ખરેખર તમે પૂર્ણપણે વાકેફગાર છો અને તેથીજ આવા અસહ્ય સંકટ સમયમાં તમે મને મદદ કરવા માટે દોડી આવ્યા છો."

"તે ખરૂં છે, તું આ અવન્તિનગરીમાં તારૂં નામ બદલીને રહે છે. તારૂં ખરૂં નામ સત્યસિંહ છે અને તારૂં મૂળ વતન કાંચનપુર છે તે પણ હું જાણું છું. કેમ મારૂં કહેવું ખરૂં છે કે નહિ?"

તે સાંભળી તે સત્યસિંહ (ચિત્રકાર) આશ્ચર્ય પામી પોતાના આસન ઉપરથી એકદમ ઉઠીને ઉભો થયો અને બોલ્યો–"મને લાગે છે કે, તમે કોઈ જાદુગર છો અને તમને કર્ણપિશાચિની દેવી સિદ્ધ હશે–તમારા વશમાં હોવી જોઇએ નહીં તો તમે મારી........"

સત્યસિંહને આશ્ચર્યચકિત થએલો જોઇ તે વૃદ્ધ ગૃહસ્થે ચમત્કારિક અટ્ટહાસ્ય કર્યું. પરંતુ તે શા માટે હસ્યો હશે, તે સત્યસિંહના ધ્યાનમાં

આવી શકયું નહિ. તે વૃદ્ધ ગૃહસ્થ ફરી બોલ્યો:–"સત્યસિંહ, સત્યસિંહ! બસ કર! વચમાં જરાએ ગરબડ ન કર. તું જે દિવસે આ અવન્તિ-નગરીમાં આવ્યો તેજ દિવસે તારી બહેન–વિલાસવતીનો ચૈતન્ય સાથેનો નીચ અને નિંદ્ય સંબંધ તારા જાણવામાં આવ્યો."

"હા. પણ મેં ચૈતન્યના તે અપરાધનેજ માટે તેને દ્વંદ્વયુદ્ધનું આમંત્રણ કર્યું હતું."

"પણ તેણે એકી સપાટે તને નિઃશસ્ત્ર કરી નાંખ્યો હતો ખરૂં ને?"

"તે ખરૂં. છતાં પણ મેં ભય પામી હાથમાંથી સમશેર નાંખી દીધી નહોતી. તે દિવસે હું થાકેલો અને બે દિવસનો ભૂખ્યો હોવાથી શક્તિહીન પણ થઇ ગયો હતો. તે તમારે ભૂલી જવું જોઇએ નહિ."

"તે પણ હું જાણું છું. તે વખતે તેણે તારા ગળા ઉપર તરવાર મૂકી અને તારી પાસે પ્રતિજ્ઞા લેવરાવી કે, તું પોતે પુનઃ તેમના–કિંવા વિલાસવતીના યારની–તરફ જોઇશ પણ નહિ. કેમ, એ પણ ખરૂં છે કે નહિ?"

"હા. એ વાત એટલે સુધી તો ખરી છે. જાણે તમે પોતે ત્યાં હાજર હો અને સર્વ બનાવ તમે તમારી નજરે જોયો હોય! જે સ્થાન ઉપર તે દ્વંદ્વયુદ્ધ થયું તે સ્થાન એકાન્તમાં હતું. સમય રાત્રિનો અને ઘોર અંધકારમય હતો અને તેમાં પણ આકાશમાં કાળાં વાદળાં છવાઈ ગયાં હતાં. તે સ્થળે અમારૂં શાન્તપણે થતું કૃત્ય એક સર્વસાક્ષી પરમેશ્વર શિવાય બીજો કોઇ માણસ જોતો હશે તેની મને કલ્પના પણ આવી નહોતી."

તે વૃદ્ધ ગૃહસ્થ જરા આજ્ઞાદર્શક સ્વરે બોલ્યો–"અરે ઉતાવળીયા યુવાન! શાન્ત થા અને પહેલાં મારૂં કહેવું તો બરાબર સાંભળી લે. તે રાત અંધારી હતી અને તેથીજ તમારૂં આ કૃત્ય બીજો કોઇ

નહિં જોતો હોય એવી શંકા તને અથવા તારા શત્રુના અંતઃકરણને સ્પર્શ કરી શકી નહીં. હું પોતે એક ઝાડની ઓથમાં ઉભો ઉભો તમારાં સર્વ કૃત્યો જોતો હતો તેથીજ મને તે બધી વાતોની ખબર છે."

અત્યંત લજ્જિત થઇ સત્યસિંહ બોલ્યો–"અરેરે ! તે વખતે મારી બ્હેનની આબરૂ ઉપર જે નીચ માણસે હાથ નાંખ્યો છે, તે દુષ્ટ મનુષ્યની શરત પ્રમાણે ચાલવાનું મેં કબુલ કર્યું તેથી તમે મને બીકણુ સમજતા હશો ! પરંતુ તે વાત મનમાં લાવી તમે મને તુચ્છ ચિત્તવાળો માનશો નહિ, એ મારી તમને પ્રાર્થના છે. વિલાસવતીના ગર્ભમાંનું બાળક પોતાના પેટનું છે, એમ મેં ચૈતન્ય પાસે કબુલ કરાવ્યું છે એટલુંજ નહીં પણ તે બાબતનો તેના હસ્તાક્ષરવાળો દસ્તાવેજ મેં તેની પાસે કરાવી લીધો છે. મેં તેને દ્વંદ્વયુદ્ધને માટે આમંત્રણ કર્યું હતું અને એથી વધારે હું શું કરી શકનાર હતો ? યુદ્ધની વખતે જ્યારે હું નિઃશસ્ત્ર થયો ત્યારેજ મારા પ્રાણ ગયા, એવું મને દુઃખ થયું હતું."

"સત્યસિંહ ! તે વખતનું તારૂં આચરણ તદ્દન યોગ્યજ હતું એમ મારો મત છે. તે સંબંધમાં હવે તારે વધારે સમર્થન કરવાની આવશ્યક્તા નથી. મનુષ્યનો સ્વભાવજ સ્વાભાવિક રીતે કૃપણ જેવો હોય છે. વાસ્તવિક રીતે જોતાં સૂમ–કૃપણને જે દ્રવ્ય કાંઈ પણ ઉપયોગમાં આવતું નથી, પણ ઉલટું તેના સંરક્ષણ માટે અનેક આપત્તિઓ તેને અનુભવવી પડે છે અને સદૈવ તેની તેજ ચિંતામાં તેને રહેવું પડે છે, છતાં પણ પ્રાણાન્તે તે દ્રવ્યને તે છાતીપર રાખવા માગે છે–મથે છે. તેજ પ્રમાણે મનુષ્ય પ્રાણી પોતાનું બાકી રહેલું આયુષ્ય અનેક પ્રકારના દારૂણ દુઃખોમાં અને ચિંતામાં વ્યતીત થવાનું છે, એમ જાણવા કે સમજવા છતાં તે આયુષ્યને માટે ફાંફાં મારે છે."

"તમે આટલા બધા ઉદાર, પરોપકારી અને સજ્જન માનવ

છતાં પણ મનુષ્ય જાતિના સંબંધમાં તમારા આવા અનુદાર ઉદ્‌ગારો અને વિચારો પ્રકટ કરો છો તેથી મને તો બહુજ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે.”

“ઓ ભલા યુવક ! મનુષ્યના સ્વભાવનો મેં જેટલો અભ્યાસ કર્યો છે–અવલોકન કર્યું છે, તેટલું બીજા કોઇએ જોયું પણ નહીં હોય ! જો હું મનુષ્યના સ્વભાવનું પૂરેપુરૂં વર્ણન કરૂં તો તે તારાથી સાંભળી પણ શકાશે નહીં ! અને તે પૂર્ણ કરવાને મને તેટલો વખત પણ નથી. એટલા માટે હવે આપણે આપણી વાતના મૂળ મુદ્દા ઉપર આવી જઇએ એ વધારે સારૂં છે.

“તેં ચૈતન્યને આપેલું વચન પૂરેપુરૂં પાળ્યું છે. તું અહીં પોતાનું નામ બદલીને અપ્રસિદ્ધપણે રહે છે. તું તારા નિર્વાહને માટે રાત દિવસ સખત મહેનત કર્યા કરે છે; પણ તું એમ સમજી લેજે કે, તારા તે દુઃખના દિવસો વીતી ગયા છે. તારે માટે સુખના દિવસો આવ્યા છે. આજે તારા નિર્વાહને માટે પૂર્ણ થાય તેટલું દ્રવ્ય તારી પાસે છે. તેટલા દ્રવ્ય ઉપર તો તું તારા ભાગ્યની દશાને ફેરવી ઉદયમાં લાવી શકીશ. હું તારા તરફથી આશા રાખું છું કે, દ્રવ્યના મદમાં આવી જઈ–અંધ થઈ તું તારી પૂર્વની સ્થિતિને ભૂલી જઈશ નહીં અને પરોપકાર કરવા માટે તારા શરીરનો તેમજ દ્રવ્યનો ઉપયોગ કરવામાં તું જરાએ પાછી પાની કરીશ નહીં.”

“હું પરમાત્મા પાસે ઉભય કર જોડી પ્રાર્થના કરૂં છું કે, મારૂં મન કોઈ કાળે તેવું કઠોર ન થાઓ ! ભલા ગૃહસ્થ ! જ્યારે આપ હવે મારા મિત્ર થયા છો, આશ્રયદાતા થયા છો, મારી રજેરજ હકીકત જાણો છો, અને મારી દુઃખદાવસ્થાથી વાકેફગાર છો, ત્યારે તમારો વિશ્વાસ મેળવવા માટે–તમારો વિશ્વાસપાત્ર થવા માટે અને તમે જે ઉદારતા મારા પ્રત્યે દર્શાવી છે અને દર્શાવશો, તેને માટે હું યોગ્ય

પાત્ર છું તે તમને સિદ્ધ કરી બતાવવા મારે શું કરવું? તે મને કહો."

"અત્યારે તને હું તેજ કહેવાનો છું. મણિપુરની મહારાણી મધુરીને તો તું જાણુતોજ હશ. તે મહારાણી મધુરી ઉપર અત્યારે એક પ્રાણાન્ત સંકટ ઝઝુમે છે."

"મહારાણી મધુરી પોતે સ્વભાવે બહુજ સારી છે—એક આદર્શ અબળા છે. પણ જેની સાથે તેનું લગ્ન થયું છે, તે તેના પતિનો સ્વભાવ બહુજ નીચ છે. આ વિચાર મનમાં આવતાંજ મને માઠું લાગે છે."

"યુવક! તું બહુ ભલો, ઉમદા, ઉદાર સ્વભાવનો, પરોપકારી, પરદુઃખે દુઃખી થનારો સજ્જન મનુષ્ય છે. મારો ઉદ્દેશ—મનોરથ સફળ કરનાર કોઇ તારા જેવો યોગ્ય પુરૂપ ન મળ્યો હોત તો કોઇ બીજા માણસને મેં આ બાબતમાં જરાએ વાત પણ કરી ન હોત. અરેરે! ગરીબ બિચારી મધુરીને! પોતાનો પતિ પોતાની સાથેજ કપટભાવે વર્તે છે, એ બાબતની ગંધ પણ નથી. તેમજ પોતાની ઉપર કેવી મહાન્ મુશીબત આવવાની છે તેની તેને કલ્પના સરખી પણ નથી!"

તે વૃદ્ધ ગૃહસ્થનું આ ભાષણ સાંભળી સત્યસિંહની ઔદાર્ય-બુદ્ધિ એકદમ જાગૃત થઇ ગઈ અને તે ઉત્સાહપૂર્વક બોલ્યો:—"તેની ઉપર ગમે તેવું સંકટ ઝઝૂમતું હોય, તે દૂર કરવાનો હે વૃદ્ધ ગૃહસ્થ! કૃપા કરી મને ઉપાય જણાવો, તે ઉપાય કરવામાં જો મારા પ્રાણનું પણ બલીદાન આપવું પડશે તો હું જરાએ પાછી પાની કરવાનો નથી.

થોડી વાર પછી તે કિંચિત્ ખેદપૂર્વક બોલ્યો—"તો પણ મેં તેના દુષ્ટ પતિની પાસે જે પ્રતિજ્ઞા કરી છે, તેનાથી ચલાયમાન્ થવા હું તદ્દન અસમર્થ છું. એ બાબત મારે તમને પહેલાંથી જ કહી દેવી જોઇએ."

"સત્યસિંહ! તું મધુરીનું સંરક્ષણ કરી શકીશ. એટલુંજ નહીં

પણ તેંજ તેને બચાવવાનું કૃત્ય કર્યું છે, એ વાત ચૈતન્ય અથવા તેની રખાયત સ્ત્રી વિલાસવતી કોઈ પણ દિવસે જાણી શકશે નહિ. હું તને ટુંકામાંજ કહીશ કે, મધુરી ઉપર વિષપ્રયોગ કરવાનો વિચાર નક્કી થઈ ગયો છે અને તે વિષ આજેજ તેના પેટમાં જવા છે !!"

અત્યંત ભયભીત મુખમુદ્રા કરી સત્યસિંહે કહ્યું–" અરે પ્રભુનું એમ શી રીતે બની શકશે ? "

" ભલા યુવક ! હજુ તને કલ્પના પણ નથી આવતી કે, આ અટપટી અવનિમાં કેવા કેવા નીચ મનુષ્યો ભરેલા છે ! જો તને માનુષી સ્વભાવનું વધારે જ્ઞાન હોત તો તને જણાઈ આવત કે–તારી બહેન વિલાસવતી એ ફક્ત ચૈતન્યની રખાયત સ્ત્રી થઇનેજ સંતોષ માનનારી નથી. તે કેટલી બધી દ્વેષી અને દુષ્ટ છે, તેની તને કલ્પના પણ થાય તેમ નથી. "

" આ તમે શું કહો છો ? મારી બહેન કે જેને મારી પૂજ્યપાદ માતાએ જન્મ આપ્યો અને અન્તિમ સમયે પણ તેનું કલ્યાણ થાય, તેવો આશીર્વાદ આપ્યો તેજ મા......રી......બ..." એટલું કહેતાંજ સત્યસિંહના અંતઃકરણમાં અતિશય દુઃખ અને આશ્ચર્યનો અત્યંત આવેગ થઇ આવ્યો એટલે તે આગળ બોલી શક્યો નહિ.

" હું જે કંઇ કહું છું તેમાંનો એક અક્ષર પણ ખોટો નથી. આ તારી સામે પડેલું ચિત્ર અથવા દ્રવ્યની કોથળી એ બન્ને જો ખોટાં હોય તો મારૂં બોલવું પણ ખોટું છે, એમ તું સમજજે. હવે હું તને બીજું વધારે કાંઇ ન પૂછતાં એટલુંજ પૂછું છું કે–મારા ઉપદેશ પ્રમાણે ચાલવાનું તું કબૂલ કરે છે કે નહીં ? તે મને સાફ કહી દે જોઇએ. "

" જો તમે એક નિરપરાધી સ્ત્રીના પ્રાણ બચાવવાજ માગતા હો તો હું મારાથી બનતી મદદ આપને આપવા તૈયાર છું. તે શિવાય

અત્યાર સુધીમાં આપણા બન્નેમાં થએલી વાતચિત ઉપરથી આપની ઉપર મારો વિશ્વાસ પણ બેઠો છે તો તમેજ કહો કે–હવે મારે શું કરવું ?"

"જો એમજ છે તો ધ્યાન દઇને એક ચિત્તે સાંભળ ! વિલાસવતીએ ગઈ કાલે રાત્રેજ એક વિષવૈદ્ય પાસેથી એક જાલિમ વિષ–કાતિલ ઝેર આણ્યું છે. તે વિષ આપનાર વૈદ્યે તેને કહ્યું છે કે, એ વિષનો ઉતારો છેજ નહિ અને વિલાસવતીને પણ તે વૈદ્યના કહેવા ઉપર પૂરેપૂરો વિશ્વાસ છે." (અહીં પોતાના ખીસ્સામાં હાથ ઘાલી તે વૃદ્ધ ગૃહસ્થે તેમાંથી બોર સરખાં દશ બાર ફળો કાઢયાં અને ફરી બોલ્યો)–"આ ફળો એટલાં બધાં તો વિષઘ્ન (વિષને ઉતારી દેનાર) છે કે–જો યોગ્ય વખતે એક બે ફળો તેના પેટમાં જશે તો તે સર્વે પ્રકારના વિષોનો નાશ કરશે. દુનિયામાં કોઇ પણ પ્રકારનું એવું વિષ છેજ નહીં કે–જેની અસર આ ફળોથી નાશ ન પામે."

"જો એમજ છે તો આ ફળો તમો પોતેજ ત્યાં જઇને કેમ નથી આપતા ?"

"તેનું કારણ પણ હું તને કહું છું. તેને હું મુદ્દલ ઓળખતો નથી, તો પણ હું કોઇ પણ સબબ કાઢી તેને મળું અને ફળો પણ આપું છતાં પણ તે તેને ખાવાનો આગ્રહ કરી શકું તેમ નથી. જો હું તેને ફળો ખાવાનો આગ્રહજ કરૂં તો તેને કદાચિત્ વહેમ આવી જાય. જો કદાચ હું તેને ખરેખરી તમામ વાત કહીજ દઉં તો પોતાના પતિના નીચપણાને માટે તેને કેટલું બધું દુઃખ થાય ? અને તે દુઃખનું તેને કોઈ પણ જન્મમાં વિસ્મરણ થઇ શકે તેમ છે ખરૂં કે ?"

"આ વિષપ્રયોગ ચૈતન્યની સમ્મતિ કે સહાયતાથી તો નથી થતો ને ?"

"આ બાબતમાં ચૈતન્યનો બિલકુલ હાથ નથી. તેનું પોતાનું અંતઃકરણ ગમે તેટલું દુષ્ટ કે નીચ હોય અને તેનો પ્રેમ વિલાસવતીના ઉપર ગમે તેટલો હોય છતાં પણ મધુરીની ઉપર તેનો પ્રેમ કંઈ ઓછો નથી. મધુરી ઉપરના પ્રેમને લીધેજ વિલાસવતીને તે પોતાની રખાયત તરીકે પ્રકટપણે રાખી શકતો નથી. વિલાસવતી મધુરીની અદેખાઈ કરે છે. ચૈતન્યનો મધુરીની ઉપર પૂર્ણ પ્રેમ છે, એ વાત વિલાસવતીનું દુષ્ટ અંતઃકરણ સહન કરી શકતું નથી. તેથી તે મધુરીના પ્રાણ લેવા તૈયાર થઈ છે."

"હવે મને પણ સમજણ પડી ગઇ. આ ફળો કોઇ જાતના વિષના ઉતાર તરીકે ખાવાનાં છે, એ જાણ પડયા વિના મધુરીના પેટમાં જવાં જોઇએ ! વારૂ, આપની સૂચનાઓ શી શી છે, તે કહો."

"હું તને બધું કહું છું. આજે સાંજે યુવરાજ સિંહદત્ત અને યુવરાજ્ઞી અશોકમાલા ચૈતન્યના મકાનમાં મિજબાનીની માટે આવવાનાં છે. વિલાસવતી અને સરદાર સામંતસિંહ પણ ત્યાં આવવાનાં છે. વિલાસવતી મધુરીની વિશ્વાસુ હોવાથી ભોજનની વખતે તે બન્ને—મધુરી અને વિલાસવતી—ખાસ કરીને પાસે પાસેજ બેસશે. વિલાસવતી યોગ્ય સમય મળતાં વખત સાધીને પોતાની પાસેનું ઝેર મધુરીને ખાવાના અન્નમાં મેળવશે. તે ઝેર મધુરીના પેટમાં ગયા પછી બરાબર બ્હોતેર ઘડીની અંદર આ ઉતાર તેના પેટમાં જવો જોઇએ. આટલો વખત વીતી જશે તો પછી આ ઉતારનો કંઇ પણ ઉપયોગ થશે નહિ. ચૈતન્ય આવતી કાલે કોઈ રાજ્યના કામ માટે પોતાની રાજધાની મણીપુર જવાનો છે તે ચાર પાંચ દિવસ પછી પાછો આવશે. માટે તું આવતી કાલે બપોર પછી તેની મધુરી પાસે જજે. મહારાણી મધુરીને આ ફળો નજરાણા તરીકે આપજે. આ ફળોની રૂચી બહુજ સરસ અને મધુર છે માટે આમાંથી બે ત્રણ ફળો ખાવાનો બહુજ

યુક્તિ-પ્રયુક્તિથી આગ્રહ કરજે. તેજ વખતે આમાંનું એકાદ ફળ તું અથવા બીજો કોઇ ખાશે તો પણ હરકત નથી. શરીર પ્રકૃતિને માટે આ ફળો બહુજ ફાયદાકારક છે. એવા ચાતુર્યથી તું આ કામ સ્હેજે પાર પાડી શકીશ."

"હા. એ કામ હું કરી શકીશ એવો મને પૂર્ણ વિશ્વાસ છે. પણ આ કાર્ય કરવાથી હું મારી કરેલી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ તો નહીં થાઉં ને?"

"હું અત્યારેને અત્યારેજ તારી તે શંકાનું સમાધાન કરી નાંખું છું. તે પાપી વિલાસવતીને નીચ ચૈતન્ય સાથે જે પાપ સંબંધ છે, તે બાબતમાં છેડછાડ કરવી નહીં અને તે બાબતની કોઈની સાથે ચર્ચા કરવી નહિ, એવી તારી પ્રતિજ્ઞા છે. ફક્ત પાપ સંબંધના કૃત્યની બાબતમાં તેં પ્રતિજ્ઞા કરેલી છે. માટે આ કાર્ય કરવાથી તારી પ્રતિજ્ઞા તુટશે નહિ. કલ્પના કર કે, વિલાસવતી જો તારી સમક્ષ મધુરીને એકાદ કુવામાં કે વાવમાં નાંખી દે તો શું મધુરીના પ્રાણ બચાવવા માટે તું એકદમ સર્વ વિચારોને બાજુએ મૂકી દઇ તે વાવમાં કે કુવામાં કૂદી પડવા માટે તૈયાર નહિ થાય?"

"હા. તમારૂં કથન સર્વથા સત્ય છે. હવે મને બધી વાત સમજાઈ ગઇ છે. આપનું બોલવું યુક્તિ પુરસ્સર છે. ઓ જગનિયંતા! ખરેખર તારી લીલા અગાધ અને અગમ્ય છે. બહેનના હાથે થતા પાપનો અટકાવ તું તેના ભાઇને હાથેજ કરાવે છે એ કેટલું બધું આશ્ચર્યજનક છે! '**બહેન જેને મારવા ચાહે છે તેનેજ ભાઈ બચાવવા માગે છે!**"

કિંચિત્ ઉદાસીનતા પૂર્વક તે વૃદ્ધ ગૃહસ્થ બોલ્યો-"સત્યસિંહ! જો, આ વિશ્વ આવું વિચિત્ર છે. મેં તને જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે કરવામાં હવે જરાએ આળસ કરીશ નહિ. મારા માટે જો

તારા મનમાં કાંઈ પણ આદરબુદ્ધિ હોય તો અત્યારે આપણે જે વાતચિત થઈ છે, તેમાંનો એક પણ અક્ષર ક્યાંએ પશુ—કોઇની સામે મુખમાંથી બહાર કાઢીશ નહીં. જો, તારા પ્રમાદથી કે બેફિકરપણાથી એકાદ શબ્દ તારા મુખમાંથી બહાર પડી જશે તો તારી બહેનના નામને કાળું કલંક લાગશે અને કદાચિત્ તેના આ ભયંકર અપરાધને માટે તેને દેહાન્ત દંડની શિક્ષા પણ થશે. મધુરીના સુખનું સત્યાનાશ થઇ જશે. બહુજ ધીરજથી, ચાતુર્યથી અને સાવધાનપણે હોંશિયારીથી કામ કરજે. હું પાછો તને આવતી કાલે સાંજે આવીને મળીશ.” એટલું કહી તે વૃદ્ધ ગૃહસ્થ ચાલ્યો ગયો.



## પ્રકરણ ૪ થું.



### મારે મુશીબત દૂર કરવીજ જોઇએ!

તે વૃદ્ધ ગૃહસ્થના ચાલી ગયા પછી કેટલાક વખત સુધી સત્યસિંહ વિચારમાંને વિચારમાં જ્યાં બેઠો હતો ત્યાંને ત્યાંજ બેસી રહ્યો. પછી તે પોતાના આસન ઉપરથી ઉઠી ચારે તરફ જોવા લાગ્યો. તે પોતાના ગરીબ મકાનમાં એકલોજ હતો. મેં કોઈ વિચિત્ર સ્વપ્ન તો જોયું નથી ને? એક વાર એવી ભ્રમણા તેના મનમાં થઇ આવી. પણ તે ભ્રમણા વધારે વખત ટકી શકી નહીં. પૈસાની કોથળી અને વિષના ફળો પોતાની પાસે પડેલાં જોવાથી તેની ઉક્ત ભ્રમણા નષ્ટ થઈ ગઇ. તે પોતાના મનની સાથેજ વિચાર કરવા લાગ્યો કે—

“વિલાસુ, ઓ કુલકલંકિની વિલાસુ! તારૂં અંતઃકરણ આવું કઠોર શાથી થયું? તું જે નિર્દોષ સ્ત્રીનું તારી પોતાની મહત્વાકાંક્ષા પૂર્ણ કરવા બળીદાન લેવા તૈયાર થઇ છે, તેનોજ બચાવ કરવાનું કામ મારે કરવાનું છે. કેવો અદ્વિતીય અને અગમ્ય યોગાયોગ! તું

સ્વાર્થવશ થઈ નિર્દોષને રેંસવા માગે છે અને હું કેવળ નિઃસ્વાર્થ ભાવે કાર્ય કરવા ચાહું છું. કેવું અન્તર! તારી અને મારી વૃત્તિઓમાં કેટલું બધું અન્તર છે? અવની અને આકાશ જેટલું."

"અરે ઓ દુષ્ટા! પરમાત્માનો કંઇક તો ડર રાખ. તું આવી નિષ્ઠુર નારી ક્યાંથી થઈ ગઇ?! આપણી માતા કેટલી બધી સદાચારિણી-સદ્ગુણી હતી તેનો તને વિચાર પણ કેમ નહીં આવતો હોય! તેજ માતાએ આપેલા સદુપદેશને શું તું તદ્દન ભૂલી ગઈ? તું ઘોર નરકના દરવાજે ઉભી છે અને નરકમાં પ્રવેશ કરે છે, તે હું મારી આંખે જોઉં છું છતાં પ્રતિજ્ઞાના બંધનથી હું બંધાઇ ગએલો હોવાથી તને અટકાવી શકતો નથી. ઓ જગદીશ્વર! તુંજ હવે તો તેને કંઇક સદ્બુદ્ધિ આપ અને પાપકર્મથી પરાવૃત્ત કર-પાછી વાળ! તેના પાપકર્મની જેને રજેરજ માહિતી છે, એવો તે વૃદ્ધ ગૃહસ્થ કોણ હશે વારૂ? મારી બહેનની પાપેચ્છાની તેને ક્યાંથી ખબર પડી ગઇ હશે-શી રીતે તે તેની ઇચ્છા જાણી ગયો હશે? કદાચિત્ તે વૃદ્ધ ગૃહસ્થ આવતી કાલે મને મળવા આવશે ત્યારે ખુલાસો આપી શકશે. ગમે તેમ હોય તો પણ મહારાણી મધુરીના-તે વૃદ્ધ ગૃહસ્થ તેના પ્રાણ બચાવવા માગે છે એવા સત્કૃત્યમાં-નિર્દોષ નારીનો પ્રાણ બચાવવાના કામમાં-તે વૃદ્ધ ગૃહસ્થને મારે મારાથી બનતી દરેક મદદ આપવી જોઇએ. તે વૃદ્ધ કોઈ બહુ ભલો સજ્જન ગૃહસ્થ હોવો જોઇએ. તે મને ગમે તેવી વાતો કહીને છેતરતો તો નથીજ! પછી કોણ જાણે."

એમ કહીને તે પાછો પોતાના આસન ઉપર આવીને બેસી ગયો. તે વૃદ્ધે તેને જે ફળો આપ્યાં હતાં તે ફળમાંથી એક ફળ પોતે ચાખી જોયું. તે તેને એટલું બધું તો સ્વાદિષ્ટ અને મધુર લાગ્યું કે-બીજું પણ એકાદ ફળ ખાવું, એવી ઇચ્છા તેને થયા વિના રહી નહીં છતાં પણ તેણે ખાધું નહિ. તે ફરી પોતેજ પોતાના મનમાં

વિચાર કરવા લાગ્યો કે–" આ ફળો અત્યંત મધુર હોવાથી એ નિઃસંશય છે કે–આ ફળો તેને બહુજ પ્રિય થઇ પડશે. કોઈ પણ સંયોગ આકસ્મિક રીતે આવી ગયો હશે, કે જેથી મારી બહેનના હાથે થનારાં ભયંકર પાપકર્મની હકીકત તે વૃદ્ધ જાણી ગયો છે. વે હકીકત જાણતાંજ આ વિષઘ્ન ફળો લઇને તે મારી પાસે આવ્યો હશે. ચૈતન્યદેવ અને મારી વચ્ચે જે દ્વંદ્વયુદ્ધ થયું હતું તે વખતે તે પોતે ત્યાં હાજર હતો એમ તેણે પોતેજ પોતાને મોઢે મને કહ્યું છે. ત્યાર બાદ તે બુદ્ધાનું ધ્યાન મારા તરફજ હોવું જોઇએ અને ત્યારથી જ તે મારી દરેક હીલચાલ ઉપર નજર રાખતો હોવો જોઇએ. એ પરોપકારી વૃદ્ધ ગૃહસ્થ આવાં ઉદાર કામો ખાસ છુપી રીતેજ કરતો હોવો જોઇએ. મારે તેની ઈચ્છા પૂર્ણ કરવીજ જોઇએ. હવે મારે મહારાણી મધુરીની મુલાકાત લઈ તેના ઉપર ઝઝુમતા સંકટને દૂર કરવુંજ જોઇએ. મારૂં ગમે તેમ થાય, ગમે તેવાં સંકટો સહન કરીને પણ મારે મહારાણી મધુરીની મુશીબત દૂર કરવીજ જોઇએ."



## પ્રકરણ ૫ મું.

### મધુરીની મુશીબતો.

બીજે દિવસે બપોર પછી મણીપુરની મહારાણી મધુરી પોતાના અન્તઃપુરમાં સ્વસ્થપણે બેઠી હતી. તેને થોડા વખતને માટે એકાન્ત જોઇતું હતું. એટલા માટે તેણે પોતાની દાસીઓને ત્યાંથી દૂર કરી હતી. હમણાં હમણાં તેના અન્તઃકરણમાં ઉદાસીનતા સર્વદા છવાઈ રહેતી હતી. તે દિવસનો ઘણો ખરો વખત એકાન્તમાં અને તે પણ વિચારગ્રસ્ત સ્થિતિમાં વ્યતિત કરતી હતી. ભવિષ્યમાં પોતાની ઉપર કંઇક ભયંકર સંકટ આવવાનું છે, એવું તેને તેનું અંતઃકરણ

વારંવાર કહ્યા કરતું હતું. પણ તે કયું સંકટ હશે, એની તેને કલ્પના થઈ શકતી ન હોવાથી પોતાના ચિત્તની આવી ચળવિચળ સ્થિતિ કેમ થાય છે—શા માટે થાય છે, આ બાબતમાં તેને પારાવાર આશ્ચર્ય થયા વિના રહેતું નહિ.

તેની ચિંતાનું પહેલું અને મુખ્ય કારણ એ હતું કે, તેનો પતિ હમેશાં બહારને બહારજ રહેતો. તેની સાથે શાન્ત ચિત્તે બોલવા-વાતચિત કરવા થોડો પણ વખત તેની પાસે બેસી રહેવાની તેને ફુરસદજ મળતી નહોતી. તે હંમેશાં એમજ વિચાર કરતી કે સર્વ તંત્રો સારી રીતે ચાલવા છતાં પોતાના પતિની પાછળ બહુજ મહત્વનાં કામો લાગેલાં છે, એમ તેઓ કહ્યા કરે છે, તો તે મહત્વનાં કામો તે કેવાં અને કયાં હશે ? તેમનો મારી પોતાની ઉપર જે પ્રેમ છે, તે પ્રેમમાં બીજો કોઇ પણ ભાગીદાર થએલું હોવું જોઇએ, એવો વિચાર એક ક્ષણ માત્રને માટે પણ તે પવિત્ર પતિવ્રતા પ્રમદાના અંતઃકરણને કોઇ પણ દિવસે સ્પર્શ પણ કરી શકયો નહોતો. તેનું પતિવ્રતપણું એટલું બધું તો પ્રખર હતું કે કોઈ પણ પ્રકારનું પ્રત્યક્ષ પ્રમાણ દૃષ્ટિગોચર થયા વિના પોતાના પરમેશ્વર સ્વરૂપ પતિની બાબતમાં કુત્સિત શંકા-કુશંકાઓ તેના પ્રેમમય પવિત્ર હૃદયમાં ઉત્પન્ન થાય, એ તદ્દન અસંભવિત હતું.

તેના દુઃખનું બીજું કારણ એ હતું કે, તેનો પતિ શાન્ત નિદ્રામાંથી વખતોવખત ચમકીને એકદમ જાગૃત થઇ જતો એટલુંજ નહિ પણ કોઇ કોઈ વખતે ભયભિત થઇને મોટેથી બુમો પણ પાડતો. સિવાય દિવસે પણ તે તેની સાથે વાતચિત કરતાં કોઈ વખત લજ્જિત થઈ ગયા જેવો તો કોઇક વખત વળી ગભરાઈ ગયા જેવો જણાતો. તે એકાન્તમાં બેઠો હોય તો પણ તે દુઃખના દરિયામાં જાણે ગોથાં ખાતો—નિમગ્ન થએલો હોય તેમ જણાતો. એ બનાવ પણ મધુરીની

દ્રષ્ટિએ ઘણી વાર પડી ચૂકયો હતો. તે પોતાના પતિ પાસે આ બાબતની જ્યારે વાત કાઢતી ત્યારે તે તેને સ્પષ્ટ ઉત્તર આપતો નહિ. કોઈ કોઇ વખતે કંઇક ઉત્તર આપતો, તો કોઈ વખત તે વિષયની વાતચિતનેજ બદલી નાંખતો અથવા તેને પરમ પ્રેમપૂર્વક ચુંબન કરી તેનું મુખજ બંધ કરી દેતો.

એવું થતાંજ મધુરી પોતાને સંતોષ અને સમાધાન થએલું જણાવતી અને અધિક આગ્રહ ન કરતાં ચુપચાપ બેસી જતી. એટલું છતાં પણ પોતાનો પતિ સદા બહાર ને બહારજ રહ્યા કરે છે, રાત્રે ઉંઘમાંથી જાગી ઉઠે છે અને કોઇ કોઈ વખતે બુમો પણ પાડે છે. કેટલીક વખત દિવસે પણ દુઃખમાં નિમગ્ન થઇ ગએલા જેવો દેખાય છે, એ ઉપરથી તેના અંતઃકરણને કાંઇક છુપી વેદનાઓ થાય છે એવી તેને ખાત્રી થઇ હતી. આ વાતને તે કોઇ પણ વખતે ભૂલી શકતી નહોતી.

મધુરીના કોમળ મનને દુઃખ દેનારી એટલીજ વાતો નહોતી. બીજી પણ એક વાત તેના અંતઃકરણમાં ગ્લાની ઉત્પન્ન કરતી હતી. તે એ હતી કે, પોતાની પુત્રી કમળા ઉપર ચૈતન્યનો જરાએ સ્નેહ કે માયા નહોતી. કારણ કે કમળાને કોઈ દિવસે પ્રેમથી તેણે તેડી નહોતી, તેને કોઈ દિવસે લાડ લડાવ્યાં નહોતાં. તેમજ પોતાની મેળે તેને ( કમળાને ) કોઇ દિવસે તેણે બોલાવી હોય, એવું પણ બન્યુંજ નહોતું. મધુરી જ્યારે પોતાની પુત્રીને ખાસ કરી તેના હાથમાં આપતી, અથવા તેની બાળલીલાનું કૌતુક જોવા માટે આગ્રહ કરતી ત્યારેજ તેને રાજી રાખવા ખાતર ઉપર ઉપરથી તે બાળા ઉપર પોતાનો જરા તરા પ્રેમ દર્શાવતો એટલુંજ.

વિરૂદ્ધ પક્ષે જોઇએ તો યુવરાજના પુત્ર કલ્યાણસિંહની ઉપર ચૈતન્યનો અત્યંત પ્રેમ હતો, એમ તેને જણાઇ આવતું; પણ ચૈત-

ન્યનો પ્રેમ તે પુત્રી કરતાં પુત્ર ઉપર વધારે હોય, એ નૈસર્ગિક છે-કુદરતના નિયમ મુજબજ છે, એ વાતની તે બિચારી ભોળી અને ભલી કાવાદાવાથી અજાણી સ્ત્રીને ક્યાંથી ખબર હોય ? કલ્યાણસિંહને જોતાં તેને અતિશય આનંદ થઇ આવતો. તે તેને તરતજ તેડી લેતો અને પ્રેમપૂર્વક આનંદિત અંતઃકરણે તેની બાળલીલાનું કૌતુક જોતો. પોતાના પતિના અપત્ય પ્રેમની અયોગ્ય વહેંચણી તે (મધુરી)ના ધ્યાનમાં આવતાંજ તેને બહુ માઠું લાગતું. પણ તે પોતે બહુજ વિચારશીલ વનિતા હોવાથી ઉપર પ્રમાણેની કલ્પના મનમાં આવતાંજ તે પોતાના દુઃખને વિસારી દેવા માટે પોતાની પુત્રીને ખોળામાં લેઇ રમાડતી. તેમજ પોતાની કલ્પનાઓ ફક્ત શંકાઓજ હશે અથવા ભૂલ ભરેલી હશે, એમ માની પોતાના મનનું સમાધાન કરવાની કોશીશ કરતી.

પરંતુ પોતાના પ્રયત્નમાં તે સફળ થતી નહિ. પોતાના પતિની કલ્પનાના સંબંધમાં વિચાર કરતાં પોતાનું મન પણ—પોતાના પતિના ચિત્ત પ્રમાણેજ પોતાની પુત્રી કરતાં–યુવરાજના પુત્ર પ્રત્યે વધારે પ્રેમપૂર્વક આકર્ષાય છે, એમ તેને લાગતું. યુવરાજના પુત્ર કલ્યાણ-સિંહને જોતાંજ મધુરીને પણ બહુ હર્ષ થતો અને બન્ને બાળકો એકજ ઠેકાણે રમતાં હોય ત્યારે તે પોતાની પુત્રીને ઘણી ખરી ભૂલી જતી. પ્રેમની પ્રબળતા થવાથી તે પુત્રને પોતાના ખોળામાં એકદમ અનિચ્છાએ લઈ લેતી, તેને ચુંબન કરતી અને પ્યાર કરતી, એટ-લુંજ નહિ પણ એકાદ વખત પ્રેમના પ્રબળ આવેગથી તેને પાન્હો ચડતો અને સ્તનમાંથી દૂધની શેર છુટતી પણ તે બાળકોનો વિવાહ સંબંધ નક્કી થએલો હોવાથી તે બાળકને સ્તનપાન કરાવતાં સંકો-ચાતી. પોતાના પ્રેમનો પ્રવાહ તે યુવરાજના પુત્ર કરતાં પોતાની પુત્રી તરફ પ્રબળવેગે વહન કરે, તે માટે તે બહુ બહુ પ્રયત્નો કરતી, પણ

તેમાં તે સફળ થઇ શકતી નહોતી. પોતાના ચિત્તની આ સ્થિતિ બીજાના જાણવામાં કે જોવામાં આવશે તો તે પોતાની મશ્કરી કરી હસશે, એ ધ્યાનમાં આવતાંજ તે બહુ લજ્જિત અને સંકુચિત થઈ બેસતી.

કેટલેક પ્રસંગે રાત્રીના શાન્ત સમયે પોતાની પુત્રી ગાઢ નિદ્રામાં નિમગ્ન થઈ જતી ત્યારે તેના કોમળ–કમનીય કમળ કુસુમ સમાન મુખકમળ તરફ જોવાથી તેનું ચિત્ત બહુ પ્રસન્ન થતું. પોતાનો સંપૂર્ણ માતૃપ્રેમ આ બાળા ઉપર સ્થિર ન થતાં તે રાજકુમાર તરફ આટલો બધો કેમ આકર્ષાય છે, એ બાબતમાં તેને કંઇ પણ સમજણ પડતી નહોતી.

તે બાલિકા કમળા જ્યારે મધુરીના મુખ તરફ જોઈ સ્મિત-હાસ્ય કરતી, તે વખતે મધુરી પણ તેને પ્રેમ કરવામાં બાકી રાખતી નહિ. તે તેને પ્રેમ કરતી, પંપાળતી, હસાવતી અને ચુંબન લેતી. જે વખતે તે તેને રમાડતી તે વખતે તેને લાગતું કે, આ કમળાને બદલે જો કલ્યાણસિંહ હોત તો પોતાના અંતઃકરણને કેટલો બધો આનંદ થાત ! એ વિચાર મનમાં આવતાં તેના આનંદમાં વિષાદનું છમકલું જણાતું. મધુરી જેવી પ્રેમાળ, ભોળી અને પતિવ્રતા સ્ત્રીને દુઃખથી કચરી નાંખવા માટે એટલી વાતો પુરતી હતી. પોતાની પુત્રી ઉપર પોતાનો ખરો પ્રેમ હોવો જોઇએ, પણ તે ખરો પ્રેમ બીજાના બાળક તરફ ઉત્પન્ન થાય છે, એ એક મોટું પાપ છે. તેનો જવાબ ઇશ્વરને ત્યાં–જગદીશ્વરના દરબારમાં પોતાને આપવો પડશે, એમ લાગવાથીતેને બહુજ ખેદ થતો. પોતાના માતૃપ્રેમને કલંક લગાડનારૂં પોતાનું વર્તન છે, એમ વારંવાર તેના મનમાં આવી તે દુઃખમાં ચકચૂર થઇ જતી.

આ બાબતમાં બીજી એક ચમત્કારિક હકીકત કહેવાની જરૂર

છે. અત્યારે અમે જે દિવસની હકીકત કહેવાના છીએ તે પહેલાં થોડાએક દિવસ ઉપર યુવરાજ્ઞી અશોકમાલા પોતાના પુત્રને સાથે લઇ હમેશના નિયમ મુજબ મધુરીની સાથે વાતો કરવા આવી હતી. તે વખતે અશોકમાલાએ જ્યારે ખુલ્લા દિલથી કબુલ કર્યું કે પોતાના પુત્ર કરતાં મધુરીની પુત્રી તરફ પોતાનું દિલ વધારે આકર્ષાય છે, ત્યારે મધુરીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પોતાનો પ્રેમ અશોકમાલાના પુત્ર ઉપર અને અશોકમાલાનો પ્રેમ પોતાની પુત્રી તરફ આકર્ષાય છે, તેથી આ વિચિત્ર બનાવવામાં કોઇ પણ પ્રકારની ઇશ્વરી માયા હોવી જોઇએ, એમ મધુરીના મનમાં આવ્યા વિના રહ્યું નહિ.

પરસ્પર પોતાના હૃદયની વાતો ખુલ્લી કરી રહ્યા પછી તેઓ રડી પડી અને પછી પાછી શાન્ત થઇ. ઇશ્વરી નિયમ વિરૂદ્ધ પોતાના પ્રેમનો જે પ્રવાહ વહે છે, તે તરફ ન વહેતાં ખરે રસ્તેજ વહન કરે, તે માટે મન, વાણી અને કાયાથી પરમાત્માની તેઓએ પ્રાર્થના કરી.

અરેરે ! ગરીબ બિચારી અબળાઓ ! પોતાના પ્રેમનો પ્રવાહ ઇશ્વરી નિયમ મુજબ યોગ્ય દિશાએજ વહે છે, છતાં અજ્ઞાનથી તે બીજીજ–વિરૂદ્ધ–દિશાએ વહન કરે છે, એમ તેઓ માનતી હતી. ખરી વાત તે બિચારી અબળાઓ શી રીતે જાણી શકે ?

મધુરીનો કલ્યાણસિંહ ઉપર અને અશોકમાલાનો કમળા ઉપર જે પ્રેમ છે, તે ખરોજ છે; એ વાત તેમના ધ્યાનમાં ક્યાંથી અને શી રીતે આવી શકે ? પરસ્પરના બાળકને જ્યારે તેઓ ચુંબન કરતી ત્યારે તેઓ પોતાનાજ બાળકનું ચુંબન કરે છે, એમાં સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ કંઇજ નથી, એ બાબતની કલ્પના તેઓને ક્યાંથી આવે ?

એક બીજાના બાળક ઉપર સ્થિર થએલા પ્રેમના સંબંધમાં તે બન્ને સખીઓએ એક બીજાની પાસે જો કે–પોતાના ખુલ્લા દિલથી કબુલ કર્યું હતું છતાં આ બાબત પોતાના પતિઓને કહેવાની તેઓ

હિંમત કરી શકતી નહોતી.

બીજી બધી બાબતોમાં તેઓ જો કે પતિને પરમેશ્વર સમાન માનતી હતી તો પણ આ સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ દેખાતી વાત પોતાના પતિને કહી તેમનાં ચિત્ત શંકાશીલ કરવાની તેઓ હિંમત કરી શકતી નહોતી. એમાં અધિક આશ્ચર્ય પામવા જેવું નહોતું. કારણ કે તે વાતજ વિચિત્ર હતી. તેમના તરફથી પોતાના ચળવિચળ ચિત્તનું-શંકિત હૃદયનું સમાધાન થઇ શકશે નહિ, એટલુંજ નહિ પણ ઉલટું એ વાત તેમને એક જાતના દુઃખનુ કારણભૂત થઇ પડશે એમ તેઓના ( મધુરી અને અશોકમાલાના ) મનમાં આવી હતી. એ વાત અનુચિત હતી એમ કોણ કહી શકે તેમ છે ? !

ફક્ત યુવરાજ સિંહદત્તના સંબંધમાંજ જુદી સ્થિતિ હતી. તેને પોતાનો પુત્ર કલ્યાણસિંહ પોતાના પ્રાણ જેવોજ પ્રિય લાગતો હતો. આ બાબતમાં મધુરી કરતાં અશોકમાલા વધારે સુખી હતી. કારણ કે પોતાના બાળક ઉપર પોતાનો પ્રેમ જો કે ઓછો હતો પણ પોતાના પતિનો પૂર્ણ પ્રેમ પોતાના પુત્ર ઉપર છે, એ જોઇ તે જરા સંતોષ અને સમાધાન માનતી હતી. પણ મધુરીને દુઃખ થવાનું કારણ એ હતું કે, પોતાની પુત્રી ઉપર પોતાના પતિનો જરાએ પ્રેમ નહોતો.

એટલી હકીકત જાણ્યા પછી જ્યારે દાસીએ તેને વરધી આપી કે, “ કોઇ ગૃહસ્થ આપને મળવા માગે છે ! ” ત્યારે તેના મનની સ્થિતિ કેવી હતી અને તે વખતે તેના મનમાં કેવા કેવા વિચારો ઘોળાતા હતા, તે વાંચકોના ધ્યાનમાં આવી જશે.

વરધી મળતાંજ મધુરી અન્તઃપુરમાંથી બહાર આવી અને પારકા પુરૂષની મુલાકાત લેવા માટે જે જગ્યા યોગ્ય હતી તે જગ્યાએ પોતાની દાસી સાથે આવી પહોંચી.



## પ્રકરણ ૬ ઠ્ઠું.



### કામ ફત્તેહ !

સત્યસિંહ તે જગ્યાએ પહેલેથીજ આવી બેઠેલો હતો. સત્યસિંહ પોતાને ઘણા દિવસ થયા મળ્યો નહોતો તેથી તેને જોતાંજ તે સરળ ચિત્તની સ્ત્રીને બહુજ આનંદ થયો. તે તેને બહુ માન આપતી તે શિવાય તેનાં ચૈતન્યની સાથે લગ્ન થવા પહેલાં જ્યારે ચૈતન્ય કાંચનપુરના કારાગૃહમાં કેદ હતો ત્યારે મધુરીને આનંદ મળવા માટે સત્યસિંહે ચૈતન્યની આબેહુબ એક નાનકડી છબી ચીતરી આપી હતી. આ વાત અમારા વાંચકોના સ્મરણમાંજ હશે. એ ઉપરાંત તે પોતાની ખાસ દાસી વિલાસવતીનો ભાઈ થતો હતો. કાંચનપુરમાં વિલાસવતીને મળવા માટે ઘણી વખત તે રાજમહેલમાં આવતો તેથી મધુરીની સાથે પણ તેને ઓળખાણ થઈ હતી. આ વખતે સત્યસિંહનો પોશાક જો કે ભપકાદારે નહોતો તેમ તે તદ્દન ગરીબ જેવો પણ નહોતો. તેની અત્યારની સ્થિતિ ઉપરથી તે ગયા વર્ષમાં દુઃખદ સ્થિતિમાં હશે એવું અનુમાન કરી શકાય તેમ નહોતું. મધુરીને જોતાંજ તે ઉભો થયો. મધુરી બોલી–

" ભાઇ સત્યસિંહ ! બેસ બાપુ. તું અને હું બાલ્યાવસ્થાનાં સખા હોવાથી તારે મને આટલું બધું માન આપવાની આવશ્યકતા નથી. તું આજે ઘણા દિવસે મને મળ્યો તેથી મને ઘણોજ આનંદ થાય છે. વારૂ, તું આવ્યો કયારે ? તારે અમારા ઘરને પારકું ઘર માનવું નહિ. હું કાંઈ તને પારકો સમજતી નથી. સમજ્યો કે ?"

" આપ મારા જેવા ગરીબને ભૂલી ગયાં નથી એ પરમાત્માનો

મારા ઉપર મોટો ઉપકાર છે. બા સાહેબ, આપને હું ખરૂંજ કહું છું કે, મને ગરીબાઇ બહુજ પસંદ છે. હું દ્રવ્યનો દાસ કે લક્ષ્મીનો લાલચુડો–લોભી અને વૈભવને ચાહનારો નથી. વધારે તો શું કહું પણ મારી બહેને આપની સેવાનો ત્યાગ કરી એક સરદાર સાથે લગ્ન કર્યું તે વાતને હું જરાએ પસંદ કરતો નથી. હજુ હું તેને મળવા પણ ગયો નથી અને ભવિષ્યમાં તેને મળવા જવાનો પણ નથી.”

“સત્યસિંહ! તારૂં આ ભાષણ મને બહુ અજાયબી ઉપજાવે છે. તેં જ્યારે મને તારા આવવાની વરધી અપાવી, ત્યારે પણ તેં પોતાનું નામ જણાવ્યું નહોતું, એથી મને શંકા થઈ આવી હતી; અરે મેં તારી વર્તણુક ઉપર ટીકા પણ કરી હતી. વિલાસવતીની સાથે તારે બોલાચાલી કે કજીઓ તો થયો નથી ને?”

“ના ના. બા, તેવું કાંઈ નથી. પણ હવે તેને મળવાનું મને ઉચિત લાગતું નથી.”

“સત્યસિંહ! તું બહુજ ચતુર માણસ છે, તે હું ઘણી સારી રીતે જાણું છું. હું તારી ઇચ્છા વિરૂદ્ધ તને વર્તાવ માગતી નથી. મને લાગે છે કે તું આજે મને મળવા આવ્યો છે, તે વાત પણ વિલાસવતીના જાણવામાં ન આવે, એવી તારી ઇચ્છા હશે ખરૂં ને?”

“હા. બા સાહેબ! મારી તેવી આપની પાસે પ્રાર્થના છે. એટલુંજ નહીં પણ ખાસ મહારાજા ચૈતન્યદેવને પણ મળવાની અત્યારે મારે ઇચ્છા નથી.”

“એટલે? તારા કહેવાનો અર્થ મારા સમજવામાં આવતો નથી. તું અહીં આવ્યો હતો, એ હકીકત જો તેમને સમજાશે તો તેઓ વિલાસવતીને મળતાંજ એ વાત તેને કહી દેશે, એમ તને લાગે છે કે શું? ભલે, તારી તેવીજ ઈચ્છા છે તો મારે આ હકીકત તેમને શા માટે કહેવી જોઇએ? જા, હું આપણી મુલાકાતની વાત તેમને

પણ નહીંજ કહું. વિલાસવતીના લગ્નની વાત તને ગમતી નથી એ વાત પણ હું તેને કહીશ નહીં. તેમજ આપણી થએલી મુલાકાતના સંબંધમાં પણ એક અક્ષર તેને જણાવીશ નહીં. સત્યસિંહ ! હું ખરૂંજ કહું છું કે તારી બહેન ઉપર તારે આટલું બધું ગુસ્સે થવું વ્યાજબી નથી."

"બા સાહેબ ! સર્વ કુટુંબોમાં કાંઇને કાંઈ છુપી વાત તો હોયજ છે. ઘેર ઘેર માટીના ચુલા હોય છે. આ સર્વ સાધારણ નિયમમાં અમારૂં ઘર કંઈ અપવાદ રૂપ નથી. મેં સર્વ બાબતનો વિચાર બહુ સારી રીતે કરીનેજ આ નિશ્ચય કરી નાંખ્યો છે. સ્વાભાવિક રીતે મારૂં મન કોમળ છે, એવી મને તો ખાત્રી છે. તેવાંજ કોઈ વિશેષ કારણોને લીધે હું તમને મળવા માટે અહીં આવ્યો છું. બા સાહેબ, હું બીજીજ વાતો કરવા લાગ્યો તેથી તમારા કુશળ સમાચાર પૂછવાનું ભૂલી ગયો તે માટે મને માફ કરજો. બા મને કહો કે આપ આપની પુત્રી અને પતિ સહ આનંદમાં તો છો ને ?"

"હા. ભાઇ ! ઇશ્વરની કૃપાથી આજ સુધી તો હું આનંદમાં છું. અરે પણ સત્યસિંહ ! આ શું ? આ તારી પાસે ફળો શાનાં છે! તે જો કે બોર જેવાં દેખાય છે પણ બોર તો નથીજ."

"બા સાહેબ ! હું આ ફળો તમને નજરાણા તરીકે આપવાને માટે લાવ્યો છું. મારા જેવા ગરીબ માણસનું નજરાણું પણ ગરીબાઈ જેવુંજ હોય. બા, આજ સુધીમાં તમે હજારો ફળો ખાધાં હશે, પણ આવાં સ્વાદિષ્ટ અને મધુર ફળો તમે કદી ચાખ્યાં પણ નહિ હોય ! એવી મને ખાત્રી છે. લ્યો બા આમાંથી એક ફળ ચાખી તો જુઓ." પોતાની પાસેનાં ફળોમાંથી એક ફળ વિનયપૂર્વક મધુરીના હાથમાં આપીને તે બોલ્યો. "આ ફળો મહાન મુશીબતો વેઠી આપને અર્પણ કરવા માટે હું લાવ્યો છું. આપને તે ગમશે તો હું મને પોતાને મોટો ભાગ્યશાળી સમજીશ. આપ આ ફળ ચાખી તો જુઓ કે, તે કેટલાં બધાં મધુર અને સ્વાદિષ્ટ છે."

મધુરીએ તે ફળ પોતાના મુખમાં મૂકી ચાખ્યું અને પછી તે બોલી–" સત્યસિંહ ! આ ફળ સ્વાદિષ્ટ અને બહુજ મધુર છે ખરૂં. તારૂં આ નજરાણું મને બહુજ પસંદ પડયું છે."

" બા હવે મારી મહેનત સફળ થઈ ! "

એક ફળ ખાઈ રહેતાંજ મધુરીને સત્યસિંહે બીજું ફળ આપ્યું તે પણ તે ખાઈ ગઇ. એ જોઇ સત્યસિંહને પારાવાર પ્રસન્નતા થઇ. હવે ત્રીજું ફળ તેના પેટમાં જાય એટલે બસ ! મારી સર્વે મહેનત સફળ થઈ જશે અને કામ ફત્તેહ !

મધુરી બીજું ફળ પણ ખાઇ રહી. તે સત્યસિંહના ધ્યાનમાં આવતાંજ પોતાની પાસેના ફળોમાંથી સર્વથી ઉત્તમ અને સુંદર દેખાતું એક ત્રીજું ફળ પોતાના હાથમાં લઈ તે બોલ્યો–" બા સાહેબ ! આ ફળ સર્વે ફળોમાં બહુજ સુંદર છે. પહેલાંનાં ફળો કરતાં આ ફળ થોડુંજ પાકેલું છે, એટલા માટે તેનો સ્વાદ પણ ઓરજ છે. તમે આ ફળનો પણ સ્વાદ ચાખી જુઓ. "

મધુરીએ ત્રીજું ફળ પોતાના હાથમાં લીધું. તે જોતાંજ સત્યસિંહ ફુલ્યો પણ સમાયો નહીં. જ્યારે મધુરીએ તે ફળ મોંમાં નાંખ્યું ત્યારે તેની આંખમાં આનંદનાં આંસુઓ આવી ગયાં. આ સ્થિતિ મધુરીના જાણવામાં ન આવી જાય માટે પોતાની પીઠ પાછળ ઉભેલી એક દાસી તરફ તેણે જોયું અને એક ફળ તેણીને પણ આપ્યું.

ગઇ કાલેજ દુષ્ટ વિલાસવતીએ મધુરી ઝૂરી ઝૂરીને મરે, એવી અભિલાષાએ વિષપ્રયોગ કર્યો હતો અને આજે તેજ વિષપ્રયોગ કરનારી વિલાસવતીના ભાઇએ તેને વિષઘ્ન ફળો આપીને તે(મધુરી)ના ઉપર ઝઝુમતા સંકટને દૂર કરી નાંખ્યું.

મધુરીને માટે હવે વિષપ્રયોગની બાબતમાં કોઈ પણ જાતની ફિકર કરવાની જરૂર સત્યસિંહને રહી નહિ. બીજી તરફ વિલાસવતી

પોતાના ઉદ્દેશો ફળિભૂત થયા, તેથી મનમાં ને મનમાં નવીન સૃષ્ટિની રચના કરતી હતી. કારણ કે, તે કાતિલ ઝેર આપનાર વિષવૈદ્યની ટુંકી સમજણ મુજબ તેણે પોતાના વિષનો ઉતારોજ નથી, એમ તેને કહ્યું હતું અને તેથીજ વિલાસવતી પણ પોતાના અભિમાનમાં મરડાઈ જતી હતી.

પોતાનું કાર્ય સ્હેજે ફત્તેહ થયું, તે જોઈ સત્યસિંહે પરમાત્માનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો અને પછી થોડી ઘણી બીજી આડી અવળી વાતો કરી. ત્યાર પછી મહારાણી મધુરીએ સત્યસિંહને પોતાનું સ્મરણ રહે માટે એક હીરાની વિંટી આપી. તે તે મુદ્રિકા લેતોજ નહોતો પણ મધુરીએ અતિશય આગ્રહ કરવાથી તેણે લાચાર થઈ—તેને ફક્ત ખુશી રાખવા માટેજ—તે લીધી.

જે વૃદ્ધ ગૃહસ્થે પોતાના હાથે મધુરી ઉપર ઝઝૂમતી મુશીબત દૂર કરાવી, તે પરોપકારી વૃદ્ધ ગૃહસ્થની બાબતમાં વિચાર કરતો કરતો ચૈતન્યના મકાનમાંથી નિકળી તે પોતાના ઝુંપડી જેવા મકાનમાં આવી પહોંચ્યો.

તે વૃદ્ધ કોણ હતો અને તે મધુરીના હિત માટે આટલી બધી ખટપટ શા માટે કરતો હતો ?

ઘેર આવ્યા પછી સત્યસિંહ તે વૃદ્ધ ગૃહસ્થના—તેણે આપેલા વચન પ્રમાણે આગમનની વાટ જોઇ બહુ વાર સુધી બેસી રહ્યો. આખરે આ બાબતમાં સત્યસિંહ પૂરેપૂરો નિરાશ થઇ ગયો. તે વૃદ્ધ પોતે આપેલા વચનને પાળી શકયો નહિ. સત્યસિંહને મળવા તે ન આવ્યો તે નજ આવ્યો.

હજુ સત્યસિંહ પોતાની પહેલાંની કંગાલ ઝુંપડીમાંજ રહેતો હતો. તેને સગવડ ભરેલી નવી જગ્યા અત્યાર સુધી મળી શકી નહોતી. તે નવીન અને સગવડ ભરેલી જગ્યા ભાડે લેવાની તપાસમાંજ હતો.



## પ્રકરણ ૭ મું.



### નરક યાતના નિવેદન.

પાછલા પ્રકરણમાં અમે જે હકીકત જણાવી ગયા છીએ તેને આજે આઠ મહિના થઈ ગયા છે અને આ અમારા કથાનકને પ્રારંભ થયે આજ લગભગ અઢી પોણા ત્રણ વર્ષ થવા આવ્યાં છે.

સંધ્યાકાળનો શાન્ત સમય હતો. આ વખતે વિલાસવંતી અને ચૈતન્ય અવંતિનગરીની બહાર આવેલા એક રમણીય સરોવર ઉપર ફરતાં હતાં. તેઓ શાન્તપણે અને ગંભીરતાથી વાતચિત કરતાં ફરતાં હતાં. મુખ્યત્વે વિલાસવતીને ચૈતન્ય અનેક વાતો કહેતો હતો અને તે એકાગ્ર ચિત્તે તેની સર્વે વાતો સાંભળતી હતી."

"વિલાસવતી! તે વખતે મેં જે એક એક ભયંકર દેખાવો જોયા, તેનું જરાએ વર્ણન કરવાનું મારામાં અત્યારે પણ સામર્થ્ય નથી. તે ભયંકર શરીરને કંપાવી નાંખનારા–દેખાવો જોવા જેટલી હિંમત મારામાં ક્યાંથી આવી? તે બાબતમાં મને રહી રહીને આશ્ચર્ય પેદા થાય છે. નરકયાતના એટલે શું? અને તે યાતનાઓ કેવી હોય છે? તે જોવાની અત્યંત અભિલાષા મારા અંતઃકરણને ઘણા દિવસથી લાગી રહી હતી. તે માયાવી મારી પાસેજ હોવાથી તે ભયાનક દેખાવો જોઇ શકવાની મારામાં હિંમત આવી હશે, એવું મારૂં અનુમાન છે અને તેજ અનુમાન ખરૂં હોવું જોઇએ એમ મને ખાત્રી થાય છે. તે માયાવીની પાછળ પાછળ નરકમાંનાં યાતના સ્થાનો જોતો જોતો હું ચાલ્યો જતો હતો ત્યારે મારા મનમાં–ચિત્તમાં જે દુઃખદ લાગણીઓ ઉત્પન્ન થઈ હતી, તે તો મારૂં મનજ જાણે છે.

તે વખતની મારા અંતઃકરણની સ્થિતિની બીજા કોઇને કલ્પના પણ થઇ શકે તેમ નથી.

" વારૂ, આ વાતને આજે લગભગ આઠ મહિના થઈ ગયા છે, એમ તમે પોતેજ કહો છો, છતાં પણ આજ સુધી તમે મને આ વાત કેમ ન કહી? આટલા દિવસ સુધી તમે આ વાત મારાથી છુપાવી રાખી એ ઉપરથી હવે હું તમારા વિશ્વાસને પાત્ર નથી, એમ મારે સમજવું કે કેમ? ખરી રીતે જોતાં તમારા સુખદુઃખની તમામ વાતો જાણવાને માટે હું એક તમારા મિત્ર જેવી છું."

" વિલાસવતી! તારી ઉપરનો મારો વિશ્વાસ એક રતી જેટલો પણ ઓછો થયો નથી. તને એ વાત કહેવાનું ઘણી વખત મારા મનમાં આવ્યું હતું છતાં તે ઉદ્વેગજનક બનાવનો એક અક્ષર પણ તને કહેવાને મારા મુખમાંથી બહાર નિકળતો નહોતો. આજે પણ તે વાત હું તને શી રીતે કહી શકયો તેનુજ મને રહી રહીને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. તારી મુખમુદ્રા મને આજે જેવી પ્રસન્ન દેખાય છે, તેવી પહેલાં કોઈ દિવસે દેખાઈ નહોતી. જેમ જેમ એક પછી એક દિવસ વ્યતીત થતો ગયો તેમ તેમ મારી છુપી વાત તને કહેવાની ઉત્કંઠા મારા અંતઃકરણમાં વધારે ને વધારે વધતી ગઇ તેથીજ હું તારી પાસે એ વાત કહી શકયો હઇશ, એમ મને લાગે છે. તારા શિવાય જેની પાસે મારૂં મન હું ખુલ્લું કરી શકું એવું મારૂં દિલનું કોઇ માણસ છે ખરૂં કે? હું તને કહું છું કે-કૃપા કરી મેં જે ભયંકર અને અઘોર કૃત્યો જોયાં છે, તેના સંબંધમાં હવે તું મને એક અક્ષર પણ પૂછીશ નહિ. હાય! હાય!! હવે થોડા વર્ષો પછી મારે તે ઠેકાણે જવું પડશે. ત્યાંનાં સર્વ પ્રકારનાં ભયંકર દુઃખો મારે સહન કરવાંજ પડશે.

" એવો પ્રસંગ મારી ઉપર પણ આવશે ને?"

"પ્રિયે ! આ સમયે મારૂં ચિત્ત બહુજ આકુળવ્યાકુળ થએલું છે માટે એ સંબંધમાં તું મને એક અક્ષર પણ વધારે પૂછીશ નહીં. હું તને તે સંબંધની સર્વ વાતો થોડા દિવસ પછી શાન્તિથી કહી સંભળાવીશ."

"પ્રિયતમ ! તમારૂં મન જો તે બાબતમાં આકુળવ્યાકુળ થઈ ગયું હોય તો અત્યારે આપણે તે સંબંધની વાતચિતનેજ બંધ કરી દેવી, એ વધારે સારૂં છે !"

"પ્રિયે ! આ બાબત હું ભૂલી જઇ શકું તેમ હોત—આ વાત એક ક્ષણને માટે પણ મારા મનમાંથી દૂર થાય તેમ હોત અથવા એ વાતનું મને તદ્દન વિસ્મરણજ થઈ શકે તેમ હોત તો હું કેટલો બધો આનંદિત થઈ શકયો હોત !"

"તમે તમારા ચિત્તને આમ નકામી ચળવિચળ થવા ન દેશો. હજુ આપને આ જગત્માં ઘણાં વર્ષો વ્યતીત કરવાનાં છે. ત્યાં સુધી તમે જુદા જુદા સુખનાં સાધનોમાં—મોજમજાહમાં—સુખેથી બાકી રહેલો સમય વ્યતીત કરો એટલે થયું. આ જગત્માં જે જે ઉત્કૃષ્ટ સુખો છે, તે સર્વ તમારા હાથમાંજ છે, ખરૂં કે નહીં ?"

"વિલાસવતી ! વિલાસવતી ! કોઇ ઘરને ચારે તરફથી અગ્નિ લાગેલો હોય તે વખતે તે ઘરમાં ગાન-તાન થતાં હોય તો તે કોને સારાં લાગે ? અમૃતનો પ્યાલો હાથમાં છે પણ તેમાં હલાહલ વિષ ભરેલું છે, એ પ્રત્યક્ષપણે જાણવા છતાં તે અમૃત કોઇને મીઠું લાગશે ખરૂં કે ? જે સર્પના દાંતમાં કાળકૂટ ઝેર ભરેલું છે તે આપણે જાણીએ છીએ છતાં તેમની શય્યા આપણને બહુજ શીતલ અને શાંતિદાયક તેમજ સુખદ છે એમ ધારી તેની ઉપર સુઇ શકાશે ખરૂં કે ?"

"આપનું ચિત્ત જો આટલું બધું આકુળ વ્યાકુળ થાય છે તો તમે તે માયાવીને આના નિવારણનો કોઈ ઉપાય કેમ પૂછી નથી

લેતા ? તમને સર્વ પ્રકારનાં-સંસારમાં ઉપલબ્ધ થતાં સુખોમાં પણ ઉત્કૃષ્ટ એવાં સુખ અને વૈભવો પ્રાપ્ત કરાવી દેવા તે શું તમારી સાથે વચનબદ્ધ થયો નથી ?"

"વાહ, વાહ !! વિલાસવતી તને શાબાશ છે. તેં મને બહુજ સારી યુક્તિ દેખાડી પણ જરા સબૂર કર ! હવે બીજું વધારે કંઇ પણ બોલીશ નહિ. પહેલાં એ બાબતમાં હું એકલોજ વિચાર કરી જોઉં છું. ત્યાં સુધી તું સબૂર કર !"

એટલું કહી ચૈતન્ય સ્મશાન ભૂમિને માર્ગે ચાલ્યો ગયો અને વિલાસવતી પાસેના દરવાજેથી નગરમાં પ્રવેશ કરી બહુજ ઉતાવળથી પોતાના મકાન તરફ આવી.

વિલાસવતી પોતાના મકાનને દરવાજે આવી દેવડીમાં દાખલ થઇ તે વખતે કોઈ એક અજાણી અબળાએ તેને પૂછ્યું કે-"બહેન ! સરદાર સામંતસિંહનું મકાન આજ છે કે ?"

## પ્રકરણ ૮ મું.

### ગુર્જર સુન્દરી-સુલોચના.

એક નવીન સ્ત્રીએ બહુજ મધુરા અને કિંચિત ખેદયુક્ત અવાજે ઉપરનો સવાલ વિલાસવતીને કર્યો. તે બાઇનો પોશાક એક ગુર્જર સુંદરીના જેવો હતો. તે બાઈ તરફ જોઈ વિલાસવતીને હદ ઉપરાંત આશ્ચર્ય થયું.

"હા બાઇ, આ તેમનુંજ મકાન છે. તમારે તેમના મકાન-માંના કોઈ માણસને મળવું છે ?"

"હા, મારે ખાસ સરદાર સાહેબને મળવું છે."

તે અબળાનું નામ સુલોચના હતું. તેના ઉક્ત શબ્દો સાંભળી વિલાસવતીને બહુજ આશ્ચર્ય થયું. તે તેના તરફ વધારે ધ્યાનપૂર્વક જોવા લાગી તો તેને જણાયું કે તે સ્ત્રી બહુજ દેખાવડી છે, છતાં પણ તેની મુખમુદ્રા ઉપર દુઃખ અને ચિંતાની છાપ પડેલી સ્પષ્ટપણે દ્રગ્ગોચર થાય છે. એ સ્ત્રીના શરીરનો વર્ણ જરા કાળો હતો. તેનાં નેત્રો વિશાળ અને તેજસ્વી તેમજ પાણીદાર હતાં. તેના કેસ કાળા ભ્રમર જેવા હતા. તે બહુજ મનમોહક દેખાતી હતી. તેની મુખમુદ્રા ઉપરથી જણાતું હતું કે તે સ્ત્રી કોઈ ઉંચ અને ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલી હોવી જોઇએ.

તેનો વિશાળ ભાલપ્રદેશ, પ્રવાળ પ્રમાણે લાલચોળ દેખાતો ઓષ્ઠ પ્રદેશ, શુભ્ર અને શુદ્ધ મૌક્તિકના હાર જેવી દંતપંક્તિ, સરલ અને ઝમકદાર ગરદન, કોમળ કમળ નાળ જેવા મૃણાલસમ હાથ અને યોગ્ય પ્રમાણસર શરીરનું બંધારણ ઇત્યાદિક સર્વે સુંદર સૌંદર્યનાં લક્ષણો જોઈ વિલાસવતી જેવી સ્ત્રી પણ ચકિત થયા વિના રહી નહીં.

પોતાના પતિની મુલાકાતે આવનાર દરેક મનુષ્યની બાબતમાં તેને જરાએ આદર બુદ્ધિ નહોતી પણ આ સ્ત્રી-સુલોચનાને જોતાંજ અત્યારે તેના મનમાં તેને માટે આદર બુદ્ધિ ઉત્પન્ન થઇ આવી હતી. તેણે સુલોચનાને પોતાની સાથે પોતાના મકાનમાં આવવાની પ્રાર્થના કરી.

પુરૂષની મુલાકાત લેવાને યોગ્ય એવા પ્રશસ્ત દિવાનખાનામાં તે બન્ને આવી બેઠી. ત્યાં બેઠા પછી વિલાસવતીએ પોતાની દાસીને હાંક મારી તેને સરદાર સાહેબ છે કે નહીં? એ બાબતમાં પૂછતાં તેના તરફથી ના નો જવાબ મળ્યો. સરદાર મકાનમાં નથી એ બાબત વિલાસવતીને માટે એક રીતે સગવડ ભરેલી થઇ પડી. કારણ કે સરદાર આવ્યા નથી, ત્યાં સુધી તેની સાથે ઘડી બે ઘડી વાતચિત

કરવાનું મળશે અને તેનો પોતાના પતિની સાથે કેવી જાતનો સંબંધ છે, એ વાત જાણવાને બહુ સારો વખત મળ્યો છે, એ વિચાર તેના મનમાં આવ્યા વિના રહ્યો નહીં.

થોડી વાર પછી પોતાની દાસીને વિલાસવતીએ બહાર જવાની ઇસારત કરી. દાસીના બહાર ચાલી ગયા પછી સુલોચના પ્રત્યે તે કહેવા લાગી કે—"બહેન ! આ મકાનના માલેક આ સમયે મકાનમાં નથી, એ વાત તો તમારા જાણવામાં આવીજ ગઇ હશે. તેઓ જ્યાં સુધી બહારથી પાછા ન આવે ત્યાં સુધી જો તમારી ઇચ્છા હશે તો હું તમારી પાસે બેસીને વાતચિત કરીશ."

"ઘણી ખુશીથી બહેન ! સરદાર સાહેબ બહારથી પાછા ન આવે ત્યાં સુધી અહીંજ બેસી રહેવાની મારી પણ ઇચ્છા છે." થોડી વાર પછી તે ફરી બોલી કે—"હું ધારૂં છું તેમ તમે સરદાર સાહેબનાં ધર્મપત્ની હશો ?"

"હા !" વિલાસવતીએ ઉત્તર આપ્યો.

તેનો જવાબ સાંભળી તે સ્ત્રીએ બહુજ શ્રદ્ધાપૂર્વક થોડી વાર સુધી સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું. પછી જાણે તે પોતાના મનમાંને મનમાંજ વિચાર કરતી હોયની ! તેમ તેની મુખમુદ્રા ઉપરથી જણાતું હતું. તેના મનમાં નીચે મુજબના વિચારો ચાલતા હતા.

"આ સ્ત્રી બહુજ સુંદર છે અને મારા કરતાં પણ યુવાન છે. ત્યારે એમ થવું એ બહુજ બનવા જોગ-સંભવિત છે." એટલું મનમાં આવતાંજ તેની આંખોમાં આંસુઓ આવી ગયાં અને તે તેણે લુછી પણ નાંખ્યાં.

પોતાને ત્યાં આવેલી મેમાન સ્ત્રીના આવા વર્તનથી તેનો મર્મ-છુપો ભેદ-જાણવાના ઉદ્દેશથી તે બોલી—"અરે બહેન ! મને જોઇને અથવા તો હું તમારી પાસે છું તેથી તમને દુઃખ થતું હોય તો હું અહીંથી ચાલી જાઉં. તમે સુખેથી અહીંજ બેસી રહો."

ગંભીર સ્વરે સુલોચના બોલી–" બહેન ! તમારાં દર્શનથી મને ખેદ થાય છે–દુઃખ લાગે છે, એ વાત ખોટી છે. તમારૂં આદરયુક્ત આચરણ જોઇ મને મારી દુઃખદ સ્થિતિમાં જરા શાંતિ અને સમાધાન થાય છે. તમને જોઈ મારા અંતઃકરણમાં અદેખાઈ ઉત્પન્ન થાય છે, એ વાત ખરી છે; પણ તેને માટે હું તમારી પાસે ક્ષમાની યાચના કરૂં છું. હું પરમકૃપાળુ પરમાત્માનું સ્મરણ કરીને સાચુંજ કહું છું કે, મારૂં અંતઃકરણ અદેખું થાય, એ તદ્દન સ્વાભાવિક છે છતાં પણ હું તમારો દ્વેષ કદાપિ કરીશ નહીં અથવા મારા તરફથી તમને પીડા થશે નહીં. વારૂં પણ તમે મને કહો કે–ચંપાવતિના સરદાર દેવેંદ્રસિંહ અને સુલોચનાની બાબતમાં આ મકાનના માલેકે તમારી પાસે કોઈ દિવસે વાત કરી છે ખરી કે ?

" કોઇ પણ દિવસે નહિ ! "

દુઃખમય અવાજે તે સ્ત્રી બોલી–" બરાબર છે. આ તરફ આવ્યા પછી મારા કરતાં પણ સુંદર અને યુવાન સ્ત્રી પ્રાપ્ત થવાની સાથેજ મારૂં તેમને વિસ્મરણ થયું હોય તેમાં અજાયબી જેવું કંઈજ નથી. "

" બહેન ! તમારા બોલવા ઉપરથી અને તમારી વર્ત્તણુક ઉપરથી જે તર્ક મારા મનમાં આવ્યો છે, તે ખોટો નહિ હોય એમ મને લાગે છે. તમે કૃપા કરી તમારૂં પૂર્વવૃત્તાંત મને ખુલ્લા દિલથી સાફ સાફ જણાવશો તો તમને કંઈ પણ દોષ ન દેતાં અથવા તમારો દ્વેષ જરાએ ન કરતાં હું તમારી સાથે વિશ્વાસથી વર્તીશ. "

" બહેન ! તમારા આ સૌજન્યથી હું તમારો બહુજ ઉપકાર માનુ છું. તમે જે અનુમાન કર્યું છે તે સર્વથા સત્ય છે. હવે હું તમને મારૂં પૂર્વવૃત્તાન્ત કહું છું, તે ધ્યાનપૂર્વક સાંભળો. એટલે તમારો અને મારો સંબંધ શો છે, તે તત્કાળ સમજાઇ જશે.

## પ્રકરણ ૯ મું.

---

### સુલોચનાનું પૂર્વવૃત્તાન્ત.

"બ્હેન ! મારૂં નામ સુલોચના છે. લગભગ પંદર વર્ષ પહેલાં મારા પૂજ્ય પિતાશ્રી દેવેંદ્રસિંહ વેપાર ધંધા માટે દૂર દેશાવર ગયા હતા. જ્યારે તેઓ પાછા આવ્યા ત્યારે તેમની સાથે એક ક્ષત્રિય કુમાર મારે ઘેર આવ્યો હતો. તેના શરીર ઉપર કેટલાક જખમો થએલા હતા–તે ઘવાઇ ગયેલો હતો. તે વખતે જો તેની સારી રીતે સારવાર ન કરવામાં આવી હોત તો તે પાછો સાજો પણ થાત કે નહીં તેની શંકાજ હતી.

તે યુવકની સારવાર કરતાં મેં ભૂખ, તરસ, વખત, કવખત વિગેરે તરફ જોયું પણ નહોતું. ઇશ્વરની કૃપાથી અને વૈદ્યની પ્રવીણતાથી તે યુવક ગૃહસ્થના જખમો ધીમે ધીમે રૂઝાઈ આવવા લાગ્યા, તો પણ તેને ફરવા હરવા માટે કેટલાક મહિના લાગ્યા.

તેને શસ્ત્રવૈદે ફરવા હરવાની પરવાનગી આપવાથી તે અમારા મકાનની આસપાસના બગીચામાં ફરવા જવા લાગ્યો. છતાં પણ કઈ વખતે શું થશે, તેનો નિશ્ચય ન હોવાથી હું હમેશાં ફક્ત તેની શુશ્રુષા માટે તેની સાથે બગીચામાં ફરવા જતી.

તે વખતે મારી ઉમ્મર લગભગ તેરેક વર્ષની હશે. તમારા આ દેશમાં છોકરીઓને કેટલામે વર્ષે પરણાવવામાં આવે છે, તે હું કંઇ પણ જાણતી નથી. પણ અમારા દેશમાં ઘણા ભાગે બારમે કે તેરમે વર્ષે છોકરીઓને પરણાવવામાં આવે છે અને પંદરમે વર્ષે તેવી છોકરીઓને છોકરાં થયાના હજારો દાખલાઓ મળી આવશે.

આ બાબત તમને જણાવવામાં મારો હેતુ એટલોજ છે કે તે સમયે જો કે મારી ઉમ્મર તેર વર્ષની હશે તો પણ પતિ એટલે શું અને પત્ની એટલે શું ? તે હું બિલકુલ જાણુતી નહતી.

મારા પિતાશ્રી બહુજ શ્રીમંત–ધનવાન હતા. હું તેમની એકની એકજ લાડકવાઇ પુત્રી હતી તેથી તેઓએ મારાં લગ્ન કરવામાં વાર લગાડી એ ખરૂં છે. તેમજ મારા પિતાને પોતાની સ્થિતિને યોગ્ય એવો વર મારે માટે મળી શક્યો નહોતો, એ વાત પણ ખરી છે. એ બન્ને કારણોથી મારી ઉમ્મર લગ્નને યોગ્ય છતાં પણ હું કુંવારીજ હતી.

જેમ જેમ તે યુવકની સાથે મારો–પરસ્પરમાં–પરિચય વધવા લાગ્યો તેમ તેમ પરસ્પરનો પરસ્પરની ઉપર ધીમે ધીમે પ્રેમ થવા લાગ્યો. અમારાં બન્નેનાં અંતઃકરણો એક બીજા પ્રત્યે આકર્ષાવા લાગ્યાં.

તે યુવક લગભગ એક વર્ષ સુધી અમારે ત્યાં રહ્યો હતો. તે વખતે તેણે પોતાનું નામ સરદાર સામંતસિંહ અને નિવાસસ્થાન અવન્તિનગરી એવું જણાવ્યું હતું. પોતે કેવી સ્થિતિમાં છે, પોતાની અવન્તિનગરીમાં કેટલી પ્રતિષ્ઠા છે ઇત્યાદિક પોતાને લગતી તમામ હકીકત અને પરીસ્થિતિ મારા પિતાને તેણે જણાવી હતી.

સરદાર સામંતસિંહે કહેલી હકીકત ખરી છે કે ખોટી છે ? તેની ખાત્રી કરવા મારા પિતાશ્રીએ પોતાના માણસને અવન્તિનગરીમાં મોકલ્યો હતો. તેણે પાછા આવી જણાવ્યું હતું કે સરદાર સામંતસિંહે જણાવેલી તમામ હકીકત સત્યજ છે. તેમાં અસત્યનો યત્કિંચીત્ પણ અંશ નથી. એ હકીકત મોકલેલા માણસની પાસેથી જાણી મારા પિતાશ્રીએ તેની પાસે મારા લગ્ન બાબતની વાત કાઢી. તેણે પણ પરમાનંદપૂર્વક મારી સાથે લગ્ન કરવાનું કબુલ કર્યું. જેવો આનંદ તે સરદાર સામંતસિંહને થયો તેવો મને પણ થયો હતો એ

વાત તો તમારા ધ્યાનમાં આવીજ ગઈ હશે; પણ બહેન ! મારી આ કર્મકથા સાંભળી તમને કંટાળો તો નથી આવતો ને !? માઠું તો નથી લાગતું ને ?"

"બહેન ! જોજો ક્યાંક માઠું લાગ્યાનું માની લેતાં ! મને જરાએ માઠું લાગતું નથી અથવા કંટાળો પણ આવતો નથી. કારણ કે તમે આ બધી પંદર વર્ષ પહેલાંની વાત કરો છો. શિવાય આ વાત તદ્દન સરળ-સત્ય અને અતિશયોક્તિ રહિત હોવાથી મને માઠું લાગવાનું કે કંટાળો આવવાનું કંઈ પણ કારણજ નથી."

સુલોચના પુનઃ આગળ બોલવા લાગીઃ-

"જે સમયે આ બનાવ બન્યો તે સમયે બહેન ! તમે બહુજ નાનાં હશો, ભવિષ્યમાં તેમની ( સરદાર સામંતસિંહની ) સાથે તમારાં લગ્ન થશે, એવું તમારા કે બીજા કોઇના પણ મનમાં આવ્યું નહિ હોય ! અસ્તુ."

"તેમની સાથે મારૂં લગ્ન નક્કી કરવામાં આવ્યું. શુભ દિવસે અને મંગળ સમયે અમારાં લગ્ન થઇ ગયાં. અમે ઇશ્વરીય લગ્નગ્રંથીથી જોડાઇ ગયાં અને એક બીજાના સુખ દુઃખનાં સાથી પણ થઇ ગયાં. મારા પિતાશ્રીએ મારાં લગ્ન મહાન્ મહોત્સવથી કર્યાં. મારા પતિની પાસે પણ કેટલાંક બહુમૂલ્ય રત્નો હોવાથી તેમણે પોતાથી બનતો ઠાઠમાઠ કરવામાં કસર રાખી નહીં. તેમણે મારા કંઠમાં એક પાણીદાર મૂલ્યવાન્-મૌક્તિકમાલા ( મોતીની માળા ) પહેરાવી. અને ચાર દિવસ સારી રીતે ઉત્સવ-મહોત્સવ થયો.

લગ્ન થયા પછી બરાબર પાંચમે દિવસે સાયંકાળે મારે માટે કાંઇક અલંકારો વેચાતાં લેવા માટે તે બજારમાં ગયા. પણ હાય ! તેઓ તો ગયા તે ગયાજ ! તે દિવસથી આજ સુધી આ અભાગિની અબળાને તેમનાં મુખ-દર્શન પણ થયાં નથી !

એટલું કહી સુલોચના ખૂબ રોવા લાગી. થોડી વાર પછી આંખો લુછી તેણે પોતાના અંતઃકરણમાં આવેલા દુઃખના આવેગનો નિગ્રહ કર્યો. તે ફરી પોતાની હકીકત કહેવા લાગી–

"બીજે દિવસે તેમને શોધી લાવવા મારા પિતાશ્રીએ ચારે તરફ ઘણાએ દૂતોને દોડાવ્યા. દિવસ પછી દિવસ, પક્ષ પછી પક્ષ, મહિના પછી મહિના, અને વર્ષ પછી વર્ષ એમ અનુક્રમે સમય વ્યતીત થતો ચાલ્યો. કાળને કોની દરકાર છે ? ભલેને સંસાર સુખી હોય અથવા દુઃખી હોય તેની તેને દરકાર શી ? કાળનું ચક્ર તો અબાધિતપણે કોઇની લાજ કે શરમ રાખ્યા વગર સદા સર્વદા ફર્યાજ કરે છે.

તેમને શોધવા માટે ગયેલા દૂતો પાછા આવ્યા. તેઓ કયાં ગયા અથવા તેમનું શું થયું ? એ બાબત તે દૂતોને પૂછતાં તદ્દન નિરાશા શિવાય કંઇ પણ ઉપલબ્ધ થયું નહીં. તો પણ તેઓ ક્યાંએ સુખરૂપ હશે તો આજે નહીં તો કાલે પણ પાછા આવશે એવી અમારી પિતા પુત્રીની ખાત્રી હતી.

જેમ જેમ વર્ષ ઉપર વર્ષ વીતવા લાગ્યાં તેમ તેમ અમારાં ચિત્ત વધુને વધુ નિરાશ થવા લાગ્યાં. તેઓ જીવતા હશે કે નહીં ? એ બાબતમાં પણ અમારા નિરાશ અંતઃકરણને શંકા–કુશંકાઓ થવા લાગી. મારા પિતાશ્રી તેમની શોધ માટે હજુ પણ પોતાથી બનતા પ્રયત્નો કરવામાં જરાએ કચાશ રાખતા નહિ.

એવી સ્થિતિમાં વારંવાર મારા મનમાં થઇ આવતું કે મારે મારા ઘરબારનો ત્યાગ કરી–જોગણ થઇ તેમને શોધતાં ફરવું અને આ દેહનું તેમની શોધમાંજ દમન કરવું. કારણ કે મારા અંતઃકરણમાં એક વખત જે પ્રેમ તેમના પ્રત્યે ઉત્પન્ન થયો હતો તે હજુ પણ જરાએ ઓછો થયો નથી અને ભવિષ્યમાં થશે પણ નહીં. તે

વખતના પ્રેમમાં અને અત્યારના સ્નેહમાં આટલો વખત વ્યતીત થઇ ગયો છે, છતાં એક રતી માત્ર પણ ફેરફાર થયો નથી. હજુ પણ આજે નહીં તો કાલે પણ કોઈ વખતે મને તેમનો મધુરો મેળાપ થશેજ એમ મને મારો મનોદેવતા કહે છે.

મારે પોતેજ મારા પતિની શોધ માટે બહાર પડવું, એમ મારા મનમાં વારંવાર આવતું ખરૂં, તો પણ મારા દુઃખથી દુઃખી થઇ ગએલા મારા પિતાશ્રીને એકલા મૂકી તેઓ ના ના કહે છતાં તેમનો આંતરિક આશીર્વાદ લીધા વિના ઘરમાંથી બહાર નિકળવાનું મારૂં મન હિંમત ધરતું ન હતું. આવી સ્થિતિમાં મારા પતિએ મારા કંઠમાં પહેરાવેલી એક મૌક્તિકમાળા શિવાય મારા ચળવિચળ થએલા ચિત્તનું સમાધાન કરવા માટે આ સંસારમાં અન્ય કોઈ સાધનજ નહોતું અને છે પણ નહિ એમ મને લાગવા માંડયું. અત્યંત શ્રદ્ધા અને ભક્તિ પૂર્વક આ હારનીજ ઉપાસના કરવામાં દિવસનો ઘણો ખરો ભાગ હું વ્યતીત કરતી. આ જુઓ ! બહેન ! તેમણે પહેરાવેલો મોતીનો હાર આ રહ્યો. હું એને સદા સર્વદા મારા હૃદયની ઉપરજ ધારણ કરી રાખું છું. એમ કહી સુલોચનાએ પોતાના પાલવને જરા ખસેડી છુપી રીતે રાખેલો હાર વિલાસવતીની નજરે પડી શકે એવી રીતે જરા બહાર કાઢયો. વળી તે બોલીઃ—

"બહેન ! મેં મારી મુસાફરીમાં આ મૌક્તિકહારનું મારા પ્રાણ કરતાં પણ અધિક સંરક્ષણ કર્યું છે. મુસાફરીમાં તે કોઇની પણ નજરે ન પડે તેને માટે હું કેટલી બધી ચિંતાતુર રહુછું તે તો હુંજ જાણું છું.

આવી રીતે આશા અને નિરાશાના યુદ્ધમાં દુઃખમાં અને સંદેહમાં ઉપરા ઉપરી વર્ષો પછી વર્ષો વ્યતીત થતાં ગયાં.

આખરે ત્રણ વર્ષ પહેલાં આ દેશનો એક વેપારી અમારા

ગામમાં આવ્યો. મુસાફરીમાં બાર વર્ષો વીતાવ્યા પછી સરદાર સાહેબ (સામંતસિંહ) અવન્તિનગરીમાં પાછા આવ્યા છે અને તેઓ પોતાની સંપત્તિનો ઉપભોગ લે છે, એવી હકીકત મારા પિતાશ્રીને તેની પાસેથી મળી. તે વખતે મારા આનંદનો પાર રહ્યો નહિ; એ વાત મારે તમને કહી બતાવવાનું કંઇ પણ કારણ નથી. તેજ વેપારીના મુખેથી સાંભળ્યું કે અત્યારે તેઓ વૈભવોના વિલાસમાં–મોજ મજાહમાં એટલા બધા નિમગ્ન થઇ ગયા છે કે જાણે પોતે બાર વર્ષમાં ભોગવેલી વિપત્તિઓનો બદલો વાળી નાંખતા હોય ! એ વાત સાંભળી મારા મને આનંદ અને ચિંતાની વચ્ચે જબરૂં યુદ્ધ આરંભ્યું.

પોતાનો પતિ હયાત છે અને તે સુખમાં પોતાનો સમય વ્યતીત કરે છે, તે જાણ્યા પછી એવી કઇ સ્ત્રી હશે કે જે પોતાના પતિ પાસે જવાને માટે આતુર ન થાય ?

મેં તરતજ અહીં આવવા માટે મારા પિતાશ્રી પાસે પરવાનગી માગી. મેં જ્યારે તેમની પાસે પરવાનગી માગી ત્યારે મારા પિતાશ્રીના મનની સ્થિતિ બહુજ ચમત્કારિક થઇ હતી. મને તેમની પાસેથી જવા માટે તેઓ રજા આપી શકતા નહોતા અને ના પણ પાડી શકતા નહોતા તેમની સ્થિતિ સુડી વચ્ચેની સોપારી જેવી થઈ ગઈ. એવી સ્થિતિમાં ચાર પાંચ દિવસ વિત્યા પછી તેમને સખત તાવ આવી ગયો. મારો જવાનો વિચાર ત્યાંને ત્યાંજ દબાઇ ગયો. મારા પિતાશ્રીને ટાઢીઓ તાવ આવવા લાગ્યો અને તેજ વ્યાધિમાંને વ્યાધિમાં તેઓ રોગશય્યામાં લગભગ અઢી ત્રણ વર્ષ સુધી પડી રહ્યા. તે માંદગીના અંધકારમાં પણ ચમકતા એકાદ કિરણની માફક સમાધાન માની લેવાની કે જરા તરા શાંતિ પામવાની એટલીજ વાત હતી કે તે માંદગીમાંથી તેઓ સાજા થયા અને થોડાજ સમયમાં તેઓએ પોતાની પહેલાંની તંદુરસ્તી મેળવી. એટલી મુદત દરમિયાન

આજે પોતાના પતિ તરફથી તેડુ આવશે-કાલે આવશે, એવી આશામાં ને આશામાં હું મારા વિયોગાવસ્થાનો વસમો વખત વીતાવતી હતી.

મારા પિતાશ્રી પૂર્ણપણે તંદુરસ્ત થઈ ગયા પછી તેમણે પોતેજ પોતાની મેળે મારી મુસાફરીની તૈયારીઓ કરવા માંડી. આખરે સર્વ તૈયારીઓ થઇ ગઇ. સાથે બહુજ વિશ્વાસુ અને પ્રમાણિક બે માણસો લઇ મેં મારા પતિને શોધી કાઢવા માટે ઘરનો ત્યાગ કર્યો. તેમાં મારો આંતરિક ઉદ્દેશ એ હતો કે જો તેમને મારો કંટાળો આવ્યો હોય અથવા કોઈ વિચિત્ર વાતોથી તેમનું ચિત્ત મારા પ્રત્યેથી વિપરીત થયું હોય તો તેમને મળી તેમનાં દર્શન કરી સર્વે વાતોનો પરસ્પરમાં ખુલાસો થઈ જાય. જો ઉખડેલી ઘેડ પાછી બેસી જાય તો તેમની પાસે રહી તેમની સેવા કરવી. જો તે નજ બને તો પછી તેમણે મને પ્રેમપૂર્વક અર્પણ કરેલો તેમનો મોતીનો હાર તેમને પાછો આપી દેવો અને પરમેશ્વરે મારા ભાગ્યમાં સુખ લખ્યુંજ નથી એમ માની લઇ પાછાં ફરવું. એવા અભિપ્રાયથી હું તેમને શોધી કાઢવા માટે મુસાફરીએ નિકળી.

અનેક આપત્તિઓનો અનુભવ લેતી-મુસાફરીની મુશીબતો સહન કરતી આજે પ્રાતઃકાળેજ હું આ અવન્તિનગરીમાં આવી પહોંચી છું. અહીં આવતાંજ મારા પતિએ બીજું લગ્ન કર્યું છે, એ વાત મારા જાણવામાં આવી. તે સાંભળતાંજ મારા મનમાં જે કંઇ થોડી ઘણી આશા હતી તે પણ તદ્દન નિરાશામાં ફેરવાઇ ગઇ-હું હતાશ થઈ ગઇ, હું સુખરૂપી પર્વતના શિખર ઉપર આવી પહોંચું તેટલામાં તો ઉક્ત વાર્તાના વજ્રઘાતથી પાછી દુઃખની ખાઇમાં ગબડી પડી!

આખી દુનિયા મને ભયંકર અંધકાર જેવી જણાવા લાગી. તો પણ આશા અમર છે, એ સિદ્ધાંત અબાધિત હોવાથી પોતાના પરમાત્મ સ્વરૂપ પતિનાં એક વાર દર્શન કરી લેવાં એ આવશ્યક છે,

એવો વિચાર નક્કી કરી પ્રથમ મેં ભગવાન શ્રીકાલકાલેશ્વરનાં દર્શન કર્યાં. મેં ખાસ કરીને અહીંની એક ધર્મશાળામાં મુકામ રાખ્યો છે. મારી પહેલાંની ઉત્કંડા હવે બાકી રહેલી ન હોવા સબબ હું તેમને મળવા પ્રાતઃકાળમાં ન આવતાં અત્યારે આવી છું.

હવે તમારી ઓળખાણ થયા પછી મારા મનમાં કાંઈક જુદોજ વિચાર આવ્યો છે અને તે પ્રમાણે વર્તવાનો મેં નિશ્ચય પણ કરી લીધો છે. સ્ત્રીઓને કેવળ નામ માત્રની–માખણના પુતળા જેવી છતાં પણ શોકય કદાપિ કાળે ગમતી નથી, એવી દુનિયામાં એક કહેવત છે.

પતિના સુખનો જે સ્ત્રીએ ચિરકાળ લાભ લીધો હશે, તે સ્ત્રીની બાબતમાં તે દુનિયાની કહેવત કદાચિત ખરી પણ હશે છતાં પણ મારૂં અંતઃકરણ કોઇ જુદાજ પ્રકારનું છે.

બહેન ! મેં આજ સુધી મારી જીંદગી–જુવાનીનો વખત પતિના વિરહમાં વ્યતીત કરેલ હોવાથી મારા અંતઃકરણને અને મને વિરહ-દુઃખ સહન કરવાની ટેવ પડી ગઇ છે. હવે મારા આયુષ્યનો બાકીનો ભાગ હું ગમે તેમ કરીને વ્યતીત કરીશ; પણ બહેન ! તમારા સુખની વચમાં હું આવવા માગતીજ નથી. આપણી સાથે પતિનું આચરણ ગમે તેવું હોય તે તરફ જરાએ ધ્યાન ન આપતાં આપણે તેમને સુખમાં રાખવા માટે સતત પ્રયત્ન કરવો જોઇએ એ આપણું પતિવ્રતા સ્ત્રીઓનું બિરદજ છે. તેમનો તમારા ઉપર પ્રેમ હશેજ ! મારા વચમાં આવવાથી તમારા અને તેમના સુખમાં વિષાદ ઉત્પન્ન થઈ શકે તેમ છે અને મને પણ સુખ પ્રાપ્ત થઈ શકે તેમ નથી, એ સાફ સાફ દર્પણની જેમ જણાય છે. આટલા માટે મેં–મારા અંતઃકરણે એવો પાકો નિશ્ચય કર્યો છે કે હવે મારે તેમને મળીને તમને તેમજ તેમને દુઃખ ઉત્પન્ન કરાવવાના કારણભૂત ન થવું તે નજ થવું.

આ શબ્દો ઉચ્ચારતાં સુલોચનાનો કંઠ ભરાઇ આવ્યો હતો,

તે મહા મુશીબતે શબ્દો ઉચ્ચારતી હતી. તેનાં નેત્રોમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગી હતી. તેનાં નાક અને કોમળ કપોલ-પ્રદેશ રક્તમય-લાલચોળ થઈ ગયાં હતાં. એવો સુલોચનાનો પરમ પવિત્ર પતિપ્રેમ પ્રકટપણે જોવાથી પાષાણ-હૃદયી પ્રમદા વિલાસવતીની આંખોમાં પણ પાણી ભરાઇ આવ્યું. પોતાની વર્તણુંકની બાબતમાં વિચાર આવતાંજ તે ( વિલાસવતી ) બહુજ શરમાઇ ગઈ.

સુલોચનાએ ધૈર્ય લાવી પુનઃ પોતાના શોકાવેગનો નિગ્રહ કર્યો. આંખોમાંથી પાણી લુછી નાંખ્યું અને ગંભીર સ્વરે ફરી પોતાના ભાષણનો આરંભ કર્યો. તે બોલી–

" બહેન ! તમારી પાસે મારી એક પ્રાર્થના છે અને તેનો તમે અસ્વીકાર નહીંજ કરો, એવી હું આશા રાખું છું. કૃપા કરી આ મૌક્તિકમાળા તેમની છે, તે તેમને પાછી આપી દેજો. મેં તમને જે હકીકત કહી છે તે પણ તમને યોગ્ય લાગે તો તેમને કહી સંભળાવજો. આ સુલોચનાનો પોતાના પતિ ઉપર જે પ્રેમ છે તે પ્રેમ આ જીવનમાં કદાપિ તે ભૂલી જઇ શકશે નહીં, એવો મારો અન્તિમ સંદેશ તેમને કહેજો. જો તમે મારૂં આટલું કામ કરશો તો મને પોતાને ભાગ્યશાળી માનીશ અને મારા આ શરીરમાં જ્યાં સુધી આત્માનો નિવાસ રહેશે ત્યાં સુધી તમારૂં પરમકૃપાળુ પરમાત્મા કલ્યાણ કરે તે માટે અંતઃકરણપૂર્વક હું તેની પાસે પ્રાર્થના કર્યા કરીશ. લ્યો ત્યારે હવે હું તમારી રજા લઇશ. કૃપાદૃષ્ટિ રાખજો બહેન !

એમ કહી સુલોચનાએ પોતાના કંઠમાંની મૌક્તિકમાળા બહાર કાઢી અને તે વિલાસવતીને આપે છે, તેટલામાં તો તે દિવાનખાનામાં સાક્ષાત્ સરદાર સામંતસિંહ આવીને દાખલ થયો.



## પ્રકરણ ૧૦ મું.



### આ તો કોઈ ઠગારો છે!

આ સમયે જો કોઈ માર્મિક-સૂક્ષ્મ અવલોકન કરનારે સુલોચના અને વિલાસવતી એ બન્ને સ્ત્રીઓનું સૂક્ષ્મ-દ્રષ્ટિએ અવલોકન કર્યું હોત તો તે બન્નેમાં પરસ્પર વિરૂદ્ધ એવી કેટલીક વાતો તેને જણાઇ આવ્યા વિના રહેતજ નહીં.

તે ઉભય સ્ત્રીઓ જો કે અતિશય સુંદર હતી, તો પણ તેમનાં અંતઃકરણો કેટલાં બધાં એક બીજાની વિરૂદ્ધ હતાં?

વિલાસવતી એ એક ઢોંગી અને કપટી તેમજ મલિન હૃદયવાળી સ્ત્રી હતી ત્યારે સુલોચના એ સરળ ચિત્તવાળી, ઉદાર, સૌજન્ય-યુક્ત સ્ત્રી હતી.

વિલાસવતી પોતાના નીચપણાની ઉપર ઢાંકપિછોડો નાંખવા માટે બહારથી સરળપણાનો અને ગંભીરતાનો દંભ કરતી હતી પણ સુલોચનાનું અંતઃકરણ અત્યંત પવિત્ર અને ઉદાર હોવાથી તેનું ભાષણ મનમોહક અને બુદ્ધિ તેમજ સૌજન્યથી પરિપૂર્ણપણે ભરેલું હતું. વિલાસવતી પોતાની નીચતાને ઢાંકી નાંખવા માટે એટલી બધી ગંભીરતા ધારણ કરતી કે જેથી તે ગંભીરતા માટે દરેક મનુષ્યને અજાયબી ઉપજે તેમ હતું. જ્યારે સુલોચના તેવી નહોતી સુલોચનાએ નિરાશાજન્ય દુઃખનો સંપૂર્ણ અનુભવ લીધેલો હતો. પોતાની ભરજુવાનીમાં દુસ્તર એવી ચળવિચળ થતી ચિત્તવૃત્તિઓ અને વાસનાઓને તેણે પતિવ્રતપણાના ભાર નીચે દબાવી નાંખી તેમના ચૂરેચૂરા કરી નાંખ્યા હતા, એ કારણથી તેની પવિત્ર ભવ્ય અને તેજસ્વી

મુખમુદ્રા ઉપર આવીને સ્થિર થયેલી નૈસર્ગિક ગંભીરતા જોઇને દરેક મનુષ્યના મનમાં તેને માટે સ્વાભાવિકરીતે પૂજ્યભાવ અને આદરબુદ્ધિ ઉત્પન્ન થતાં.

વધારે તો શું કહીએ પણ વિલાસવતી એ એક માનવરૂપધારિણી રમણીય રાક્ષસી હતી અને બીજાની ઉપર પોતાની મોહિની નાંખતી હતી. ત્યારે સુલોચના એ એક પવિત્ર અને દિવ્ય દેવાંગના જેવી હતી અને પોતાનાં દર્શન કરનારને પાવન કરી શકે તેવી હતી, એમ કહેવામાં અમે કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ જોતા નથી.

સુલોચના જેવી પવિત્ર પ્રમદા દેવીઓના પુણ્ય પ્રભાવથી આ સંસારનો ક્ષય થતો નથી, એમ અમને તો લાગે છે.

સુલોચના વિલાસવતી કરતાં ઉમ્મરમાં મોટી હતી એ ખરૂં છે છતાં તેને કપટી માણસની સાથે વર્તવાનો કોઇ પણ દિવસે પ્રસંગ આવેલો ન હોવાથી તે વિલાસવતીના દાંભિક વર્તનથી છેતરાઈ ગઇ. તે કોઇ સૌજન્યની પુતળી છે, એમ લાગવાથી સુલોચનાએ પોતાનું હૃદય તેની પાસે ખુલ્લું કર્યું હતું.

સુલોચનાની ઉમ્મર અત્યારે લગભગ ત્રીસ વર્ષની થઈ હશે, તો પણ ફક્ત વર્ષોની ગણતરીનો ઉપયોગ શો થાય ? તે વર્ષોએ તેના તારૂણ્યનો અને સૌંદર્યનો લોપ કરી નાંખ્યો હતો, પણ જગતનું જ્ઞાન કંઇ પણ તેને આપ્યું નહોતું. સુલોચના એક ગર્ભ–શ્રીમંતની પુત્રી હતી, તેને સર્વ વાતો અનુકૂળ હતી છતાં એકજ વાતની ન્યુનતા હોવાથી તેને સર્વ હતું છતાં પણ તે નહીં જેવું હતું. ચાર માણસોની વચમાં જવાથી અપમાન થવાનો ભય હોવાથી લોકોની ચાલ ચલગત જોવાનો અથવા મનુષ્ય સ્વભાવનો અભ્યાસ કરવાનો માર્ગ તેને માટે બંધ થયો હતો. પોતાના લગ્ન પછી તે કયાંએ જતી કે આવતી નહીં. તે સદા સર્વદા પોતાના પૂજ્યપાદ પતિની સેવામાં

અને પરમાત્મ સ્વરૂપ માનેલા પતિદેવના સ્મરણમાં દિવસો વ્યતીત કરતી હતી. વખતે એકાન્ત મળતાં તે પોતાના દુઃખના આવેગને ઓછો કરવા માટે રોતી પણ ખરી. જો કે તે સંસારમાં હતી છતાં પણ એકાદ સંન્યાસિની કે તપસ્વિનીના જેવી તેની વર્તણુંક હતી.

સુલોચના અને વિલાસવતીની વચ્ચે થએલા સંભાષણ ઉપરથી તેના ખરા સ્વભાવની અમારા વાંચકોને ઓળખાણ થાય કે કલ્પના આવી શકે તેમ ન હોવાથી અમે ખાસ કરીને સુલોચનાના સ્વભાવનું જરા વિસ્તારથી અત્રે વિવેચન કર્યું છે.

પોતાના ગળામાંનો મૌક્તિક હાર બહાર કાઢી સુલોચના વિલાસવતીને આપતી હતી, તેટલામાં સરદાર સામંતસિંહ પોતેજ ત્યાં આવીને દાખલ થઈ ગયો એ વાત અમે ગયા પ્રકરણને છેવટે જણાવી ગયા છીએ. હવે આગળ શું થાય છે, તે આપણે જોઇએ.

તેને જોતાંજ સુલોચના ઉભી થઇ. સુલોચનાએ ફક્ત એકજ વાર સરદાર સામંતસિંહની તરફ નજર નાંખી. તેના પગ ભાગી ગયા હોય તેમ પુનઃ પોતે જે આસન ઉપર બેઠી હતી ત્યાંજ બેસી ગઈ. “હા. તેઓ એજ ! એજ તેઓ ! !” એમ કહી તેણે બન્ને હાથેથી પોતાનું મોઢું ઢાંકી લીધું અને ધીમે ધીમે રડવા લાગી.

તે ગુર્જર સુંદરી–સુલોચનાના અંતઃકરણમાં આ વખતે શું થયું હશે, અથવા શું થતું હશે તેનું યથાર્થ વર્ણન કોઈ કરી શકે તેમ છે ખરૂં કે ?

આજે પંદર વર્ષ થયાં એક સરખી રીતે જે પુરૂષની પ્રતિમાને પોતાના હૃદયમંદિરમાં રાખી તેનું પૂજન અર્ચન કર્યું હતું અને પોતાના પ્રાણ કરતાં પણ તે પુરૂષની કલ્પનામય પ્રતિમાને અધિક પ્રિય ગણી હતી, તેજ પુરૂષની પ્રતિમાનાં સાક્ષાત આકસ્મિક રીતે દર્શન થતાંજ તેના હૃદયમાં ચિરકાળથી નિવાસ કરનારો પ્રેમ જાગૃત થઇ ગયો.

જાણે તે પોતે હજુ કુમારિકાજ છે અને અત્યારે ચંપાવતિ નગરીમાંના પોતાના મકાનની આસપાસ આવેલા બગીચામાં ફરી રહી છે, પોતાનો ભવિષ્યનો ભરથાર પોતાને તેનાં મધુર વચનો વડે પ્રેમ પ્રકટ કરે છે, પોતે પણ,તેનાં મધુર વચનો વડે આનંદિત થઇ જઇ પોતાના સ્નેહને જણાવે છે, એમ સુલોચનાને લાગ્યું.

પોતાનું લગ્ન પણ અત્યારેજ—ગઇ કાલેજ—થયું છે, પોતે પોતાના પિતાના મકાનમાંજ છે અને શરમાળપણું દેખાડવા ધીમે રહી છુપી નજરે પોતાના પતિ તરફ જોઈ મંદહાસ્ય કરે છે. એવી સ્થિતિમાં વીતી ગએલાં વિયોગનાં પંદર વર્ષોનું તેને તદ્દન વિસ્મરણ થઈ ગયું. પોતાને માટે નવીન નવીન અલંકારો લાવવા પોતાનો પતિ ગયો છે અને તે ઉતાવળે ઉતાવળે પાછો આવ્યો છે, એવા અનેક કલ્પનાના તરંગો તેના હૃદયમાં ઉત્પન્ન થતા હતા.

દુર્ભાગ્યે સુલોચનાની એ સુખદ સ્થિતિ બહુ વખત સુધી સ્થિર રહી નહીં. જોસભેર આવતો ઝંઝાવાત જેમ પોતાના તીવ્ર વેગથી પ્રચંડ વૃક્ષોને સમૂળાં ઉખેડી નાંખી દૂર ફેંકી દે છે, બહુજ ઝપાટા બંધ વહેનારો વાયુ પોતાના પ્રચંડ વેગથી પ્રશાંત એવા મહાસાગરને એક ક્ષણમાં ક્ષુબ્ધ કરી—ખળ ભળાવી દઈ જબરદસ્ત જહાજને એક ક્ષણમાં સમુદ્રને તળીયે બેસાડી દે છે, તે કરતાં પણ હજાર ઘણા વેગથી તેના મનમાં આવેલી સુખમય કલ્પનાઓ નષ્ટ—ભ્રષ્ટ થઈ ગઈ.

પહેલાં પોતે જે સુખમય સ્થિતિનો અનુભવ લીધો હતો તે પછી દુ:ખ અને નિરાશાના યોગે યુગ સમાન જણાતાં પંદર વર્ષો વીતી ગયાં છે તે વખતે પોતાની ઉપર જે પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રેમ દર્શાવતો હતો તે પોતાને તદ્દન ભૂલી ગયો છે, એટલુંજ નહી પણ તેણે એક સુંદર અને યુવાન તેમજ સ્વરૂપવાન

સ્ત્રીની સાથે લગ્ન કર્યું છે. તે તેની સાથે અનેક પ્રકારના વિલાસ અને વૈભવોના સુખોપભોગમાં સર્વથા નિમગ્ન થઇ પોતાને તદ્દન ભૂલીજ ગયો છે, આ વિચાર તેના મનમાં આવવાથી તેના દુઃખનો પરમાવધિ થઈ ગયો.

સુલોચનાએ પોતાને ( સરદાર સામંતને ) સંબોધીને જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે તેણે સાંભળ્યા હતા. છતાં પણ એક ઉન્મત્ત થએલા જનાવરની જેમ સુલોચના ઉપર નજર નાંખી તેણે પોતાની સ્ત્રીને પૂછ્યું કે–" આ બાઇ માણસ કોણ છે ? "

તેના મુખમાંથી આવા નિષ્ઠુર શબ્દો સાંભળી સુલોચનાની આંખમાંથી દડદડ આંસુઓ ટપકવા લાગ્યાં. થોડી વાર પછી પોતાના સાળુના પાલવથી આંસુ લુછી નાંખી તે પુનઃ મર્યાદાથી ઉઠીને ઉભી રહી. પોતાના દુઃખના આવેગનો જેટલો નિગ્રહ કરી શકાય તેટલો નિગ્રહ કરી તે બોલી–" શું મારી ઓળખાણ પણ ભૂલી ગયા ને ?" એમ કહી પોતાના હાથમાંની મૌક્તિકમાળા સરદારને દેખાય એવી રીતે પોતાના હાથમાં રાખી અને પાછી બોલી–" સરદાર સાહેબ ! તમારા દીદારનાં દર્શન કરવા અનેક આપત્તિઓ અને સંકટો સહન કરી મેં આ કંટાળા ભરેલી લાંબી મુસાફરી કરી છે. આપે પહેલાં મને આપેલી તમારી આ બહુ મૂલ્યની મોતીની માળા તમને પાછી આપવા ખાસ હું અહીં આવી છું. જેથી તમને મારૂં તદ્દન વિસ્મરણ થયું તેથી........"

સુલોચનાના ઉક્ત શબ્દો સાંભળતાંજ સરદાર સામંતસિંહની મુખમુદ્રા હાવરી બાવરી દેખાવા લાગી. તેનાં નેત્રો ભયભીત થએલા મનુષ્યના જેવાં ભયગ્રસ્ત અને નિસ્તેજ દેખાવા લાગ્યાં. તે અચકાતો અચકાતો બોલવા લાગ્યો–" હા, હવે મને સ્મરણ થઇ આવ્યું. તારૂં નામ સુલોચના–તે સરદાર દેવેન્દ્રસિંહની પુત્રી હઇશ. હા, તેજ તું

છે. આ મૌક્તિક હાર મેં તને કયે પ્રસંગે—વારૂ—પણ હું પુછુંછું કે આના સંબંધમાં તારો વિચાર અને મત........"

એકાદ દારૂડીયાની જેમ—નશામાં ચકચૂર થઇ ગયેલા માણસની જેમ—તુટક તુટક શબ્દો બોલતો, વચમાં વચમાં વિસામો લેતો—થોભતો થોભતો સરદાર સામંત બોલ્યો. તેના સર્વે શબ્દો વિલાસવતીએ સાંભળ્યા, પણ તે તેની હમેશની સ્થિતિ હોવાથી તેને તેમાં કોઇ જાતની નવાઇ કે અજાયબી લાગી નહિ પણ તે શબ્દોનું સુલોચનાના હૃદય ઉપર તો એટલું બધું જબરદસ્ત પરિણામ થયું કે તેની પૂર્વની તમામ વૃત્તિઓમાં એકદમ આટલો બધો ફેરફાર કેમ થઈ ગયો.

પહેલાં પ્રથમ જ્યારે સરદાર સામંતસિંહે "આ બાઇ માણસ કોણ છે?" એમ તેણે પોતાની સ્ત્રીને પૂછ્યું હતું ત્યારેજ સુલોચનાની આંખોમાંથી આંસુઓ વહેવા લાગ્યાં હતાં. કારણ કે તે શબ્દોમાંના અર્થનું જો કે તેના હૃદય ઉપર દુષ્પરિણામ થયું નહોતું પરંતુ તે વખતે તેણે કાઢેલો અવાજ અને તેની મુખમુદ્રા એ બન્નેએ તેના અંતઃકરણને અતિશય વ્યથિત કર્યું હતું. પછી જ્યારે તે એકાદ દારૂડીયાની જેમ તેની સાથે સંભાષણ કરવા લાગ્યો ત્યારે તેના અંતઃકરણ ઉપર એક જાતની આપત્તિનો આઘાત થયો. તેના મનમાં વિચિત્ર અને ચમત્કારિક શંકા કુશંકાઓ ઉત્પન્ન થઈ આવી. તેણીએ પોતાની આશ્ચર્યચકિત અને ભીતિગ્રસ્ત નજર તેની ઉપર ચોંટાડી તે પોતાની તરફ પૂર્ણપણે નિરખી નિરખીને જુએ છે, એ સરદાર સામંતસિંહના ધ્યાનમાં આવતાંજ તે જરા સંકોચાયો. જાણે તે પોતાના હૃદયમાંની વાત વાંચતી હોયની, એમ તેને લાગ્યા વિના રહ્યું નહિ. તેની દ્રષ્ટિમાં સ્થિરતા છે અને તે અભિમાનપૂર્વક—જાણે હુકમ બજાવતી હોયની તેમ—પોતાની તરફ જુએ છે, અને પોતાનું અંતઃકરણ તેણે ઓળખી લેવાથી તેની મુખમુદ્રા વધારેને વધારે

ગંભીર થાય છે, એ વાત જ્યારે તેના ધ્યાનમાં આવી ત્યારે તેની વાચા બંધ થઇ ગયા જેવી થઈ ગઇ. તે બોલતો હતો છતાં તેનો અવાજ થરડાતો હતો. આખરે તે પોતાના મુખમાંથી એક પણ શબ્દ કાઢવા—બોલવા—તદ્દન અસમર્થ થઇ ગયો. ઘણા વખત સુધી તે તદ્દન સ્તબ્ધ રહ્યો. સુલોચનાની તીવ્ર દ્રષ્ટિ સરદાર ઉપરજ ચોંટેલી હતી. વિલાસવતી ઘડીમાં સુલોચના તરફ તો ઘડીમાં પોતાના પતિ તરફ ટગર ટગર જોતી હતી, પણ આમાં છુપો ભેદ શો છે, તે તે સમજી શકતી નહોતી. સરદાર પોતે તો બહુજ ગભરાયા જેવો—ભયભીત થઇ ગયો હોય તેવો—દેખાતો હતો. સુલોચના પોતાની નજરને એટલી બધી તો સ્થિર કરી તેના તરફ જોતી હતી કે, જાણે દ્રષ્ટિની પાપણો ઉઘાડ—મીંચ કરવાની તેને વિસ્મૃતિ થઇ ગઈ હોય !

આવી સંશયાત્મક અને ભેદી સ્થિતિ વધારે વખત ટકી શકી નહિ. તરતમાંજ તે સ્થિતિનો અન્ત આવી ગયો. કારણ કે—

થોડાજ વખત પછી સુલોચનાએ અત્યંત નિશ્ચયદર્શક સ્વરે, તદ્દન શાન્ત ચિત્તે અને ખાત્રીપૂર્વક તાળી પાડી બોલવાની શરૂઆત કરી. તે ગંભીર સ્વરે બોલવા લાગી કે—" નહિ ! નહિ ! હવે હું ફરેબમાં ફસાવાની નથી. હું અત્યારે મારી સમક્ષ જે માણસને જોઉં છું તે મારો પતિ છેજ નહિ એવી મારા મનને ખાત્રી થઈ છે. જે સરદાર સામંતસિંહની પવિત્ર પ્રતિમા આજ પંદર વર્ષથી મારા હૃદયમંદિરમાં પૂર્ણપણે પ્રતિબિંબિત થઈ રહેલી છે—રમણ કરી રહી છે, તે આ મૂર્તિ નહિ. જે મારો પતિ છે તે આ નહિ પણ આ તો કોઈ ઠગારો છે—ધુતારો છે—લુચ્ચો છે—લબાડ છે—બેઇમાન છે અને કોઈ બનાવટી માણસ છે. આ તે સરદાર સામંતસિંહ તો નથીજ ! આ તો સરદાર સામંતસિંહરૂપ હંસના લેબાસમાં છુપાએલો કોઇ કાળો અને કપટી કાગડો છે—હંસના સ્વરૂપમાં—હંસનાં પીંછામાં છુપાએલો—

અનાવટી સરદાર સામંતસિંહ છે. એવી મને પાકી ખાત્રી છે. આ તે નહિ પણ આ તો કોઈ ઠગારો છે!"

એમ કહી જાણે કોઇ તેને ત્યાંથી નિકળી જવાની વિનંતિ કરતો હોય, અને તે (સુલોચના) તેને 'હા' એવો જવાબ આપતી હોય, એવી વિચિત્ર મુખમુદ્રા કરી સુલોચના પોતાના હાથમાંનો મોતીનો હાર પાછો પોતાના ગળામાં નાંખી તે દિવાનખાનું છોડી ત્યાંથી ચાલી ગઈ.

તે દિવાનખાનામાંથી બહાર ગઈ નહિ હોય એટલામાં સરદાર સામંતસિંહનો દિલોજાન દોસ્ત મદનપાળ ત્યાં આવી દાખલ થયો.



## પ્રકરણ ૧૧ મું.



### અરે એઇ સરદાર! તારી બાયડીનું મોં બંધ કર!

વિલાસવતી જેનો તિરસ્કાર કરતી હતી તેજ મદનપાળને અચાનક અને આકસ્મિક રીતે ત્યાં આવેલો જોઇ તે ક્રોધથી ફફડતી તિરસ્કારભરી નજરે તેના તરફ જોવા લાગી.

સરદાર સામંત પોતાના બન્ને હાથ છાતી ઉપર રાખી શૂન્ય દ્રષ્ટિથી ભૂમિ તરફ અવલોકન કરતો ઉભો હતો. મદનપાળ તેની પાસે ગયો અને ઉદ્ધત–ઉન્મત્તપણે તેની પીઠ ઉપર થાપ મારી તેને કહેવા લાગ્યો–

"અરે સરદાર સાહેબ! આજે તમારી તબિયત કેમ છે? આજ તમારી નાણાંની કોથળી ઠાલી થઈ ગઈ છે કે તમારા ભંડારમાં મદ્યનું એક બિંદુ પણ સીલીકમાં રહ્યું નથી અથવા તમારી ઉપર કોઈ બીજું સંકટ આવી ગયું છે? કેમ કંઇ બોલતા નથી?"

સરદાર ઉતાવળે ઉતાવળે બોલ્યો—"કેમ રે મદનપાળ ! તું ફરી મારી પાસે શા માટે આવ્યો ? હવે અહીં તારૂં શું કામ છે ?"

તે દિવાનખાનામાંના એક ઉત્તમ આસન ઉપર અસ્તવ્યસ્તપણે બેસી જઇ મદનપાળ બોલ્યો—" અરે, સરદાર તારી અને મારી દોસ્તીજ એવી છે. પણ સરદાર સાહેબ ! તમે આમ બિલાડીની જેમ ઘુરઘુરીને મારી તરફ શા માટે જુઓ છો ? તમારા આ ફુંફાડાથી હું કાંઈ બી જવાનો નથી. તમે અમસ્થા અમસ્થા તમારી સુંદર મુખ-મુદ્રાને ભયંકર બનાવવાની શા માટે તસ્દી લેતા હશો વારૂ ?"

" આ તે કેવી ઉદ્ધતાઇ ! અને આમને સહન પણ કેમ થાય છે ? તે સમજાતું નથી." વિલાસવતી વિચાર કરવા લાગી.

" મારા મિત્રનાં રાણી સાહેબ ! તમારે ત્યાં આવેલા મેમાનનું તમે આવીજ રીતે સ્વાગત—સત્કાર કરો છો ખરાં કે ? સરદાર સાહેબ ! અત્યારે મારો જીવ ભુખ તરસથી બહુજ આકુળવ્યાકુળ થયો છે, માટે તમારા રસોયાને ચમચમતું સ્વાદિષ્ટ જમણ તૈયાર કરવાનો હુકમ આપો અને બીજા કોઇ નોકરને મારે માટે અહીં શરાબનો શીશો લાવવાનો હુકમ ફરમાવો જોઇએ !"

તેનું ઉપર પ્રમાણેનું ભાષણ થાય છે તેટલામાં પોતાના પતિ પાસે જઈ વિલાસવતી બોલી—" અત્યારે હું તમને ટુંકામાં જે કાંઈ કહેવાની છું તે સારી રીતે સાંભળી લ્યો. આ ઉન્મત્ત અને ઉદ્ધત માણસ કે જે તમારો મિત્ર હોવાનું જણાવે છે તે માણસ તેને ગમે તે દવસે ગમે ત્યાં અને ગમે ત્યારે આપણા ઘરમાં ઘુસી આવે છે, એ વાત મને જરાએ પસંદ નથી. તે તમારો આટલો બધો માનીતો અને દિલોજાન મિત્ર હોય તો તમે તમારે ગમે તો તેને ગળામાં બાંધીને ફરો પણ હું હવે તમને ખાસ કહી રાખું છું કે, હવેથી જો તે આ મકાનમાં ગમે ત્યારે અને ગમે ત્યાં ઘુસસે અને દાંડાઈ કરશે

તો હું એક ક્ષણુ માત્ર પણુ અહીં રહેવાની નથી અને બીજે મારે ગમે ત્યાં જઇને રહીશ. ”

“ વિલાસવતી ! અત્યારે તું જરા ધીરજથી કામ લે. મારા ચિત્તની અત્યારે કેટલી બધી ચળવિચળતા થઈ છે, તે ફક્ત એક પરમેશ્વર સિવાય બીજું કોઇ પણ જાણી શકે તેમ નથી. અત્યારે તું અન્તર્ગૃહમાં ચાલી જા. ત્યાં જઇને બેસ. હું આવતી કાલે તને શાંતિથી બધું સમજાવીશ અને તારા મનનું પરિપૂર્ણપણે સમાધાન કરીશ. સમજી કે ? તું હવે અહીંથી ચાલી જા જોઉં ”

“ તે કંઈ નહીં બને. તમારે આ રોયાનું કેટલું કરજ છે તે અત્યારેને અત્યારે મને કહો એટલે હું તે ચુકવી દેવાની અત્યારેને અત્યારેજ ગોઠવણ કરી નાંખું. કદાચિત્ તેવું કાંઈ ન હોય અને તે એમને એમ અમસ્થો અહીં ધીંગામસ્તી કરી આવતો હોય તો... ”

મદનપાળ દાંત ઓઠ કરડતો અને બુમ બરાડા પાડતો બોલ્યો— “ અરે એ છોકરી ! અમસ્થી અમસ્થી બકવાદ શીદને કરે છે. તમારી એકે એક છુપી વાતો પ્રકટ કરી હું તારો અને આ તારા સરદારનો ગુમાન એક ક્ષણમાંજ ઉતારી નાંખીશ. ”

સરદાર સામંતસિંહ તદ્દન દીનમુદ્રાથી મદનપાળ તરફ જોતો અને તેનો હાથ પકડી તેને પાછો આસન ઉપર બેસાડતાં બોલ્યો— “ મદનપાળ ! તું આમ જરામાં છેલ્લે પાટલે ન બેસ. કૃપા કરી... ”

“ ફક્ત તારે માટેજ હું હવે કંઈ પણ બોલતો નથી જા. નહીં તો આ છણકતી છબિલીનું અભિમાન એક ક્ષણ માત્રમાંજ ઉતારી નાંખત. તું હવે પહેલાં આ તારી છકેલી બાયડીનું મોં એક વખત બંધ કરી દે જોઇએ. મારી સાથે જરા સારી રીતે ચાલ. જાણે કે હું એકાદ કુત્રોજ છું ને, એમ તે મને સમજે છે. આ ગંદી છોકરી કે જેનો આખો જનમ પેલી મધુરીનાં લુગડાં ધોવામાં ગયો, અને

હવે મોટી સરદારણ બની મારી સામે અભિમાન કરે છે. પણ તેને કહે કે, આ મદનપાળ તને ઘણી સારી રીતે ઓળખે છે હો. આ વાત જો રખે ભૂલી જતી. હા હા હા......" એમ કહી આખરે તેણે અટ્ટહાસ્ય કર્યું અને તે અટ્ટહાસ્યથી આખું દિવાનખાનું ગાજી ઉઠયું.

"ઓ મુઆ ગધેડા! તું અત્યારે ને અત્યારે મારા આ ઘરમાંથી ચાલ્યો જા જોઇએ. જો હવે અહીં એક ક્ષણ ભર રહીશ અને આવું ફાટયું ફાટયું તથા અપમાન ભરેલું બોલીશ તો તમામ ચાકર માણસોને અહીં બોલાવી તેમની પાસે તને લાતો મરાવી અહીંથી હાંકી મૂકાવીશ. સમજ્યોને મારા પીટયા?"

"અરે એઈ સરદાર! આ તારી કરકશા બાયડી શું બોલે છે તે તું સાંભળે છે તો ખરો ને? તારામાં જો જરાએ ધણીપણું હોય તો એકદમ આનું મોં બંધ કરી નાંખ! નહીં તો હું—"

"મદન! જરા શાંત થા–ટાઢો પડ! આમ છેક બહેકી ન જા. જો વિલાસવતી! તું અહીંથી બીજી તરફ એકદમ ચાલી જા. ગમે તેમ થાય તો પણ આ મદનપાળ મારો પુરાણો અને તેમાં પણ દિલોજાન દોસ્ત છે. તેની સાથે કજીઓ કરવાનું મને પાલવી શકે તેમ છેજ નહિ! તે જો આપણે ત્યાં એક મેમાન તરીકે આવ્યો છે તો આપણે તેની સાથે બહુ સારી રીતે વર્તવું જોઇએ."

"એ છકેલી નારી! આ તારો ધણી તને શું કહે છે તે સાંભળ અને જરા અક્કલ તો શીખ અક્કલ!"

વિલાસવતી પોતાના પતિ તરફ તુચ્છતાથી જોતાં બોલી–"અરે ઓ બાયલા ધણી! હવે તો ચુડીઓ પહેર ચુડીઓ! તારી સમક્ષ તારી સ્ત્રીની લોકો લાજ લે છે, તેનું તને કંઈ પણ લાગી નથી આવતું શું? એવા માણસે પુરૂષ કહેવરાવવા કરતાં સાડી પહેરી ચૂલા પાસે રોટલા શેકતા બેસવું તે વધારે બહેતર છે."

પોતાની સ્રીએ પોતાનું આટલું બધું અપમાન કરવા છતાં પણ જરાએ ન ચીડાઈ જતાં સરદાર સામંત તેનો હાથ પકડી એક તરફ લઈ ગયો અને ત્યાં તેણે તેને ધીમે સ્વરે કહ્યું–"વિલાસવતી ! હું તને શું કહું છું તે સારી રીતે ધ્યાનમાં લે. તારા માર્ગે તું તદ્દન સ્વતંત્ર છે. તું તારે ગમે તે કર, ગમે તે પ્રકારે ચાલ, તેને માટે હું તને એક પણ શબ્દ કહેવા કે પૂછવા માગતો નથી. તેજ પ્રમાણે મારી ચાલચલગત તરફ તું પણ જરાએ ધ્યાન ન આપ. મારું મોં બંધ કર. તારા મૂર્ખતાભરેલા ગાંડા જેવા ભાષણથી તે ગૃહસ્થ જરાએ ડરી જવાનો નથી અને તું હાંસીને પાત્ર થઈશ. તારા પતિનું જો સર્વ નાશ થયું, તે બેઆબરૂ થયો તો તેની સાથે તારૂં પણ સત્યાનાશ થઇ જશે અને તારી પણ બેઆબરૂ થશે. તારી અવિચારથી ભરેલી વર્તણુંક માટે તું પોતેજ ખાડામાં પડીશ અને સાથે સાથે મારે પણ ખાડામાં પડવું પડશે."

"એવો ભયંકર આ માણસ છે કોણ ?" એવો સવાલ જરા ધીમે સ્વરે વિલાસવતીએ સામંતને પૂછયો અને પછી તુચ્છતાથી એક વાર મદનપાળની તરફ તેણે જોયું તો તે દિવાનખાનાના એક કોચ ઉપર અસ્તવ્યસ્ત રીતે પડયો હતો. એ માણસથી તમે આટલા બધા બીહો છો શા માટે ? તે તો મને સમજવા તો દ્યો !

"તે વાતને જાણી તારે શું કરવાનું છે. હું તને ફરી ફરીને કહું છું કે જો તું તેને ખીજવીશ તો તને જે વાતથી અસહ્ય દુઃખ થાય છે તે...પણ જવા દે હું તને ફરી કહુંછું કે, તું તેનું અપમાન કરીશ નહીં !"

"તે કંઈ નહીં. પછીથી જે થવાનું હોય તે ભલે થાય, હું તેની જરાએ દરકાર કરતી નથી. પણ આમાં ભેદ–છુપો ભેદ–શો છે ? તે મારે જાણવોજ જોઇએ. કુસંતાન કરતાં નિઃસંતાન થવાનું હું વધારે પસંદ કરૂં છું."

"વિલાસવતી! જેમ જેમ હું તને વિનંતિ કરૂં છું તેમ તેમ તું મને વધારે ને વધારે ખીજવે છે, પણ તું નક્કી સમજી રાખજે કે, આનું પરિણામ બહુ ખરાબ આવશે. તું તારા ઘરને તારા પોતાના હાથેજ આગ લગાડવા માગે છે, પણ તે આગમાં તું પોતેજ બળી જળીને રાખ–ખાખ થઇશ–ભસ્મીભૂત થઈ જઇશ. તું મારા મિત્રને જો વધારે ચીડવીશ અને જો તેના મુખમાંથી મારી એકાદ વાત બહાર પડી જાઇ તો તો સરકારના અધિકારીઓ જંજીરથી તારા હાથ પગ જકડીને તને અહીંથી લઇ જશે અને તેથી તારી સરદારણપણાની ઘમંડ એકદમ કોણ જાણે ક્યાંએ ઉડી જશે. સરકારના અમલદારો નહીં નહીં જેવા સવાલો કરી તને હેરાન હેરાન કરી નાંખશે."

"બસ કરો સરદાર! બસ કરો. મારો એક ગુન્હો થએલો છે, તેની તે વાત મારા સમક્ષ લાવીને મને સપડાવવાનું અને શરમાવવાનું તમને બહુજ સારા અને સબળ સાધનરૂપ થઇ પડી છે, પણ ફિકર નહીં, હું પણ જોઇ લઇશ."

એમ કહી તે અભિમાની અને ગર્વિષ્ટ તેમજ જક્કી સ્ત્રી શરમાઇ ગઇ અને નીચું જોવા લાગી. તે વખતે તેની મુખમુદ્રા ભયગ્રસ્ત થઈ ગઇ હોય, તેવી જણાતી હતી.

મદનપાળ શું કરે છે, તે તરફ સામંતનું ધ્યાન હોવાથી તેના ધ્યાનમાં વિલાસવતીની સ્થિતિ આવી નહીં. પોતાના અંતઃકરણમાં થએલી ચળવિચળને શાન્ત કરવા માટે થોડોક વખત થોભી જઈ વિલાસવતી પોતાના પતિ પ્રત્યે કહેવા લાગી–"તમારી વાતો મને કહેવાની તમારી જો ઇચ્છાજ ન હોય તો પછી મારે પણ તેવો આગ્રહ શા માટે કરવો જોઇએ." એમ કહી હાથ પગ પછાડતી તે બીજી તરફ ચાલી ગઈ.

આ સમયે જો કે તે માનવના સ્વરૂપમાં છુપાએલી રાક્ષસી

બહારથી અતિશય શાન્ત દેખાતી હતી પણ તેના અંતઃકરણમાં તો ભયંકર યુદ્ધની ક્યારનીએ શરૂઆત થઈ ચૂકી હતી.

ગંગા નદીના પ્રશાન્ત અને ગંભીર દેખાતા પ્રવાહનો દેખાવ જોઈ એકાદ વટેમાર્ગુને બહુજ આનંદ થાય, અને બપોરના સખત તાપનાં સમયમાં સ્નાન કરવા માટે તે પ્રવાહમાં ઉતરે, એટલામાં તે અત્યંત ગંભીર દેખાતા પ્રવાહમાંથી એકાદ પ્રચંડ મગરે પોતાનું મોં ઉઘાડવું, એવા દેખાવ સરખી આ સમયે વિલાસવતીના મનની સ્થિતિ થઇ હતી.

પોતાના પતિની સાથે જે સંભાષણ થયું તે સંભાષણ વિલાસવતી જલદીજ ભૂલી ગઈ. તેને એક બીજીજ વાતનું સ્મરણ થઈ આવ્યું. તેણે મહારાણી મધુરીને ઝેર આપ્યું હતું તેને આજે છ મહિના થઈ ગયા હતા પણ તે ઝેરનું કંઈ પરિણામ આવ્યું હોય તેવું એક ચિહ્ન તેના જાણવામાં આવ્યું નહિ. મધુરીની પ્રકૃતિ તરફ તે બહુજ સૂક્ષ્મરીતે સદૈવ જોયા કરતી. એટલે કદાચિત્ પોતાના પતિને વાત કરતાં તેને દુઃખ થશે એ ઉદ્દેશથી પોતાની પ્રકૃતિના સંબંધમાં મધુરીએ પોતાના પતિ પાસે કંઇ પણ ફરિયાદ કરી નથી, એ માની લેવાય. તો પણ જો મધુરીની પ્રકૃતિમાં જરાએ ફેરફાર થયો હોત તો તે તેના ધ્યાનમાં આવ્યા વિના રહી શકત નહિ. તે વિષના પરિણામરૂપે ક્ષુધા નાશ અથવા શક્તિપાત થયો હોય તેવું કંઇ પણ તેના જાણવામાં આવ્યું નહિ એટલુંજ નહીં પણ તેની પ્રકૃતિ તદ્દન નીરોગી હતી, તે જોઇ તેને બહુજ આશ્ચર્ય થતું હતું !

જેમ જેમ વધારે ને વધારે વખત વ્યતીત થતો જતો હતો, તેમ તેમ વિલાસવતીના મનમાં એવી શંકા આવતી હતી કે—તે વિષવૈદ્યે મને ફસાવી કે છેતરી તો નહિ હોય ને ? માટે એકવાર ફરી તે વિષવૈદ્યની પાસે જઇ ચોકસી કરવી કે હજુ વિષનું પરિણામ કેમ આવતું નથી ? એ બાબતમાં ખુલાસો મેળવવાની અભિલાષા તેના

મનમાં ઉત્પન્ન થતી હતી. વિલાસવતી જો કે કાચી છાતીવાળી સ્ત્રી નહોતી છતાં પણ પહેલાં તે જ્યારે વિષવૈદ્યને ત્યાં વિષ લેવા ગઇ હતી અને વિષવૈદ્યના ઓરડામાં હતી ત્યારે તેણે જે ભયાનક સ્વપ્ન જોયું હતું, તેથી ત્યાં જવા માટે તેનું મન પાછું પડતું હતું. ઉપરાંત કોઇ કોઇ વખતે તેના મનમાં એમ પણ આવતું હતું કે તે વૈદ્યે પોતાના અંદાજમાં કદાચિત્ ભૂલ પણ કરી હોય અથવા પોતાની હોંશિયારી દેખાડવા માટે વખતે એવી ડંફાસ મારી હશે કે–પોતાના તે ઔષધનું પરિણામ સત્વર જણાશે નહિ માટે ફરી થોડા દિવસ વધારે વાટ જોવી અને ત્યાર પછી તે વિષનું મધુરીના શરીર ઉપર કંઈ પણ પરિણામ થએલું જણાય નહિ, તો પછી ફરી પાછી તે વૈદ્યની મુલાકાત લેવી. એવા વિચારથી તે વૈદ્યને મળવાનું કામ એક એક દિવસ આગળ ને આગળ લંબાવતી જતી હતી.

પણ હવે તેનાથી સબુરી રાખી શકાય તેમ નહોતું માટે તેણે તે વિષવૈદ્યની મુલાકાત લેવાનું નક્કી કર્યું. પોતાનો પતિ તેના મિત્ર સાથે વાતો કરે છે અને મદ્યના પ્યાલા ઉપરાઉપરી ખાલી કરતો જાય છે, એવી સ્થિતિમાં પોતાના પતિને કંઇ પણ ન જણાવતાં તે પોતાના મકાનમાંથી બહાર પડી અને એકદમ તે વિષવૈદ્યના મકાન તરફના રસ્તે ચાલવા લાગી.

## પ્રકરણ ૧૨ મું.

### કરો તેવું પામો !

થોડાજ વખતમાં વિલાસવતી તે વિષવૈદ્ય ચતુરદત્તના ઘરની પાસે જઇને ઉભી રહી. હંમેશના રિવાજ મુજબ તે મકાનનો મોટો દરવાજો બંધ હતો પણ બારીની ફાટમાંથી પ્રકાશ બહાર પડતો

હતો. તે ઉપરથી તેણે અનુમાન કર્યું કે વૈદ્ય અત્યારે અંદરજ હોવો જોઇએ. તેણે તે મકાનના દરવાજા ઉપર બે ચાર ટકોરા માર્યા. તે સાથેજ એકદમ દરવાજો પોતાની મેળેજ ઉઘડી ગયો. કારણ કે અંદરથી સાંકળ વાસેલી નહોતી. તેણે ઘરમાં પ્રવેશ કર્યો. તે મનમાં ને મનમાં બોલવા લાગી—"વૈદ્યરાજ અંદરજ છે છતાં પોતાના કોઇ પ્રયોગમાં મસ્ત–નિમગ્ન થઈ ગયા હોવા જોઇએ અને તેમની સ્ત્રી પણ કોઈ કામને માટે બહાર ગયેલી હોવી જોઇએ. તેથી કદાચ દરવાજો ઉઘાડોજ રહી ગયો હશે. મને અંદર જતાં શી હરકત છે ?"

એમ કહી તે ઝપાટાબંધ વૈદ્યના ઓરડા તરફ જવા લાગી. તે જેમ જેમ આગળ જતી ગઈ તેમ તેમ એક પ્રકારનો ઉગ્ર અને અસહ્ય ગંધ તેના નાકમાં ભરાવા લાગ્યો. તો પણ તે તેવી ને તેવીજ સ્થિતિમાં આગળ ને આગળજ વધતી ગઇ. પહેલાં જેવી સ્થિતિમાં તે ઓરડો હતો તેવીજ સ્થિતિમાં આ વખતે પણ હતો. તેમાં જરાએ ફેરફાર થયો નહોતો. ચિત્ર વિચિત્ર રંગોની શીશીઓથી ભરેલું ખુણામાં પડેલું કબાટ, ઓરડાના મધ્ય ભાગમાં એક મોટો પાટલો અને તેની ઉપર કેટલાક વૈદ્યક વિષયનાં ઉપકરણો–સાહિત્યો અને સાધનો, એક ખુણામાં પડેલી અનેક કાણાંવાળા ઢાંકણાવાળી પેટી, ઇત્યાદિક વસ્તુઓ પહેલાંની જેમ જ્યાં ને ત્યાંજ પડેલી હતી. પહેલાંની જેમજ આ વખતે પણ તે ઓરડામાં એક દીવો પણ ટમટમતો હતો.

"પણ તે વિષવૈદ્ય ક્યાં ગયો હતો ?"

વિષવૈદ્ય તે ઓરડામાંજ હતો. તે એક ખરલ પોતાની સામે રાખી તેમાંનું ઔષધ ઘુંટતો હતો અને તે ખરલમાંના ઔષધ તરફ એક ટક લગાડી જોતો હતો.

વૈદ્ય પોતાની તરફ જોતોજ નથી; તે બાબતમાં તેને અજાયબી લાગી તેથી તે જરા આગળ વધી. પણ આગળ વધતાંની સાથેજ ખરલ-

માંના ઔષધનો ઉગ્રગંધ તેના મસ્તકમાં ભરાઇ તેને અંધકાર આવ્યા જેવું થઈ ગયું. તેના પેટમાં જરા જરા પીડ આવવા લાગી. તેથી તે તરતજ એક બારી પાસે ગઈ અને તેણે બારી ઉઘાડી નાંખી. શીતળ સ્વચ્છ અને શુદ્ધ હવા ઓરડામાં આવવાથી તે ઓરડામાંનો ઉગ્રગંધ જરા ઓછો થયો અને તેથી તેને જરા ઠીક લાગ્યું. એટલી વાર તેને ત્યાં-તે ઓરડામાં આવે ઘણો વખત થઇ ગયો છતાં તે વિષવૈદ્યે પોતે ઉંચું પણ જોયું નહિ.

તે ઉપરથી વિલાસવતી જરા ભયભીત થઈ ગઇ અને તેના મનમાં એક જાતની વિચિત્ર અને ચમત્કારિક શંકા થઈ આવી. તે બારી પાસેથી પાછી વળી અને પોતે ભયભીત થઈ, એમ મનમાં આવવાથી તે જરા લજવાઇ ગઈ. તરતજ તે વૈદ્યની છેક પાસે આવી ઉભી રહી. તે વખતે વૈદ્ય ખરલના ઘુંટાની ઉપરની ટોચ ઉપર માથું ટેકવી તદ્દન સ્તબ્ધ અને નિશ્ચલ થઈ બેઠેલો હતો એમ તેના જોવામાં આવ્યું.

તે જોઈ વિલાસવતીના મનમાં આવેલો સંદેહ મજબુત થવા લાગ્યો. તેણે ફરી તે વિષવૈદ્ય તરફ નિરખીને જોયું. તે સાથેજ તેને ખાત્રી થઇ ગઇ કે તે મરી ગયો છે.

તે વિષવૈદ્યની પોતાની ભૂલથી ખરળમાં ઔષધ રેડતાં શીશી બદલાઇ જવાથી ભયંકર-જાલિમ-ઝેર બેસાવધપણે ખરળમાં રેડાઇ ગયું તેથી તે ઔષધની વિષમય જાલીમ ઉગ્રગંધ શ્વાસોશ્વાસ દ્વારાએ વૈદ્યના પેટમાં જવાથી તેનો પ્રાણપક્ષી ઉડી ગયો હતો-પ્રાણ પંચત્વને પામ્યો હતો અને તેનો આત્મા પરલોકે પ્રયાણ કરી ગયો હતો. તેનું મરણ એક નિમિષાર્દ્ધમાં થઇ ગયું હતું.

પહેલાં તે વિષવૈદ્યની મુખમુદ્રા ગંભીર દેખાતી હતી પણ અત્યારે તેની તે મુખમુદ્રા તદ્દન ફેરવાઇ ગઇ હતી અને તે ભયાનક દેખાતી હતી.

આવો ભયંકર દેખાવ જોતાં વિલાસવતીને કમકમી આવી ગઇ અને એકદમ તે તે ઓરડામાંથી બહાર નીકળી ગઈ. આવો ભયાનક દેખાવ જોવા છતાં પણ તેના પાષાણ જેવા હૃદયમાં ભયનો જરાએ સંચાર થયો નહોતો. એવી તે કઠણ કાળજાની કઠોર કામિની હતી. વાંચકો ! એવી સ્ત્રીને માનવી સ્ત્રી કહેવી કે માનવના સ્વરૂપમાં રમણીય રાક્ષસી કહેવી ?

જે વૈદ્યે પોતાના પ્રાણસંહારક ઔષધથી અનેક લોકોના પ્રાણ હરણ કર્યા હતા તેજ ઔષધે તેનું બળીદાન લઈ લીધું હતું. તેને માટે વિલાસવતીને દયા આવે, એ બિલકુલ અશક્ય હતું. દયા–માયા કે સ્નેહ જેવી બાબત વિલાસવતીના જાણવામાં પણ નહોતી.

તે વિષવૈદ્યના મરણથી પોતાની પરિપૂર્ણપણે નિરાશા થઈ, એમ વિલાસવતીના મનમાં આવવાથી તેને દુઃખ થયું. કારણ કે પોતે સંપાદન કરેલા શાસ્ત્રીય જ્ઞાનનો ઉપયોગ બીજાના જીવનનું સંરક્ષણ કરવાના કામમાં ન વાપરતાં, બીજાના પ્રાણનું સત્યાનાશ કરનારા આ વૈદ્ય શિવાય તે બીજા વૈદ્યને જાણતી કે ઓળખતી પણ નહોતી.

ચતુરદત્ત જેવા વિષવૈદ્યને પણ તેની પોતાની કરણીનું ફળ મળી ગયું. બીજાનું અહિત કે અકલ્યાણ કરનારા માણસનું કોઇ પણ કાળે અને કદાપિ કલ્યાણ થતું નથી. એ આ ચતુરદત્ત વિષવૈદ્યના દ્રષ્ટાંત ઉપરથી અમારા વાંચકો સમજી શકશે. એટલે વધારે વિવેચન કરવાની અમને આવસ્યક્તા જણાતી નથી. જગત્પતિ જગદીશ્વરનો–કુદરતનો નિયમ છે કે–**આપો તેવું પામો અને કરો તેવું ભરો !** આ ઇશ્વરીય સિદ્ધાન્તને ફેરફાર કરવાની શક્તિ કોઇ માનવ પ્રાણીમાં હોઇ શકે ખરી ? અમે તો તેનો જવાબ નકારમાંજ આપીએ છીએ.

---

## પ્રકરણ ૧૩ મું.

### મને મુક્ત કરો !

આ સંસારમાં જો આસુરી વૃત્તિના મનુષ્યો ઉત્પન્ન થયા ન હોત તો આ સંસાર કેવળ સ્વર્ગભૂમિ જેવો રમણીય બની ગએલો દેખાત. પણ આસુરી વૃત્તિના મનુષ્યોએ આ સંસારને–પોતાની વિષય-વાસના પરિતૃપ્ત કરવા માટે કેવળ નરકાગાર જેવોજ બનાવી દીધો છે ! હવે આ સંસારને સ્વર્ગીય સંસાર કહેવો કે નીચ નરકાગાર કહેવો ? કાંઇ સમજ પડતી નથી.

એકાદ વર્ષમાં પરમેશ્વરના કૃપા પ્રસાદે વરસાદ પાણી સારી રીતે પડીને સોના જેવો પાક થાય છે, અને ગરીબ બિચારા ખેડુતો પોતાની મહા મહેનતે ઉત્પન્ન કરેલા અનાજને પોતાના કોઠારમાં ભરી રાખવા માટે ઉત્સુક થએલા હોય છે; પણ જો તેટલામાં દેશમાં લડાઇની શરૂઆત થાય છે અને તેથી ઉભા પાકના ખેતરોનું સત્યાનાશ થઈ જાય છે. સર્વ પ્રદેશમાં અંધાધુંધી વ્યાપી જાય છે. બિચારો ખેડુત પોતાની તમામ મહેનતને બરબાદ થએલી જોઇ હતાશ–નિરાશ થઇ જાય છે. આ પણ એક જગત્‌ની અને વિધિની વિડંબનામય વિકટ લીલાજ કહી શકાય. વળી તેના મનમાં વિચાર આવ્યો કે–કોઈ એક વેપારી પોતાના પૂજ્યપાદ માતાપિતા, પ્રિય પત્ની અને બાળબચ્ચાંઓની દુઃખી દિલે રજા લઇ વેપાર કરવા માટે દૂર દેશાવરમાં ચાલ્યો જાય છે. તે પરદેશમાં પોતે મહા મુશીબતે–લોહીનું પાણી કરીને–પ્રમાણિક-પણાથી વેપાર રોજગાર કરી–પોતાના કુટુંબના પાલનપોષણ માટે દ્રવ્ય મેળવી, પોતાને પ્રિય એવા મનુષ્યોને મળવા માટે બહુજ ઉત્સુ-કતાથી પાછો આવે છે, ઘેર પહોંચ્યો નથી પણ તે રસ્તામાંજ છે,

પણ તેની ઇચ્છા વિફલ કરવા—આશા ને નિરાશામાં ફેરવી નાંખવા માટે—તેના કુટુંબના સુખમાં માટી મેળવવા માટે મધ્યરાત્રીના શાન્ત સમયમાં પ્રાણસંહારક શસ્ત્રાસ્ત્રોથી સુસજ્જિત થએલા બહારવટીયાઓ કે ધાડપાડુઓ તેના ઉપર હલ્લો કરી તેને લુંટી લેવા અને બની શકે તો મારી નાંખવા પણ તૈયાર થઇને તેની રાહ જોઇ રસ્તામાં ઉભેલાજ હોય છે. બિચારાની સર્વ આશાઓ ઉપર પાણી ફરી જાય છે. તેની આશા—અભિલાષા, ઇચ્છા આદિક મનમાં ને મનમાંજ રહી જાય છે.

તેજ પ્રમાણે એકાદ રાજા પોતાની પ્રજાના કલ્યાણ માટે—સુખી થાય તેટલા માટે—અવિશ્રાંત પરિશ્રમ ઉઠાવી અનેક પ્રકારનાં સત્કૃત્યો કરવા માટે એક સરખી રીતે કોશીશો કરે છે, તેના સત્કૃત્યનું શુભ પરિણામ આવવાની તૈયારી થાય—તેણે વાવેલા સુખમય કલ્યાણરૂપી વૃક્ષ ફુલી ફળી તેના મધુર અને સુખદ ફળો ઉતરવાનો વખત આવી ગયો છે છતાં—તે કોઇ ગુપ્ત ખુનીના શસ્ત્રનો ભોગ થઇ પડે છે. તેની પછી એકાદ જુલમી રાજા ગાદી ઉપર આવી પ્રજાને 'ત્રાહિ ત્રાહિ' નો પોકાર કરવા જેવી ચાલ ચલાવે છે. મતલબ કે, મનુષ્યનું ધારેલું સફળ થતું નથી અને જો તેની ધારણા પ્રમાણે થાય તો તે દુનિયાને ઉંધી પણ વાળી નાંખવામાં પાછી પાની કરે નહિ. પ્રભુ! તું જે કાંઈ કરે છે તે સારૂંજ કરે છે. તારી ગતિ અકળિત છે જેનો મનુષ્ય ક્યાંથી અને શી રીતે પાર પામી શકે?

સંસારમાં જે સજ્જન મનુષ્યો છે તેઓ પોતાના સુખને માટે જે પ્રયત્નો કરે છે, તે તેના પ્રયત્નો બીજાના સુખમાં પણ કારણભૂત થાય છે ત્યારે દુર્જન મનુષ્યોના તરફથી પોતાના સુખને માટે થતા પ્રયત્નો વિફળ થઈ બીજાને પણ સંકટોમાં નાંખે છે.

દ્રવ્યપ્રાપ્તિ માટે લોકો કેટલી બધી ધાંધલ કરે છે—કેટલાં બધાં ફાંફાં મારે છે! તેઓ રાત્રિના શાંત સમયમાં પણ અનેક પ્રકારના

કપટમય વિચારો કરવામાં ગુલતાન થઈ ગએલા હોય છે અને તે વિચારો પરિપૂર્ણપણે સફળ કરવા માટે આખો દિવસ ધાંધલ કર્યા કરે છે. તેઓ પોતાની મહત્વાકાંક્ષા પૂર્ણ કરવા માટે પ્રયત્નો કરતાં બીજા લોકોના સુખનું સત્યાનાશ વાળી નાંખવામાં જરાએ પાછી પાની કરતા નથી કે અચકાતા પણ નથી. તેઓ નિઃશંકપણે પોતાના પાડા-પાડોશીઓને દબાવી નાંખે છે, પોતાની સારાસાર વિચારશક્તિનું નિર્દયપણે ખૂન કરી નાંખે છે, અને પછી કોઈ પણ પ્રકારનો અન્યાય કરવામાં આઘું પાછું જોતા નથી કે સંકોચાતા પણ નથી.

દયાળુ જગન્નિયંતા—સૃષ્ટિવત્સલ પરમેશ્વરે સુખો સર્વ પ્રાણીઓને સરખા પ્રમાણમાં મળી શકે, એટલા માટે વ્યવસ્થિત રીતે યોગ્ય પ્રમાણમાં વહેંચી રાખ્યાં છે, તેમાંનો મોટો ભાગ પોતાનેજ મળે, તેને માટે એક સરખી રીતે ધમપછાડા—ધાંધલો કર્યાજ કરે છે. મારામારી, કાપાકાપી, જુલમ, દોડધામ કપટ, બેઈમાની, વિશ્વાસઘાત, ફંદફરેબ, કાવત્રાંઓ અને લુચ્ચાઈ વિગેરે નિંદાજનક માર્ગો દ્વારાએ દુષ્ટ મનુષ્યો પૃથ્વીની પરિસ્થિતિમાં ફેરફાર કરવાના—દુનિયામાં ઉથલ પાથલ કરી નાંખવાના મૂર્ખતા ભરેલા પ્રયત્નો—નિરર્થક પ્રયત્નોમાં મંડયાને મંડયાજ રહે છે. છતાં પણ શાંતતા, સહાનુભૂતિ, સત્યતા, સજ્જનતા, પ્રમાણિકપણું, પરોપકારીપણું, નિઃસ્વાર્થ ભાવના, પરદુઃખે દુઃખી થવાની વૃત્તિ ઈત્યાદિક સદ્ગુણોનો અંશ પણ કોઈનામાં જણાતો નથી; અને જો કદાચિત્ હોય તો પણ તેવા મનુષ્યો દુનિયામાં બહુજ વિરલા હોય છે.

મનુષ્યે સદાચારથી નીતિને માર્ગે ચાલવું, એટલા માટે સાધુ—સજ્જન પુરૂષો સર્વદા તેના લાભ દર્શાવી કંઠશોષ કરે છે. વેદશાસ્ત્રો એક સરખી રીતે ગર્જના કરે છે, તો પણ તેનો એક તણખલા જેટલો પણ ઉપયોગ થતો નથી અને મનુષ્યોના અંતઃકરણમાં પાશવવૃત્તિઓ એક સરખી રીતે દિનપ્રતિદિન વધતીને વધતીજ જાય છે.

દિવસ ઉગવાથી અને આથમવાથી સર્વદા આયુષ્યનો ક્ષય થાય છે છતાં પણ દુનિયાના લોકો ઉક્ત વેપારની ધાંધલમાં પડી જવાથી તેને જાણી શકતા નથી. અમુક માણુસ આજે જન્મ્યો, તેની બાલ્યાવસ્થા વ્યતીત થઇ ગઇ, તે જુવાન થયો, વૃદ્ધ થયો અને મરી પણ ગયો એટલી એટલી વાતો પ્રત્યક્ષ જોવા છતાં પણ દુનિયાના લોકોને ત્રાસ ઉત્પન્ન થતો નથી. એ તે શું ? એ બધા દુનિયાના ચિત્રવિચિત્ર રંગ છે ! અને જગતજ એવા પ્રકારનું છે.

આવા આવા અનેક વિચારો અત્યારે સત્યસિંહના મનમાં ઘોળાતા હતા. તે આ સમયે માલવદેશની સરહદ ઉપર આવેલા વિંધ્યાચળ પર્વતના શિખર તરફ જનારા એક રસ્તા ઉપર મુસાફરી કરતો હતો. અવંતિનગરીમાં ઘણા દિવસ સુધી રહેવાને લીધે નાગરિક જનોની અનેક પ્રકારની સુખલાલસાના માર્ગમાંની ધાંધલમાં જે વિલક્ષણ અને નિંદ્ય પ્રકારો તેણે જોયા હતા, તેનો તેને—સત્યસિંહને તદ્દન કંટાળો આવ્યો હતો. તેથી તે મુસાફરી કરવા અવન્તિનગરીમાંથી નિકળી પડયો હતો. તેનો વિચાર એવો હતો કે કેટલાક દિવસ સુધી પર્વતની તળેટીએ રહેવું, ત્યાં ગમે તેમ કરીને પોતાનો નિર્વાહ કરવો, તેજ સ્થિતિમાં આનંદ માની તે પ્રદેશમાં રહેનારા ભીલ અને મેણા લોકોના સહવાસમાં કેટલાક દિવસ રહેવું અને પોતાના ચિત્રકળાના જ્ઞાનમાં વૃદ્ધિ કરવી, એવા હેતુથી તે અત્યારે તે પ્રદેશમાં મુસાફરી કરતો હતો.

તે એકલોજ મુસાફરી કરતો હતો. લગભગ એક વર્ષ પહેલાં તેની તદ્દન કંગાલ જેવી સ્થિતિ હતી. પણ તેને તે ઉદાર વૃદ્ધની ભેટ થઈ અને તેણે તેને જે એક હજાર રૂપિઆ આપ્યા ત્યાર પછી તેની સ્થિતિમાં બહુ ફેરફાર થઈ ગયો હતો. તેણે પોતાનો ધંધો બહુજ કરકસરથી, હોંશિયારીથી અને પ્રમાણિકપણે કરી એક વર્ષ સુખ, સમાધાન અને સંતોષમાં વીતાવ્યું હતું. તે દરમિયાન બે પૈસા તેની

સાંઠે પણ થયા હતા. તેના સુખની અભિલાષાઓ બહુજ મર્યાદિત હોવાથી તેને અત્યારે કોઈ પણ વાતની કમીના નહોતી.

હમેશાં નિયમ મુજબ મુસાફરી કરતો કરતો તે સિંહમુખ નામના એક ઘાટમાં આવી પહોંચ્યો હતો. આ ઘાટ બહુજ ઉંચા ચઢાવવાળો અને ખડકવાળો તથા અતિશય વિશાળ અને સિંહની આકૃતિ જેવો હોવાથી તેનું સિંહમુખ ઘાટ એવું નામ પડી ગયું હતું. આ ઘાટની બન્ને બાજુએ વિંધ્યાદ્રિ પર્વતનાં ઉંચાં ઉંચાં શિખરો મોટમોટાં જંગલોથી વ્યાપ્ત થઈ ગએલાં હતાં. એ કારણથી એકલાજ મુસાફરી કરનારાને કોઈ કોઇ વખતે પ્રત્યક્ષ—સાક્ષાત સિંહના મુખમાં ચાલ્યા જવાનો દુઃખદ પ્રસંગ આવી જતો. તેથી તે નામ તે ઘાટને માટે યથાર્થજ હતું અને **યથા નામા તથા ગુણાઃ** એ સુત્રને કેટલેક અંશે ખરૂં કરે તેવું હતું.

અમે જે સમયનું આ પ્રકરણ લખીએ છીએ તે સમયે તે સદરહુ ઘાટના મધ્યમાં આવી પહોંચ્યો હતો. તે ત્યાંના મનમોહક વન સૌંદર્યનું અવલોકન કરતો હતો. સંધ્યાકાળ થવાને હજુ ત્રણ કલાકની વાર હતી. પોતે જો બે કલાક પછી ત્યાંથી ચાલવા માંડે તો—પોતે જે મુકામ ઉપર પહોંચવા માગતો હતો તે મુકામે સૂર્યાસ્ત પહેલાં ખુશીથી જઈ પહોંચાશે, એવી તેને ખાત્રી હતી.

ગઇ રાત્રે તે એક ખેડુતની ઝુંપડીમાં રહ્યો હતો. તે ખેડુતે તેને મુસાફરીના સંબંધમાં તમામ માહિતી આપી હતી. તેમાં એક તલ જેટલો પણ તફાવત પડ્યો હોય, તેમ સત્યસિંહને લાગ્યું નહિ. તે ઘાટમાંથી જેમ જેમ આગળ વધતો જતો હતો તેમ તેમ વધારે ને વધારે મનોહર વનસૌંદર્ય તેની નજરે પડતું જતું હતું અને તેથી તે અધિકાધિક આનંદ સાથે ચાલ્યો જતો હતો.

પર્વતની ઉંચી ઉંચી ભેખડો, તેની નીચે દેખાતી ઉંડી ઉંડી

ખીલ્યો, એકાદ ઉંચી જગ્યાએ ઉભા રહેવાથી ત્યાંથી દ્રગ્ગોચર થતી. આસપાસના ફળદ્રુપ પ્રદેશની શોભા, તે પ્રદેશમાંનાં નાનાં ગામડાંઓ, તે ગામડાંઓની આસપાસનાં લીલાંછમ જેવાં ખેતરો, વાંકાચુંકા માર્ગોએ વહન કરતી જતી-સ્વચ્છ જળથી ભરેલી નાનકડી નાનકડી નદીઓ આ સર્વ દેખાવો તે ચતુર ચિત્રકાર સત્યસિંહના ચિત્તને આનંદિત કરવાને માટે અને નેત્રોને તૃપ્ત કરવા માટે બસ હતાં.

તે અત્યારે જે સ્થળે ઉભો રહી વનસૌંદર્યનું અવલોકન કરતો હતો તે સ્થળેથી થોડા અંતર ઉપર એક ગરીબ ભીલનું ઝુંપડું હતું અને તે ઝુંપડામાંજ આજની રાત વ્યતીત કરવાનો તેનો વિચાર હતો.

લગભગ બે અઢી કલાક સુધી પર્વતની શોભા જોવામાં ગાળ્યા પછી ધીમે ધીમે તે ધારેલા ઝુંપડા પાસે આવી પહોંચ્યો. ઝુંપડામાં રહેનાર ભીલે પણ આદરપૂર્વક તેનું સ્વાગત કર્યું અને ઘણાજ આનંદ સાથે રાત રહેવાને માટે તેણે તેને પોતાના ઝુંપડામાં જગ્યા આપવાનું કબુલ પણ કર્યું. એટલુંજ નહિ પણ પોતાને ત્યાં આવેલો મેમાન ભૂખ્યો નજ રહેવો જોઇએ, માટે તે ભીલે કેટલીક જાતનાં કંદ અને વનફળો લાવી તેની સમક્ષ હાજર કર્યાં અને ઘણાજ નમ્ર અવાજે અને વિવેકથી તે ખાવાની તેણે સત્યસિંહને પ્રેમપૂર્વક પ્રાર્થના કરી. સત્યસિંહે પણ તે મેમાનગિરી ઘણાજ ઉપકાર સાથે સ્વીકારી. તેણે આખી રાત તે ઝુંપડામાંજ સુખેથી વીતાવી.

બીજા દિવસના પ્રાતઃકાળમાં તે જાગૃત થયો. તેણે પ્રાતઃકર્મ કરી ફરી પોતાની મુસાફરી શરૂ કરવાની તૈયારી કરી. આ વખતે ભગવાન્ સૂર્યનારાયણદેવ તરતમાંજ ઉદય થયા હતા અને તેમણે સૃષ્ટિ ઉપર પોતાનાં આરક્ત અને સુવર્ણમય કીરણો ફેલાવ્યાં હોવાથી જાણે સર્વ સૃષ્ટિને સુવર્ણનો ઓપ ચઢાવ્યો હોયની ! તેવો ભાસ થતો હતો. ભીલના હાથમાં થોડુંક દ્રવ્ય આપી સત્યસિંહે તેની પાસેથી રજા

લીધી અને ઉત્સાહયુક્ત અંતઃકરણથી તે ફરી ઘાટ ઉપર ચઢવા લાગ્યો.

બે ઘડી દિવસ ચઢતાં તે એક શિખરના પગથીએ આવી પહોંચ્યો. ત્યાંથી આગળ જવાનો રસ્તો વિકટ હતો. જેમ જેમ તે ઉપર ચઢવા લાગ્યો તેમ તેમ તે રસ્તો અને પર્વતનું ચઢાણ તેને વધારે ને વધારે વિકટ ભાસવા લાગ્યાં. તે વિકટ રસ્તેથી ઉપર ચઢી ગયા પછી તેને રસ્તો જરા સપાટ લાગ્યો. આ ઠેકાણેથી પેલી તરફના ઉતરાણ ઉપર ઝુંપડી બાંધીને રહેતા રબારીઓનાં ઘેટાં-બકરાંઓનું ટોળું ચરવા આવેલું તે તેને દેખાયું. ત્યાંથી દ્રષ્ટિગોચર થતો દેખાવ જોઈ, સત્યસિંહ ચિત્રકારને બહુ સમાધાન થયું. તે આગળ ને આગળજ વધતો જતો હતો. સૃષ્ટિદેવીના અનુપમ અને મનમોહક સૌંદર્યને જોઇ તે ભૂખ અને તરસને પણ ભૂલી ગયો હતો. તે પર્વતના મધ્ય ભાગમાં આવી પહોંચ્યો. તે વનના સૌંદર્યનું સારી રીતે અવલોકન કરી લેવાનું તેના મનમાં આવવાથી તે ધોરી રસ્તો છોડી એક પગરસ્તે ભટકવા લાગ્યો.

જ્યાં મનુષ્યનો એક પણ શબ્દ સાંભળવામાં આવી શકે તેમ નહોતું, એવા તે નિર્જન-નિસ્તબ્ધ જંગલમાં સત્યસિંહ એકલોજ મુસાફરી કરતો હતો છતાં તેના મનમાં ભયનો જરા પણ અંશ ઉત્પન્ન થયો નહોતો.

તે પગરસ્તે જેમ જેમ આગળ વધવા લાગ્યો તેમ તેમ અનેક પ્રકારના દેખાવોથી ભરપુર થએલી પુષ્કળ ટેકરીઓ તેના જોવામાં આવી. જે તરફ તે નજર નાંખતો તે તરફ ડુંગર ને ડુંગરજ દેખાતા હતા. કેટલેક ઠેકાણે સ્વચ્છ પાણીના સુંદર ઝરાઓ વહેતા હતા, તેની આસપાસ આવેલાં વૃક્ષોની ઉપર બેઠેલાં પક્ષીઓ મંજુલ સ્વરે ગાયન કરતાં હતાં અને તે પોતાને જોઇ ચમકી જાય છે એમ તેને લાગતું હતું. નીચેના ભાગ તરફ જોતાં ઉંડી ઉંડી જણાતી ખાઇઓ તો જોના

કંઈ પણ હિસાબમાં નથી, એવી રીતે બકરાં અને ઘેટાંઓને આમ-તેમ કૂદાકૂદ કરતાં જોઈ તેને અજાયબી ઉત્પન્ન થઈ.

કેટલાંક વૃક્ષોની ઉપર બેઠેલાં માકડાંઓ અને વાંદરાંઓ તેને દેખાયાં. તેઓની મર્કટચેષ્ટા જોવામાં તેનો ઘણો ખરો વખત આનંદમાં વીતી ગયો.

પર્વતના આ ભાગમાં વનફળોની સમૃદ્ધિ બહુ હતી. બપોરનો વખત થઇ જવાથી સત્યસિંહે પોતાની ક્ષુધા તૃપ્તિ માટે સારાં સારાં ફળો એકઠાં કર્યાં અને એક નિર્મળ જળના ઝરાની પાસે આવ્યો. તેણે પોતાનો પોશાક ઉતારી એક તરફ મૂકયો. સ્નાન કરી શરીરને હલકું કર્યું. થોડી વાર સુધી પરમેશ્વરનું ધ્યાન ધરી તેણે પોતાની ક્ષુધા તૃપ્ત કરવા યથારૂચિ ફળોનું ભક્ષણ કરી સ્વચ્છ અને મીઠા જળથી તૃષાને શાન્ત કરી. પછી પોતાની પાસેની એક શેત્રંજી એક શીતળ વૃક્ષની છાયામાં પાથરી તેની ઉપર તે આડો થયો અને ત્યાંજ તેણે બપોરનો વખત વ્યતીત કર્યો.

બપોરના બેએક વાગ્યા પછી તેણે ફરી પોતાના પ્રવાસનો પ્રારંભ કર્યો. તેના મનમાં એવું આવ્યું કે—ફરી ઘાટને ધોરી રસ્તે થઇને આગળ જવું. પણ આ તદ્દન અજાણ્યા પ્રદેશમાં તે ભૂલો પડી ગયો. તેણે બહુ વખત સુધી આમથી તેમ અને તેમથી આમ ભટકયા કર્યું. આખરે એક તુટેલી ભેખડ પાસે જઈ તે ઉભો રહ્યો. તે વખતે તે પોતે એક ખાઈની ઉપર ઉભો છે, એમ તેને ત્યાંથી નીચે નજર નાંખતાં જણાઇ આવ્યું. આ વખતે તેને પહેલવહેલી પોતાની ભૂલ જણાઇ આવી.

પોતે અત્યારે કયાં છે, અને ઘાટનો રસ્તો અહિંથી કેટલો આઘો છે, તે નક્કી કરવા માટે તે એક ઉંચા સ્થળે જઈ ઉભો રહ્યો. તેણે આસપાસના પ્રદેશના નકશાને પોતાની દ્રષ્ટિ સમક્ષ સ્થિર રાખ્યો.

તે ઉપરથી તેને જણાઈ આવ્યું કે, જરા જમણી તરફ વળાણુ લઈ ખાઇની ધાર ઉપર થઈ જરા આઘે જઇશ એટલે ધારેલો માર્ગ મળી આવશે. પોતે કરેલા અનુમાન પ્રમાણે તે ચાલવા લાગ્યો.

બહુજ સાવધાનતાથી, પોતાનું સમતોલપણું જવા ન દેવા તે ખાઈ તરફ જોતો નહિ અને પોતાના ધોરણ પ્રમાણે આગળ ચાલવા લાગ્યો. થોડોક વખત ભટક્યા પછી તે પુનઃ ઘાટના ધોરી રસ્તા ઉપર આવી ગયો. તે વખતે તેને જણાઇ આવ્યું કે બપોરના વખતે પોતે જે ઠેકાણેથી ઘાટના માર્ગનો ત્યાગ કર્યો હતો તે ઠેકાણું બહુ દૂર નથી. અર્થાત્ પોતે જો અહીંથી ઝપાટાબંધ ચાલવા માંડે તોપણ જે સ્થળ ઉપર રાત વીતાવવાની છે તે સ્થળે જઇ પહોંચવા માટે કંઇ નહિ તો ચાર પાંચ કલાક તો જોઇએજ. પણ દિવસ તો હવે બે કલાકથી વધારે નહોતો. ત્યારે હવે આગળ જવું કે પાછા ફરવું, આ વિચાર તેના મનમાં આવ્યો અને તે પોતાના મનમાં ને મનમાં નીચે પ્રમાણેના વિચારો કરવા લાગ્યો.

હવે પાછા જવામાં તો કાંઈ ફાયદો નથી તેથી સરળ માર્ગે આગળ વધતા જવું. ગયા બે દિવસના અનુભવ ઉપરથી મને લાગે છે કે, અહીં ક્યાંક પાસેજ રહેવાની જગ્યા હોવી જોઇએ. આજે સવારે હું જે ઝુંપડામાંથી બહાર પડયો તે ઝુંપડું જે ગામની પાસે છે, તે ગામમાં પહોંચવા માટે ૭ સાત કલાક લાગે તેમ છે. તે ગામમાંથી આ રસ્તે આવનારો માણસ બપોરને વખતે આનાથી થોડોક આગળ આવી પહોંચે તેમ છે. તેજ પ્રમાણે તે મુકામ ઉપરથી નીકળેલો માણસ સાંજે જઈ પહોંચી શકે તેમ હતું. જો આ મારી વિચારશક્તિ બરાબર હશે તો અહીંથી પાસેજ ક્યાંક રહેવાને માટે સગવડ ભરેલી જગ્યા હોવીજ જોઇએ.

એવો વિચાર કરી તે સપાટાબંધ આગળ ચાલ્યો. લગભગ

એકાદ ગાઉ આગળ વધ્યા પછી પોતે કરેલા અનુમાન પ્રમાણે તેને એક નાનકડો પગરસ્તો જણાયો. તે જે માર્ગે જતો હતો તે રસ્તો બદલીને તે પગરસ્તે આગળ જવા લાગ્યો. પોતે જે રસ્તે જાય છે, તે રસ્તો ઉત્તરોત્તર વધારે ને વધારે ચઢાવવાળો થતો જતો હતો એમ તેને જણાઈ આવ્યું. તે વધારે જરા આગળ ગયો તે વખતે કોઈ મનુષ્યાકૃતિએ તૈયાર કરેલાં ઢંગધડા વિનાનાં પગથીઆં તેની નજરે પડયાં અને સૂક્ષ્મદ્રષ્ટિએ અવલોકન કર્યા પછી ત્યાં કોઈ માણુસનાં પગલાંનાં નિશાન તેના જોવામાં આવ્યાં તેથી તે ઉત્સાહ પામી આગળ ને આગળ વધતો ચાલ્યો.

તે રસ્તે લગભગ પચાસજ પગલાં આગળ ગયો નહિ હોય તેટલામાં તેને સામેનો એક લાકડાનો દરવાજો દેખાયો. તે દરવાજાની પાસે ગયો તો તે દરવાજો બહુજ મજબુત હતો અને તેના ઉપર મોટા મોટા ખીલાઓ જડી લીધેલા હતા. ઉપરાંત તેના ઉપર લોઢાની જાડી જાડી પટ્ટીઓ ઠોકવામાં આવી હતી. આ દરવાજો જે ભીંતમાં બેસાડેલો હતો તે ભીંત બહુજ ઉંચી હતી. તેથી તે ભીંતની પેલી તરફ શું હતું, તે તેને કાંઇ પણ દેખાય તેમ ન હતું. તે ભીંત બહુ લાંબી નહોતી. તેની બન્ને તરફની મોટી મોટી ખાઇઓ બે ભીંતોથી સાંધી લેવામાં આવી હતી. સિંહમુખ ઘાટમાંથી આ દરવાજાની પાસે આવવાનો પગરસ્તો અર્ધવર્તુલાકૃતિ જેવો હોવાથી ત્યાં થઇને જનાર મુસાફરના ધ્યાનમાં કે જોવામાં તે દરવાજો આવી શકે તેમ હતું નહિ. તે જગ્યાએ ઉભા રહી સત્યસિંહે સૂક્ષ્મ અવલોકન કર્યું તો તેને જણાયું કે, અત્યારે પોતે એક મોટી ખાઈની ભેખડ ઉપર ઉભો હતો અને સામે દેખાતો દરવાજો એ કોઈ ઈમારતની દેવડી હોવી જોઇએ. એટલું તેના અનુમાનમાં આવ્યું છતાં પણ અંદરની બાજુએ તેને ક્યાંએ કોઈ ઈમારત જણાતી નહોતી.

આવી રીતે તે જ્યાં ઉભો હતો ત્યાંથી આસપાસના પ્રદેશ તરફ જોતો હતો. તેટલામાં તે દરવાજાની ભૂંગળ ઉઘડી અને અંદર રહેલા કોઇ માણસે નીચે પ્રમાણેના ઉચ્ચારેલા શબ્દો તેને સંભળાયા.

" અરે મુસાફર ! તમે ગમે તે હો પણ મારા ઉપર દયા કરો ! મારી તરફ તમારી દયાને ઉશ્કેરો. વર્ષોનાં વર્ષો થયાં હું આ ભયંકર કષ્ટમય કારાગૃહમાં—અંધીખાનામાં સડતો પડયો છું. હું ગરીબ છું અને અત્યંત દુઃખ પામું છું. માટે કૃપા કરી મને આ ભયંકર કેદખાનામાંથી મુક્ત કરો ! તમારૂં પરમેશ્વર કલ્યાણ કરશે. "

તે શબ્દો બોલનારા માણસ તરફ સત્યસિંહ જોવા લાગ્યો. તે વખતે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેના મુખમાંથી અચાનક વિસ્મયતાસૂચક કાંઇક શબ્દો બહાર પડયા.

તે માણસનો ચહેરો તેની પૂર્ણ પિછાણવાળા માણસનો હતો.

તે બંધીવાન પોતાનું બોલવું પુરૂં કરે તે પહેલાં તે પોતેજ એકદમ પાછળ ખસી ગયો. તેને કોઈ ત્રીજોજ માણસ ધમકી આપે છે, એમ સત્યસિંહને અંદર થતી વાતચિત ઉપરથી જણાઇ આવ્યું.



## પ્રકરણ ૧૪ મું.



### સત્યસિંહ સપડાયો !

સત્યસિંહને ઉપરની હકીકત સાંભળી બહુજ અજાયબી ઉત્પન્ન થયા વિના રહી નહિ. હવે કરવું શું ? એ વિચારમાં ને વિચારમાં તે જ્યાં ઉભો હતો ત્યાં ને ત્યાં ઠરી ગયો. તે પોતાના મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે:—

" અત્યારે જે માણસનો ચહેરો મારા જોવામાં આવ્યો તેને હું સારી રીતે ઓળખું છું. અત્યારે તે ગૃહસ્થ જો કે જરા ફિક્કો અને

દુઃખી થએલો દેખાય છે એ ખરૂં છે, છતાં મને તેની સારી રીતે ઓળખાણુ પડે છે. હું જ્યારે અવન્તિનગરીમાંથી નિકળ્યો ત્યારે તે ત્યાં હતો, એ બાબતમાં મને પાકી ખાત્રી છે. તો પછી આ વિચિત્ર બનાવ કેવી રીતે બન્યો ? તે તો કહે છે કે, “ હું કેટલાંએ વર્ષો થયાં અહીં કેદખાનામાં પડયો છું માટે મને મુક્ત કરો ! ” આ વાત બહુજ વિચિત્ર લાગે છે. મેં તેને થોડાજ મહિના પહેલાં અવન્તિ-નગરીમાં જોયો હતો, એમાં જરાએ શંકા નથી તો પછી તે ઘણા વર્ષોથી અહીં બંધાખાનામાં છે, એવું જે તે કહે છે તે શું ખરૂં હશે ? તેની અથવા મારી ભૂલ તો થતી નથી ને ? કંઈ સમજાતું નથી. તો પણ કદાચિત્ તે એકાએક સંકટમાં સપડાઇ જવાથી તેને દિવાના-પણાનું દરદ તો નહિ થયું હોય ને ? કંઇ ધ્યાનમાંજ વાત બેસી શકતી નથી. જ્યારે એમજ છે ત્યારે વિચાર પણ શો નક્કી કરી શકાય ? ”

એવા એવા અનેક વિચારો સત્યસિંહના મનમાં ઘોળાય છે તેટલામાં તો તે દરવાજો કડકડ કરતો એકદમ ઉઘડી ગયો અને તેની અંદરથી દશેક સશસ્ત્ર સિપાઇઓ બહાર પડયા. તેઓએ વિચારમાં નિમગ્ન થએલા સત્યસિંહને પકડી એકદમ કેદ કર્યો. અહીં થોડા વખત માટે સત્યસિંહ સંકટમાં સપડાયો ખરો પણ પરિણામ શું આવે છે તે જોવા–જાણવા વહાલા વાંચકો, આપણે આગળ વધીએ.

સત્યસિંહને કેદ કરનારાઓએ તેના હાથમાં બેડી નાંખ્યા પછી એકદમ તેના મોંઢા ઉપર માથેથી તે ગળા સુધી એક કાળી ટોપી પહેરાવી દીધી. તેને બે જણાઓએ ખાંધ ઉપર ઉપાડયો અને તેને દરવાજામાં થઈ તેઓ અંદર લઇ ગયા. તેને અંદર લઈ જતાં દરવાજો તરતજ બંધ કરવામાં આવ્યો.

હવે તે લોકો સપાટ જમીન ઉપર ચાલ્યા જતા હતા. પણ

તેમના પગરવના થતા જરા જરા અવાજ ઉપરથી જણાતું હતું કે તેઓ એકાદ ભોંયરામાંથી ચાલ્યા જાય છે, એમ સત્યસિંહને અનુમાન થયું. આવી રીતે થોડી વાર સુધી ચાલ્યા પછી તેઓએ સત્યસિંહને નીચે મૂક્યો. ત્યાંથી જમીનમાં પગથીઆં ઉતરવાનાં હોવાથી એક માણસે તેનો એક હાથ પકડ્યો. તેને નીચે ઉતરવાનો–પગથીઆં ઉતરવાનો–તે સશસ્ત્ર સિપાઇઓમાં જે એક તેમનો ઉપરી હોય તેવો જણાતો હતો તેણે હુકમ કર્યો. નીચે ઉતરતાં ઉતરતાં તે પત્થરના દાદરનાં પગથીઆં સત્યસિંહ ગણવા લાગ્યો. તે પગથીઆં બરાબર એકાણું થયાં. તે પગથીઆં ઉતરી રહ્યા પછી એક માણસ ત્યાંનો દરવાજો ઉઘાડવાનો પ્રયત્ન કરતો હોય, તેવો સત્યસિંહને ભાસ થયો પણ દરવાજો કંઈ ઉઘડ્યો નહિ કે કોઇએ અંદરથી ઉઘાડ્યો પણ નહિ. "તો આપણે હવે અહીંજ થોભવું જોઇએ." એમ એક સિપાઈ બોલ્યો.

એટલામાં પાસેજ ક્યાંક સિતાર વાગતો હોય એમ સત્યસિંહને લાગ્યું. તે સિતારનો સ્વર બહુ જોરદાર હોઇ મધુર, મંજુલ અને મનમોહક હતો. તેને વગાડનાર માણસ સિતાર વગાડવામાં હોંશિયાર અને પ્રવીણ હોવો જોઇએ એવો સત્યસિંહે તર્ક કર્યો. થોડો વખત સિતાર વાગ્યા પછી એક મનોહર ગાયનનો ધ્વનિ કર્ણપ્રદેશમાં અથડાયો. કોઇ પણ માણસ સિતારના સૂર સાથે પોતાનો સ્વર મેળવીને ભક્તિ ઉપર એક પદ ગાય છે, એમ તેના ધ્યાનમાં આવ્યું. તે ગાયન બહુજ સુંદર હતું. તેમજ ગાયક જે પદ ગાતો હતો તે પદ પણ એક ઉત્તમ અને રસજ્ઞ કવિનું બનાવેલ હોવાથી તે કાંઈક ઓરજ આનંદ પમાડતું હતું અને તેની અંદર દયાળુ જગદીશ્વરની સ્તુતિ પણ છલાછલ ભરેલી હતી. તેથી સત્યસિંહને પોતે સંકટમાં સપડાયો હતો છતાં પણ તે ગાયન બંધ થતાં સુધી અનહદ આનંદનો અનુપમ અનુભવ થયા વિના ન રહ્યો તે નજ રહ્યો. તે સાથેજ પોતે કઇ

સ્થિતિમાં છે, પોતાની ઉપર કેવા પ્રકારની મુશીબત ઝઝુમે છે અને ભવિષ્યમાં શું થશે, એ બાબતનું તેને તદ્દન વિસ્મરણ થઇ ગયું હતું.

આવી અવસ્થામાં કેટલોક વખત વ્યતીત થઈ ગયા પછી દરવાજો ઉઘડયાનો કર્ણકઠોર–કર્કશ ધ્વનિ સત્યસિંહના કાને અથડાયો, એટલે તેને પોતાની અસલ (તે કેદ થયો હતો તે) સ્થિતિનું ભાન આવ્યું. તેજ વખતે તે સશસ્ત્ર સિપાઇઓના અધિકારીએ તેના ખભે હાથ રાખી કહ્યું–" ચાલ આગળ થા ! "

તે સર્વે તે દરવાજામાંથી અંદર ચાલ્યા. તે જગ્યા વિશાળ હોવાનો સત્યસિંહે તર્ક કર્યો. તેની સાથેના સિપાઇએ અંદર જતાંજ તેને પગમાંથી જોડા કાઢી નાંખવા કહ્યું. સર્વે જણાઓએ " જય ભોલાશંકર–કાંટા લગે ન કંકર ! બમ્મ બમ્મ મહાદેવ ! " એવા એકદમ ઉદ્‌ગારો કાઢયા. તે ઉપરથી સત્યસિંહને લાગ્યું કે તે સિપાઇઓ સાથે પોતે એક શિવાલયમાં છે. તેણે પણ પાર્વતિપતિ સદાશિવનો જયજયકાર કર્યો.

હવે તે લોકો સત્યસિંહને લઇ તે શિવાલયમાંથી નિકળી આગળ ચાલ્યા. તે વખતે સત્યસિંહને લાગ્યું કે, પોતાને ખુલ્લી હવામાં લાવવામાં આવ્યો છે. કારણ કે તે વખતે તે જે સ્થળ ઉપરથી પસાર થતા હતા ત્યાં ટંડી લાગતી હતી અને વાયુ પણ ખૂબ વાતો હતો.

થોડી વાર ચાલ્યા પછી તેઓ ફરી એક દરવાજા પાસે આવી ઉભા રહ્યા. એક સિપાઇએ દરવાજાને ધક્કો માર્યો પણ તે દરવાજો ઉઘડયો નહિ અથવા કોઇએ ઉઘાડયો પણ નહિ. તે જોઈ તે સિપાઈ કંટાળી જઇ બરાડયો કે–" રાંડનો તે શી ખબર ક્યાંએ ગયો હશે. મારા સાળાએ અંદરથી સાંકળી વાસી લીધી છે. " તે સાંભળી બીજો સિપાઇ બોલ્યો–" ભલા માણુસ ! કંટાળી જવાથી શો લાભ. તું હવે પેલી તરફના દરવાજેથી અંદર જા અને દરવાજો ઉઘાડ. " તે સાંભળી

ત્રીજો સિપાઇ બોલ્યો—" આ દમન અંદર જઈ દરવાજો ઉઘાડે ત્યાં સુધી કાંઇ નહિ તો અર્ધો કલાક તો આપણે અહીંજ ટાઢમાં કકડતા બેસીજ રહેવું પડશે." તે સાંભળી અંદર જઇ દરવાજો ઉઘાડવા જનાર દમન નામનો સિપાઇ બોલ્યો—" આ હું દોડતો દોડતો અંદર જઇ તરતજ દરવાજો ઉઘાડીશ. જરાએ વખત લગાડીશ નહિ. તો પણ અર્ધો કલાક તો થશેજ માટે તમે સૌ પેલી સામેની ગુફામાં જઇને બેસો."

આટલું વિવેચન થયા પછી તે બધું ટોળું જરા જમણી તરફ વળ્યું. થોડાજ વખતમાં પોતે સૌની સાથે એક ગુફામાં આવ્યો છે, એમ સત્યસિંહને જણાઇ આવ્યું. કારણ કે, બહાર કરતાં ત્યાં ઠંડી બહુ ઓછી હતી. સર્વે ત્યાં બેઠા. પછી તે સિપાઇઓ દરવાજો ઉઘડે ત્યાં સુધીનો વખત વિતાવવા વાતે વળગ્યા. તેમાંનો એક સિપાઈ બોલ્યો—" આજ સુધીમાં મેં અહીં કેટલા માણસોને દાટી દીધા હશે વારૂ ?"

" ગયાં પાંચ વરસમાં અહીં કુલ અડસઠ માણસોને દાટી દેવામાં આવ્યાં હતાં. મેં અને પેલા દમને પરમ દિવસેજ અહીં એક મડદું લાવી દાટયું છે."

" આવી રીતે આપણને આ ઘાટમાં જે મડદાંઓ મળી આવે છે, તેમાંના ઘણા ખરા તો મુસાફરોજ હોય છે. એમાં જરાએ શંકા નથી તેઓ ઘણું કરી તેમને અકસ્માત્ થવાથીજ મરી ગયેલા હોય છે. કોઇને ચોર લોકો ઠાર મારે છે, તો કોઇને વાઘ કે વરૂ અથવા રીંછ જેવાં ક્રૂર અને હિંસક પ્રાણીઓ મારી નાંખે છે, કોઈ બેસાવધ-પણે ભેખડો ઉપરથી પડીને મરી જાય છે. કહે છે કે, આવી રીતે મરી ગએલાં માણસો વંતર કે ભૂત કે પ્રેત થાય છે." બીજા સિપાઇએ કહ્યું.

"આજુ ઇમ સે ખરૂં હોં કે ! આ ઈ ઘાટમાંથી ભર બપોરના કે પછી હમી હાંજના જનારા મુહાફરોને ભૂત લોકો અટકાવે સે—કનડે સે. આ આટલો બધો અઈં કણે બો સે તો માળા મુહાફરો હું કરવાને એોય કણે મરવા આવે સે. ભા, કંઈ હમજાતું નથી હો!" ત્રીજા સિપાઇએ પોતાની ગામડીયા ભાષામાં કહ્યું.

"ઈ ઘાટમાં ભૂત પલીત ફરેસે, ઈ વાત તો હુંએ બહુ હારી રીતે જાણું સું. ઈ હાટુ વેળા-કવેળા એવા ભૂત પલીતોથી ભરેલા ઘાટમાં આપણે તો ફરવાની હારૂં ના કઇએ સૈંએ !" ચોથા સિપાઇએ કહ્યું.

એટલો વખત ચુપચાપ બેસી રહેલો બીજો એક સિપાઇ બોલ્યો—"તમે બધા તદ્દન ગામડીઆ રોંચા-ગધેડા જેવા છો. ભૂતો આ દુનિયામાં છે અને તેઓ માણસોને મળે છે, એ વાતજ તદ્દન જુઠી છે. આવી આવી ઢંગધડા-ધડપૂંછડા વિનાની વાતો ઉપર તમને ભરોસો પણ શી રીતે આવે છે, તેનીજ મને અજાયબી લાગે છે."

તેનું આવું બોલવું એક સિપાઇને ન સહન થઇ શકવાથી તે બોલ્યો—"આ અજબસંધ તો હાવ નાહતીક થઇ ગયો દેખું. આની વાત તમે જોજો માનતા હો !"

તે સાંભળી તે અજબસંધ સિપાઇ ફરી બોલવા લાગ્યો—"તમે મને નાસ્તિક કહો કે તેનાથી પણ નાસ્તિક શિરોમણી કહો—ગમે તે કહો—પણ હું તદ્દન ખરૂંજ કહું છું. મારો તમામ જન્મ આ પર્વતમાંજ ગયો છે. હું નાનપણથીજ આ ઘાટમાં એટલો બધો તો ફર્યો છું કે, કોઇ જગ્યા એવી નહિ હોય કે જ્યાં આ બંદાનાં મુબારક પગલાં ન થયાં હોય. આ પર્વતમાં રાત દિવસ-વખત બેવખત હું એક વાર નહીં પણ અનેક વાર ફર્યો છું છતાં મને ક્યાંએ ભૂત, પિશાચ, રાક્ષસ, યક્ષ, કિન્નર, પલીત કે બ્રહ્મરાક્ષસ અથવા જીન કંઇ પણ મારા જોવામાં કોઇ પણ વખતે આવેલ નથી—મારા સ્વપ્નમાં પણ મેં કોઇ વાર દેખેલ

નથી. હવે બધી પંચાત મૂકો પડતી ! અરે પણ જુઓ ! પેલો દરવાજો ખખડે છે. તેથી જણાય છે કે, પેલો દમન દરવાજો ઉઘાડતો હશે. માટે હવે ચાલો."

દરવાજો દમને ઉઘાડયો અને તે ટોળું દરવાજામાંથી અંદર પેઠું કે તરતજ પાછો દરવાજો બંધ થઇ ગયો. અત્યારે પોતે એકાદ ઇમારતમાં આવ્યો છે, એમ સત્યસિંહને જણાયું; કારણ કે ત્યાંની હવા જરા ગરમ હતી. તે ઇમારતમાં ગયા પછી અજબસંઘ બોલ્યો—"અરે સિપાઇઓ ! હું આ કેદીને લઇ જાઉં છું. તમે એક કલાકમાં જમી કરીને તૈયાર થઈ જજો. ત્યાર સુધીમાં હું પણ એ કેદીને પાછો લઈ આવીશ. હવે તમે બધા ચાલ્યા જાઓ. વાર લગાડશો નહિ. અરે ઓ નિર્ભાગી જુવાન ! તું ચાલ મારી સાથે !"

સત્યસિંહ અજબસંઘની સાથે જવા લાગ્યો. તેઓ જરાક આગળ ગયા એટલે અજબસંઘે એક દરવાજો ઉઘાડયો. સત્યસિંહને અંદર આવી ગએલો જોતાંજ અજબસંઘે દરવાજો બંધ કર્યો. આ જગ્યાએ અજબસંઘે સત્યસિંહના મુખ ઉપરનું આચ્છાદન દૂર કરી નાંખ્યું. તે વખતે પોતે એક ભવ્ય દિવાનખાનામાં છે અને તેનો માલેક કોઇ ધનવાન ગૃહસ્થ હોવો જોઇએ એમ તેના મનમાં આવ્યું.

એટલામાં એક પુખ્ત વયની સ્ત્રી બે ભાણાં લઇ ત્યાં આવી પહોંચી. અજબસંઘે પોતાનો પોશાક ઉતાર્યો. તેણે સત્યસિંહને જમી લેવાનું કહ્યું. સત્યસિંહ હાથ પગ ધોઇ લઇ પરમાત્માનું સ્મરણ કરી તેનો અનન્ય અંતઃકરણે અત્યંત આભાર માની જમવા બેઠો. અજબસંઘ પણ પોતાનું ભાણું જરાક ખસેડી લઇ જમવા બેઠો. એ ઉપરથી સત્યસિંહે તરતજ અનુમાન કર્યું કે, અજબસંઘ કોઇ હલકા કુળનો હોવો જોઇએ.

જમતાં જમતાં અજબસંઘે સત્યસિંહને કહ્યું કે—"અત્યારે જે

બનાવ બને છે, તે બહુજ ગૂઢ હોવાથી તને બહુ અજાયબી લાગતી હશે અથવા તું પોતે કોઈ ભૂતના હાથમાં સપડાયો તો નથી ને, એમ તારા મનમાં આવતું હશે; પણ આમાં અજાયબી પામવાનું કે ભયભીત થવાનું કંઈ પણ કારણ નથી."

"હું અત્યારે વિંધ્યાદ્રિ પર્વતના પ્રદેશમાં મુસાફરી કરૂં છું, તે હું ઘણી સારી રીતે જાણું છું. શિવાય ભૂત–પ્રેતની નકામી કલ્પનાઓ કરી ભયભીત થવાનું હું મારા આખા જન્મમાં શીખ્યો નથી. ભય એ શું ચીજ છે, તે હું જાણતો નથી. ભય એવો શબ્દ મારા કોશમાં પણ લખેલો નથી. પણ મને અજાયબી એ બાબતની થાય છે કે, અત્યારે હું પર્વતના મધ્ય ભાગમાં છતાં પણ આજે અહીં જે તાજાં ફળ ફુલો દેખાય છે, તે બધાં ગુર્જર દેશમાં ઉત્પન્ન થનારાં છે, અને ગુર્જર દેશ તો અહીંથી ત્રણ દિવસની મજલ ઉપર છે. જ્યારે એમ છે ત્યારે આ આટલાં બધાં તાજાં ફળ ફુલ અહીં જંગલમાં આવ્યાં ક્યાં નથી."

આ સવાલનો સરળ જવાબ ન આપતાં અજબસંઘ વચમાંજ બોલ્યો–" અરે ભલા માણસ, તું સહવારથી તદ્દન ભૂખ્યો છે એ સાફ જણાય છે, માટે પ્રથમ પેટ ભરીને જમી લે. પછી બીજી વાત !"

એટલું કહી અજબસંઘે ભાણામાંના પદાર્થો એક પછી એક ઓછા કરવાનો સપાટો ચલાવ્યો. બનેલા એકંદર બનાવ ઉપરથી આ ઠેકાણેના રહેવાસીઓના મનમાં પોતાને ઇજા કરવાની જરાએ ઇચ્છા જણાતી નથી, એમ લાગવાથી સત્યસિંહે પોતાની સમક્ષ પડેલા ભાણામાંના પદાર્થોનું ખુલ્લા દિલથી સેવન કર્યું.

પોતે અત્યારે જે જગ્યાએ છે, તે જગ્યાના સંબંધમાં વધારે કલ્પના મનમાં આવી ધ્યાનમાં ઉતરી જાય, તેટલા માટે સત્યસિંહે એક વખત તે મકાનની ચારે તરફ નિરીક્ષણ કર્યું. તે વખતે સદરહુ

જગ્યાની ચારે બાજુની ભીંતોમાં એક પણ બારી કે તાકું જણાતું નથી, એમ તેના જાણવામાં આવ્યું. સદરહુ મકાનની છત પણ સપાટ હોઇ તેની વચમાં એક મોટું ફાનસ ટાંગેલું હતું; તેમાં દીવો બળતો હતો. આ સર્વ પરિસ્થિતિ ઉપરથી આ ઇમારત શા માટે બાંધી હશે અને આ ઇમારત કેવા પ્રકારની હશે, એ બાબતમાં તે યુવક ચિત્રકાર સત્યસિંહ તર્ક પણ કરી શકતો નહોતો. ભોજન પુરૂં થયા પછી અજબસંધે પૂછ્યું–' એ જુવાન માણસ ! તમે કાંઇ આ પ્રદેશમાં નવાજ નહિ આવ્યા હો. અત્યારે તમે કઈ જગ્યાએ છો તે કહો જોઇએ."

"મારા આખા જન્મમાં હું આ વિંધ્યાદ્રિ પર્વતમાં આ વખતેજ પહેલ વહેલો આવ્યો છું. હું સિંહમુખ ધાટની પાસેજ આવેલી એક ઇમારતમાં છું; તે શિવાય બીજી કોઇ પણ જાતની મને માહિતી નથી." સત્યસિંહે કહ્યું.

અજબસંધે સંશયિત નજરે સત્યસિંહ તરફ જોયું અને ફરી પુનઃ પ્રશ્ન કર્યો કે–"જો તમને આ પ્રદેશની કાંઇ પણ માહિતી નથી તો તમે અમુક આજ ઠેકાણે કેવી રીતે આવી શકયા ? આ જગ્યા કંઈ સહેજમાં જણાઇ આવે તેવી નથી."

"મને ચિત્રકળાનો જરા શોખ હોવાથી અહીંના વનસૌંદર્યનું અવલોકન કરતો કરતો–પર્વત પ્રદેશની શોભા જોતો જોતો–આજે આખો દિવસ પર્વતમાં ભટકતો ફરતો હતો. પણ હું રસ્તો ભૂલી ગયો. બપોર પછી હું પુનઃ ઘાટના સરળ માર્ગમાં આવવાનો પ્રયત્ન કરતો હતો. તેટલામાં દૈવયોગે આ સ્થળ તરફ આવતો એક પગરસ્તો મને દેખાયો."

"મને લાગે છે કે તમારૂં કહેવું તદ્દન ખરૂં હોવું જોઇએ. કારણ કે, તમે તમારી હકીકત સરળ રીતે ન સંકોચાતાં કહેલી છે. તેથી

હું તમારા ઉપર વિશ્વાસ રાખું છું. ચાલો એ તો ઠીક છે, પણ એક બીજી વાત તમને પૂછું છું કે, પહેલાં દરવાજામાંથી પોતાની ડોક બહાર કાઢી, તે માણુસને જોઇ તમારા મુખમાંથી આશ્ચર્યના ઉદ્‌ગારો બહાર નિકળ્યા તેનું કારણુ શું ?"

"તે ગૃહસ્થને હું જરા તરા ઓળખું છું."

"તે તમારો કોઈ સ્નેહી છે કે શું ?"

"તેની સાથે મારે મારા આખા જન્મારામાં પણુ કોઈ દિવસે વાતચીત સરખી થઇ નથી. તેની બાબતમાં હું ફક્ત એટલુંજ જાણું છું કે, તે અવન્તિનગરીમાંનો એક ધનવાન્ ગૃહસ્થ છે. મેં તેને ઘણી વખત જોયો છે. એટલુંજ."

## પ્રકરણ ૧૫ મું.

### પાનનું બીડું.

ઉપર પ્રમાણેનું સત્યસિંહનું ભાષણ સાંભળતાંજ અજબસંઘની મુખમુદ્રા કિંચિત્ કઠોર દેખાવા લાગી. તે કેટલોક વખત ચુપચાપ બેસી રહ્યો અને કંઇક વિચાર કરવા લાગ્યો. પછી તેણે સત્યસિંહને કહ્યું.

"ભલા-સજ્જન ગૃહસ્થ ! અમારા તરફથી તમને તલ માત્ર પણુ પીડા થવાની નથી. પરંતુ તમે જે ગૃહસ્થને આજે અહીં જોયો છે, તે ગૃહસ્થની અત્યારની સ્થિતિની બાબતમાં તમે ક્યાંએ ચર્ચા કરશો નહી-તેની વાત કોઇને પણુ કહેશો નહીં એવું વચન તમારે મને આપવું પડશે."

"તેવું વચન હું શી રીતે આપી શકું ? તે ગૃહસ્થે પોતાને બંધીવાસમાંથી મુક્ત કરવાની શું મને પ્રાર્થના કરી નથી કે ? તે પણુ

એક માનવી પ્રાણી છે, એ તો ખરૂંજ ને; પણુ તે ઉપરાંત તે મારો એક જાતનો સગો–સંબંધી પણ થાય છે. ભલા તમારૂં નામ શું તે તો કહો ?" સત્યસિંહ ચિત્રકારે અજબસંઘને જણાવ્યું.

પછી અજબસંઘે અજાયબીથી કહ્યું–" એમ કે ?! તો તો હવે બધું મારા ધ્યાનમાં આવી ગયું ખરૂં !"

એમ કહી અજબસંઘ વિચારમાં નિમગ્ન થયો. તે તે ઓરડામાં આમથી તેમ અને તેમથી આમ ફરવા લાગ્યો. થોડો વખત ગયા પછી તેણે ફરી બોલવાની શરૂઆત કરી.

" સત્યસિંહ ! તમારા સંબંધમાં અમને જે કાંઈ થોડી ઘણી માહિતી છે તે ઉપરથી મને ખાત્રી થાય છે કે તમારા વચન ઉપર વિશ્વાસ રાખવામાં કોઇ જાતની હરકત નથી. તમે બહુજ ભલા ગૃહસ્થ છો, તે અમે સારી રીતે જાણીએ છીએ. તમને એ બાબતમાં એક સૂચના કરવાની છે."

" તમે શું કહેવા માગો છો ? ખુશીથી કહો !"

" કહેવાનું કાંઇ વિશેષ નથી. હવે અહીંથી તરતમાંજ તમારો છુટકારો થશે. તમે જ્યારે પાછા અવન્તિનગરીમાં જશો, ત્યારે તમને અમારા બંદીખાનામાં બંધીવાન્ તરીકે રાખવામાં આવેલા તમારા સંબંધીને મુક્ત થએલો અને આનંદનો ઉપભોગ લેતો જણાઇ આવ્યા વિના રહેશે નહીં. તમે પાછા અવન્તિનગરમાં દાખલ થશો ત્યારે તમારો તે સગો તમને ત્યાં મળીશે એવું હું તમને વચન આપું છું. આ મારા વચનમાં તમને કંઇ પણ અસત્યતા જણાય તો તમારા તે સંબંધીની મુક્તતા માટે તમારે જે કાંઇ પ્રયત્નો કરવા હોય તે ખુશીથી કરજો. જો તે તમને ત્યાં મળે તો તમારે તે બંધીવાન કે બંધીખાનાના સંબંધમાં કોઇની પાસે એક પણ શબ્દ કહેવો નહીં અથવા તો સદરહુ બાબતમાં કંઇ પણ ચર્ચા કરવી નહિ."

"હું તમને કોઈ પણ જાતનું વચન આપી શકતો નથી. ખરી રીતે જોતાં તો તેના માટે ભવિષ્યમાં જે કાંઇ કરવાનું હોય તે તેણેજ કરવું જોઇએ. તમે જો તેને ખરેખર અન્યાયથીજ બંધીખાનામાં નાંખ્યો હશે, તો તે અન્યાયને અટકાવવા તે પોતેજ સમર્થ છે. તે છુટો હોઈ આનંદમાં છે એમ જો મને દેખાશે તો પછી મારે તેના સંબંધમાં નકામી આઘી પાછી કરવાનું કંઇ પણ કારણ નથી. અવન્તિનગરીમાં જવા પહેલાં મારે તમારાં કૃત્યોના સંબંધમાં ઓછી કે વધારે તપાસ કરવી કે નહીં, તેનો તમામ આધાર મારી સાથે જેવી તમારી વર્તણુંક હશે, તે ઉપર અવલંબીને રહેશે."

"તમારૂં આ બોલવું સાધું અને સરળ છે. ફક્ત તમારા સરખા માણસના બોલવાની કિંમત વચન કરતાં પણ વધુ છે એમ હૂં સમજું છું."

આવા પ્રકારનું તેઓની વચ્ચે ભાષણ થઈ રહ્યા પછી અજબસંઘે એક પાકેલા પાનનું બીડું સત્યસિંહને ખાવા માટે આપ્યું. તામ્બૂલ ભક્ષણ કર્યા પછી તેઓ બન્ને બીજી કાંઇક વાતચીત કરવા લાગ્યા. સત્યસિંહને થોડી વારમાંજ નિદ્રા આવવા લાગી; તેથી અજબસંઘે દેખાડેલા પલંગ ઉપર સત્યસિંહ બડી મજેથી સૂઇ રહ્યો.

બીજે દિવસે સહવારે તે જ્યારે જાગૃત થયો ત્યારે પોતે એક લીલાછમ જેવા ખેતરમાં હોવાનું તેને જણાઈ આવ્યું. પોતે રાત્રે જે જગ્યાએ સૂતો હતો તે જગ્યા આ નહીં, એ વાત તેના ધ્યાનમાં આવવાથી તેને બહુજ અજાયબી લાગી અને ગઇ રાત્રે સંધ્યાકાળથી બનેલા બનાવો તેની દ્રષ્ટિ સમક્ષ આવી ઉપસ્થિત થયા અને અત્યારે તે–સત્યસિંહ ક્યાં હશે વારૂ ? એનો વિચાર કરવા લાગ્યો.

સત્યસિંહે સારી રીતે જાગૃત થઈ–શુદ્ધિમાં આવ્યા પછી જ્યારે પોતાની ચારે તરફ નજર નાંખી તે વખતે પોતે વિંધ્યપર્વતની પાસેથી

બહુજ દૂર છે, એમ તેને જણાઇ આવ્યું. પણ તે પર્વત અત્યારે દક્ષિણ દિશા તરફ નહીં પણ ઉત્તર દિશા તરફ છે, તે જોઇને-જાણીને તો તેને બહુજ ચમત્કાર લાગ્યો. અર્થાત્ પોતે અત્યારે માલવદેશમાં નહીં પણ ગુર્જર દેશમાં છે, એમ તેણે અનુમાન કર્યું. તે બહુજ વિચારમાં પડી ગયો હતો. પોતે એકાદ સ્વપ્નમાં તો નથી ને? અથવા આ બધી હકીકત ભૂતચેષ્ટા તો નહીં હોય? અથવા પોતાને કોઇ પ્રકારનો ભ્રમ તો થતો નથી ને? એવા એવા અનેક પ્રશ્નો રહી રહીને તેના મનમાં આવવા લાગ્યા. તે અજાયબીમાં એટલો બધો તો મુગ્ધ થઇ ગયો હતો કે, તે કોઇ પણ બાબતમાં કંઈ પણ સમજી શક્યો નહિ. ફરી તેણે પોતાના આસપાસના પ્રદેશમાં નજર ફેરવી જરા સૂક્ષ્મપણે અવલોકન કર્યું. ત્યાંનો એકંદર દેખાવ માલવદેશમાંના દેખાવો કરતાં જુદીજ જાતનો દેખાતો હતો. એ ઉપરથી તે એટલું તો ખાત્રીથી અને સારી રીતે સમજી શક્યો કે પોતે માળવ દેશમાં નહીં પણ ગુજરાત દેશમાં આવી પડયો હતો.

એટલામાં સામેથી જરા દૂરના અંતર ઉપરથી એક ગૃહસ્થ પોતાની તરફજ ચાલ્યો આવે છે, એમ તેને જણાઈ આવ્યું. તે મનુષ્યની મુખમુદ્રા અને પહેરવેશ ઉપરથી સત્યસિંહના ધ્યાનમાં એકદમ આવ્યું કે, તે ગુજરાત દેશમાંનો કોઇક સારો ગૃહસ્થ છે.

થોડી વાર પછી તે ગૃહસ્થ આખરે સત્યસિંહની પાસે આવ્યો. પોતાનો પ્રશ્ન તેને ચમત્કારિક-વિચિત્ર લાગશે, એ વાત ધ્યાનમાં ન લેતાં તેણે તે આવનાર માણસને પૂછ્યું કે-" અરે ઓ ભલા ગૃહસ્થ! હું અત્યારે કયાં છું વારૂ?"

તે ગૃહસ્થને સત્યસિંહનો સવાલ બહુજ અજાયબી ભરેલો લાગ્યો. તેણે સત્યસિંહ તરફ જોતાં જોતાં જવાબ આપ્યો કે-" અલ્યા એ જુવાન! અત્યારે તું મણિભદ્ર નામના એક સુખી ખેડુત ગૃહસ્થના

ખેતરમાં છે અને તે ખેતરનો માલેક મણિભદ્ર તે હું પોતેજ છું."

"તે બધું ખરૂં પણ હું અત્યારે કયા દેશમાં—કયા પ્રાન્તમાં અને કયા ગામમાં ઉભો છું?" સત્યસિંહે તેને બીજો સવાલ પૂછયો.

"પોતાની સાથે સંભાષણ કરનાર આ યુવક બેવકૂફ અથવા ગાંડો તો નહીં હોય ને?" એવી શંકા તે ખેતરના માલેક મણિભદ્રના મનમાં આવ્યા વિના રહી નહીં અને તેથી તે પાંચ પગલાં પાછો હઠયો. તેણે તેજ પ્રશ્નો પુનઃ પૂછતાં કહ્યું—' કયા દેશમાં, કયા પ્રાન્તમાં અને કયા ગામડામાં' આ તે કેટલા બધા વિચિત્ર સવાલો છે?! અરેરે! ગરીબ બિચારો આ જુવાન ખરેખર કોઇ ગાંડો કે ડાગળીનો ચસકેલો માણસ હોવો જોઇએ. એની સાથે વધારે વાત કરવા જેવું નથી."

એમ કહી તે ખેડુત ગૃહસ્થ સત્યસિંહને તેના પ્રશ્નરૂપ ચક્કરમાં અથડાતો—ટીચાતો છોડી દઈ પોતાને પંથે પડયો. ફરી તેની તરફ નજર પણ ન નાંખતાં ઉતાવળો ઉતાવળો તે પોતાના ઉદ્યોગે ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૬ મું.



## વિનયવતી.

તે ખેતરમાંના એક પત્થર ઉપર સત્યસિંહ બેઠો અને બનેલા બનાવોના સંબંધમાં નાના પ્રકારના તર્ક—વિતર્ક કરવા લાગ્યો. ગઇ રાત્રે ભોજન કર્યા પછી ફક્ત એક પાનનું બીડું ખાધું હતું, એટલીજ વાત તેને સારી રીતે યાદ હતી. પણ ત્યાર પછી કેટલો વખત વ્યતીત થઇ ગયો, એ વાત તેના ધ્યાનમાં આવી શકી નહીં. તેને પોતાના નિયમ કરતાં વધારે ભૂખ લાગી નથી તેટલા માટે પોતાને ભોજન કર્યાને દશ કે બાર કલાક કરતાં વધારે વખત થયો નહિ હોય,

એમ તેના મનમાં આવ્યું. આવી રીતે પોતાનું ચળવિચળતાને પામેલું ચિત્ત જરા ઠેકાણે આવતાં—શાંત થતાં તે પાસે દેખાતી એક ઝુંપડી તરફ જવા લાગ્યો. તે ઝુંપડું વિંધ્યાદ્રિ પર્વતની તળેટીમાંજ હતું. તેને મળેલો મણિભદ્ર નામનો ખેડુત જે ઝુંપડા તરફ ગયો હતો તેના કરતાં તેણે જે ઝુંપડાની પાસે જવાનું ધારેલું તે વધારે નજીક હતું. થોડીજ વારમાં તે ધારેલા ઝુંપડા પાસે જઇ પહોંચ્યો.

તે ઝુંપડાના દરવાજામાંજ એક ચૌદ વર્ષની સુંદર કુમારિકા એક નાનકડી વાછરડી સાથે રમતી બેઠી હતી—ક્રીડા કરતી હતી. સત્યસિંહે ચાર ઘડી તેના ઝુંપડામાં આરામ લેવા માટે તે કુમારિકા પાસે પરવાનગી માગી. તે કુમારિકાએ તેને અંદર આવવાની પરવાનગી આપી, એટલુંજ નહીં પણ કુશળ પ્રશ્ન પૂછીને પાણી—બાણી જોઇએ છીએ કે કેમ, તેની પણ તેને પૃચ્છા કરી. સત્યસિંહે પાણી માગ્યું અને તે કુમારિકાએ એક સ્વચ્છ લોટો શીતળ જળથી ભરી તેને આપ્યો.

સત્યસિંહે થોડું પાણી અંજલીમાં લીધું. તે અંજલી જમીન ઉપર નાંખી બહુજ ચતુરાઇથી તે કૃષિક કુમારીને તેણે કેટલાક પ્રશ્નો પૂછ્યા. પોતાના પ્રશ્નોથી તે મણિભદ્રને અજાયબી ઉપજી હતી તેવા અજાયબી આ બાલિકાને ન ઉપજે, તે બાબતમાં હોંશિયારી રાખી તેણે આજે કયો વાર થયો, તિથિ કઇ, એ બાબત તે કુમારિકાને પૂછી સમજી લીધું. તે ઉપરથી તેને પાકી ખાત્રી થઇ કે જે બનાવો બન્યા તે ગઇ કાલ રાત્રેજ અને પોતે કરેલું અનુમાન પણ તેને બરાબર લાગ્યું. થોડાક વખત વિચાર કરી તેણે તે કુમારિકાને પૂછ્યું કે, “મને અહીંથી માલવદેશમાં જતાં કેટલો વખત લાગશે?”

ખરી રીતે જોતાં આ પર્વતની પેલી તરફજ માલવદેશ છે. આ પર્વતમાંથી જનારો ઘાટનો રસ્તો એટલો બધો તો વાંકો ચુકો છે કે તે ચઢીને પેલી તરફ એટલે માલવદેશમાં જવાને માટે કંઇ

નહિ તો ત્રણ ચાર દિવસ લાગે તેમ છે."

કૃષિક કુમારિકાનો જવાબ સાંભળતાંજ સત્યસિંહ અત્યંત આશ્ચર્ય પામ્યો અને "શું ત્રણ દિવસ ?! અધધધધધ !!" એવા ઉદ્‌ગારો તેના મુખમાંથી બહાર પડયા. પણ પોતે એકજ દિવસમાં અહીં આવ્યો છે, એ વાત તેના જાણવામાં આવશે તો તે પણ પોતાને ગાંડામાંજ ગણી કાઢશે, એવા વિચારથી તે વધારે કંઇ પણ બોલ્યો નહિ. થોડાજ વખત પછી તેણે તે બાળાને પુનઃ પૂછ્યું કે—"ત્રણ દિવસ કરતાં ઓછા વખતમાં ત્યાં પહોંચી જવા જેવો બીજો નજીકનો કોઇ રસ્તો શું છેજ નહીં ?"

"પરદેશી પાન્થ ! મારૂં આખું જીવન આ ઝુંપડી—પર્ણકુટીમાંજ વ્યતીત થયું છે. એક સિંહમુખ ઘાટના માર્ગ શિવાય માળવામાં જવાનો બીજો નજીકનો માર્ગ હોય, એમ મેં કદી સાંભળ્યું નથી અને મને તે બાબતમાં કંઇ માહિતી પણ નથી. મારા પૂજ્ય પિતાશ્રી ખેતરનાં કામો ઉપર દેખરેખ રાખવા માટે બહાર ગયા છે. બપોરે જમવાને માટે તેઓ પાછા આવશે એટલે તેમને આપ પૂછી જોજો કે સિંહમુખ ઘાટ શિવાય માળવામાં જવાનો બીજો કોઈ પાસેનો માર્ગ છે કે નહીં ? તમો પોતે પણ થાકી ગયા હો, તેવા દેખાઓ છો માટે આજે અહીંજ રહી આરામ લ્યો અને અમારા ગરીબ ઘરનો સુકો રોટલો આરોગો, એવી તમને મારી પ્રાર્થના છે અને તેનો તમારા તરફથી સ્વીકાર થવોજ જોઇએ, એવી મને સમ્પૂર્ણ આશા છે."

તે કોમળ કુમારિકાનું ઉક્ત ભાષણ સાંભળી સત્યસિંહને અત્યંત આનંદનો અનુપમ અનુભવ થયો. આ વખતે દિવસ એક પ્રહર જેટલો ચઢી ચુકયો હતો. શિવાય હવે પોતે કયાં જવું અને શું કરવું, એ સંબંધમાં પણ તે કંઇ વિચાર નક્કી કરી શકયો નહોતો. તેણે તે કુમારિકાના કથનનો આદરપૂર્વક સ્વીકાર કર્યો અને કમરની તરવાર

ખોલી એક ખીટીએ લટકાવી પોશાક ઉતાર્યો. આ વખતે તેણે પોતાની પાસે જે જે ચીજો હતી તે તમામ તપાસી જોઇ. તેને પોતાની તમામ ચીજો જેમની તેમ જણાઇ. તે ઉપરથી તેને ખાત્રી થઇ કે, પોતાને કોઇએ લુંટયો તો નથી. પછી પેલી કુમારિકાને તેનું નામ પૂછતાં તેણે પોતાનું **વિનયવતી** એવું નામ જણાવ્યું. સત્યસિંહે પણ તે કુમારિકાને પોતાનું નામ જણાવ્યું. થોડી વાર થોભી તે કુમારિકાએ બતાવેલ વાવ ઉપર જઈ તેણે સ્નાન કર્યું અને પોતાનાં જે કાંઇ વસ્ત્રો મેલાં થઇ ગયાં હતાં તે ધોઇ નાંખી સૂકવી દીધાં.

થોડા વખત પછી એક હૃષ્ટપુષ્ટ, મજબુત બાંધાના, દેખાવમાં સુંદર અને ત્હેની ઉમ્મર લગભગ ચાળીસ વર્ષની હતી એવા એક માણુસે આવીને તે ઝુંપડામાં પ્રવેશ કર્યો. તેને જોતાંજ આનંદ પામી વિનયવતી બોલી—" પિતાજી ! આજે કોઈ સારા સજ્જન ગૃહસ્થ જેવો માણુસ આપણે ત્યાં આવ્યો છે. તેને આજે મેં એક અતિથિ તરીકે આપણે ત્યાં ઉતારો આપ્યો છે. "

" શાબાસ ! મારી વ્હાલી દીકરી તને શાબાસ છે. તું આજે બહુ હોંશિયારીથી વર્તી છે. મારી ગેરહાજરીમાં તેં એક અતિથિનો સારો સત્કાર કર્યો તેને માટે મને બહુજ આનંદ થાય છે અને હું તારા ઉપર બહુ ખુશી થયો છું." ત્યાર પછી પેલા—સત્યસિંહ અતિથિ તરફ ફરીને બોલ્યો—" અત્યારે આ ઝુંપડામાં આ મારી પ્રિય પુત્રી અને હું એમ બે જણાં રહીએ છીએ. અહીં પાંચ સાત ગાઉ ઉપર એક સુંદરપુર નામના ગામમાં મારૂં બીજું ઘર છે. મારાં બીજાં બાળબચ્ચાંઓ ત્યાંજ રહે છે. હું પણ હંમેશાં ત્યાંજ રહું છું; પણ આ ગામમાં મારો થોડો ઘણો વ્યવહાર હોવાથી વરસના કેટલાક મહિના અહીં આવીને રહેવું પડે છે. તેટલા માટે મેં અહીં આ એક નાનકડું ઝુંપડું બાંધી રાખ્યું છે. આ મારી પુત્રી વિનયવતી આવે સમયે મને ભોજન વિગેરે કરી આપવા મારી સાથેજ રહે છે."

નિત્યકર્મ કરી રહ્યા પછી તેણે સત્યસિંહને જમવા હાંક મારી. તેને ત્યાં સારૂં પણ સ્વાદિષ્ટ અને રૂચિકર ભોજન મળવાથી સત્યસિંહને સંતોષ થયો. સત્યસિંહ અને તે કૃષિક કુમારિ વિનયવતી એ બન્નેમાં થોડા વખત પહેલાં જે સંભાષણ થયું હતું, તે ઉપરથી તેમની સાથે ભોજનવ્યવહાર કરવામાં કોઇ પણ જાતની હરકત નથી એમ સત્યસિંહને આરંભમાંજ જણાઇ આવ્યું હતું.

તે બન્ને જણ ભોજન કરી રહ્યા પછી મુખવાસ કરતા બેઠા હતા ત્યારે તેઓમાં નીચે પ્રમાણે વાતચિતનો આરંભ થયો.

"આપની પાસે મારે એક બાબતમાં ચોકસી કરવાની છે." સત્યસિંહ બોલ્યો.

"તમારે જે કંઇ પૂછવાનું હોય તે સુખેથી–ખુશીથી પૂછો. તમે પૂછશો તે બાબતમાં હું જે કાંઇ જાણતો હોઇશ તે તમને કહીશ."

"સિંહમુખ ઘાટ શિવાય માલવદેશમાં જવાનો કોઇ ટુંકો માર્ગ તમે જાણો છો ખરા કે?" સત્યસિંહે પૂછ્યું.



## પ્રકરણ ૧૭ મું.



### નવી વાતો–નવા વિચારો.

સત્યસિંહનો આ સવાલ સાંભળી તે ઘરવાળો કે જેનું નામ આનંદદત્ત હતું તેની મુખમુદ્રા બહુજ ચમત્કારિક થઇ. તેણે સત્યસિંહની ઉપરજ પોતાની નજર રાખી તેને પૂછવા માંડયું કેઃ–"સત્યસિંહ! આ પ્રશ્ન પૂછવામાં તમારો કોઈ બીજોજ ઉદ્દેશ છે કે કેમ? અથવા તો જેમ બને તેમ પોતાની મુસાફરી તરતમાં પૂરી કરવી, એવી દરેક મુસાફરની અભિલાષા હોય છે તેજ પ્રમાણે તમારી પણ ઈચ્છા હોવાથી

તમે આ પ્રશ્ન પૂછયો છે કે કેમ ? એ વાત તમને જવાબ આપતા પહેલાં મારે જાણવી જોઇએ."

આનંદનો આ સવાલ સાંભળી સત્યસિંહને થોડું ઘણું સમાધાન થયું. કારણ કે તેના બોલવા ઉપરથી–તેણે પોતાને જે પ્રશ્ન પૂછયો તે ઉપરથી તેને કોઈ પાસેનાજ માર્ગની માહિતીની જરૂર હોવી જોઇએ અને તેથીજ તેણે પોતાને ઉપરનો પ્રશ્ન પૂછયો હોવો જોઇએ એવું તે અનુમાન કરી શકયો. પછી તે બોલવા લાગ્યો:–

" આનંદદત્ત ! હવે તમને મારૂં દિલ ખુલ્લું કરીને મારી તમામ હકીકત જણાવીશ. ખરેખરી હકીકત આમ છે કે, હું ગઈ કાલે સહવારે માલવદેશની સરહદ ઉપર હતો. ગઇ કાલે પ્રાતઃકાળે હું વિંધ્યાદ્રિ પર્વતની શોભા–વનદેવતાના અલૌકિક અને અદ્ભુત સૌંદર્યનું અવલોકન કરવા માટે સિંહમુખ ઘાટને રસ્તે થોડીક મુસાફરી કરતો હતો. જરા આગળ જતાં રસ્તો છોડી દઇને હું આડે માર્ગે ચઢી ગયો તેથી હું તે જંગલમાં ભૂલો પડ્યો. બહુજ મહેનત કરીને આખરે સંધ્યાકાળે હું ધોરી રસ્તા ઉપર આવી પહોંચ્યો. તે વખતે દિવસ બહુજ થોડો હોવાથી પાછળના મુકામે પાછા જઈ પહોંચવા જેવું નહોતું, તેમ આગળ વધવા જેવું પણ નહોતું. એટલા માટે ત્યાંજ કલાક વિશ્રામ લેવા માટે કોઈ જગ્યા છે કે કેમ ? તે હું જોવા લાગ્યો. જોતાં જોતાં એક પગરસ્તો મારા જોવામાં આવ્યો. તે રસ્તે જતાં એક મોટી દિવાલ મારા જોવામાં આવી. તે દિવાલમાં એક દરવાજો હતો. તે દરવાજો એકાએક ઉઘડયો અને તેમાંથી કેટલાક સશસ્ત્ર સિપાઇઓ બહાર નિકળી આવ્યા. તેમણે મારી આંખો ઉપર એક ટોપી પહેરાવી અને તેઓ તે દરવાજામાં થઇને મને અંદર લઈ ગયા. પછી ભોંયરામાંથી, મંદિરમાંથી, અને ઓરડાઓમાંથી ચલાવીને એક પ્રશસ્ત જગ્યામાં મને લાવી છોડયો. ત્યાં મારી આંખો ઉપરથી

આચ્છાદન કાઢી લેવામાં આવ્યું. તે જગ્યા બહુજ વિશાળ હતી. ત્યાં મારી આંખો છોડવામાં આવી ત્યારે મારી સમક્ષ એક અજબસંધ નામનો માણુસ મારા જોવામાં આવ્યો. તેની સાથે મારે થોડી ઘણી વાતચિત પણુ થઇ હતી; પણુ તે વાતચિત કઈ બાબતની હતી તે હું પછીથી કહીશ. ત્યાં કાલ રાત્રે મેં ભોજન કર્યું હતું. પછી તે અજબસંધે મને એક પાનનું બીડું આપ્યું તે મેં ખાધું એટલે મને ઉંઘ આવવા લાગી. તે અજબસંધે સૂઈ રહેવાને માટે મને એક પલંગ દેખાડયો તે ઉપર હું સૂઇ રહ્યો અને આજે જાગૃત થયો. ચમત્કારની વાત એ છે કે, કાલે હું માલવદેશમાં હતો અને આજે હું ગુજરાત દેશમાં છું. ”

હવે આનંદ શું કહે છે, તે સાંભળવા સત્યસિંહ બહુ ઉત્સુક થઇ ગયો પણ તેણે એકદમ કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ. તે પોતાનો હાથ મસ્તકે રાખી ઘણો વખત સુધી વિચાર કરતો બેસી રહ્યો.

તેને વિચારગ્રસ્ત થએલો જોઈ સત્યસિંહ ફરી બોલ્યો—“કદાચિત્ તમે મારી આ હકીકત સાંભળી હસશો, અને મને કદાચ ગાંડો પણ ગણુશો પણ જે કાંઇ બનાવ બન્યો છે તેજ મેં તમને કહ્યો છે અને તે ખરોજ છે. મેં તમને અત્યારે જે કાંઇ હકીકત કહી સંભળાવી છે, તેમાંનો એક અક્ષર પણુ ખોટો નથી. તેમજ હું બહુ સારી રીતે શુદ્ધિમાં છું અને તમને છેતરવા, એવો મારો હેતુ હોવાનું કંઇ પણ કારણુ નથી. ”

“ સત્યસિંહ ! તમે જે હકીકત કહી છે, તે ખોટી છે, એમ હું કહેવા માગતો નથી. તમે મને જે હકીકત કહી સંભળાવી છે તેમાંનો એકે એક અક્ષર સર્વથા સત્ય છે, એમ મારી ખાત્રી છે. ”

તેના આ ભાષણુથી સત્યસિંહ બહુજ આશ્ચર્યચકિત થઇને બોલ્યો—“ તમે એ શું કહો છો ?! તમારી ખાત્રી છે ? તો તો તમને

આ બાબતમાં વધારે માહિતી હોવી જોઇએ."

"હા. તેમ છે ખરૂં. જે રસ્તે તમે ગયા અને જે અનુભવ તમને મળ્યો તેનો અનુભવ એક વખત મને પણ મળ્યો હતો."

તેની પુત્રી વિનયવતી પણ ઉપરની હકીકત ધ્યાનપૂર્વક સાંભળતી પોતાના પિતાની પાસેજ બેઠી હતી. તે પોતાના પિતાની વાત સાંભળી અત્યંત આશ્ચર્ય પામી બોલી ઉઠી કે—"બાપુ તમે આ શું કહો છો!! શું તમારા ઉપર પણ આવી કારમી આફત આવી હતી ખરી કે!"

"હા. દીકરી વિનયવતી ! મેં પણ આ સ્થિતિનો અનુભવ એક વખત લીધેલો છે. તે વાતને આજે બહુ વર્ષો થઈ ગયાં છે, પણ તેના સંબંધમાં મેં કોઈની પાસે કાંઈ પણ વાત કરી નથી. કારણ કે હું એ વાતની જરાએ ચર્ચા કરૂં તો મારો ઘાત થાય તેમ છે. એવી તે વખતે મને તે જગ્યાના લોકોએ દહેશત આપી હતી. તે દહેશતને એક બાજુએ મૂકી હવે હું તે બાબતની તમામ હકીકત આ મેમાનને કહી નાંખું છું."

પોતાના પિતાની રસમય વાર્તા સાંભળવા માટે વિનયવતી જરા આગળ આવી અને ઉત્સુક થઇ બેઠી. હવે આનંદ પોતાના ઉપર વીતેલી વાત કહેવા લાગ્યો:—

"લગભગ છ વર્ષ પહેલાં હું કોઈ ખાનગી કામ માટે માલવ દેશમાં ગયો હતો. મારૂં કામ પુરૂં થતાં જરા વાર લાગી. હું મારે વતન આવવા માટે બહુજ ઉત્સુક થયો હતો તેથી કામ પૂરૂં થતાંજ જરાએ વાર ન લગાડતાં—હું એકદમ સિંહમુખ ઘાટને રસ્તેથી ઉતાવળો ઉતાવળો મુસાફરી કરતો હતો. ત્યારે આસો મહિનો હોવાથી પર્વતની ઉપર ચારે તરફ ઘાસ છવાઇ ગયું હતું. તે ઘાટને રસ્તે એક દિવસ મુસાફરી કર્યા પછી બીજે દિવસે બપોરે હું એક જગ્યા ઉપર આવી પહોંચ્યો. ત્યાં બે રસ્તાઓ દેખાવા લાગ્યા. તેમાંથી કયે રસ્તે જવું,

એ ધ્યાનમાં ન આવતાં હું બીજેજ આડે રસ્તે મુસાફરી કરવા લાગ્યો. થોડાજ વખતમાં હું એક ખાઇની ભેખડ ઉપર જઇ પહોંચ્યો. હવે આગળ રસ્તો નથી, તે જોઇ મને બહુજ અજાયબી લાગી. કારણ કે તે રસ્તો એક ભેખડ પાસે આવીને અટકી જાય, તે મને બહુજ ન બનવા જોગ લાગતું હતું.

હું ત્યાંજ ઉભો રહી ચારે તરફ જોવા લાગ્યો. મારી આખી ઉમ્મર પર્વતોના પ્રદેશોમાં રખડવા–ભટકવામાં ગએલી હોવાથી તે ભેખડની કાંઠે કાંઠે જનારો એક ઝાંખો ઝાંખો પગરસ્તો મારા જોવામાં આવ્યો. તે રસ્તે હું જવા લાગ્યો. થોડો ઘણો આગળ ગયો તેટલા-માંજ તમે કહો છો તે ઇમારતની દિવાલ મારા જોવામાં આવી. અચુક હું તે દિવાલના દરવાજા પાસે જઇ ઉભો રહ્યો. એટલામાં તે દરવાજાની નાની બારી ઉઘડી. તેમાંથી એક ફિક્કા ચહેરાવાળો માણસ ડોકિયું કરવા લાગ્યો.”

“આનંદ, આનંદ! તમે આ શું કહો છો?” સત્યસિંહ બહુ અજાયબી પામી વચમાંજ બોલી ઉઠયો.

આનંદ આગળ બોલવા લાગ્યો:–

“તે માણસની અને મારી નજર મળતાંજ તે દયામણે મોંઢે અને ખોખરા અવાજે કહેવા લાગ્યો કે, અરે ઓ ભલા ગૃહસ્થ! તું ગમે તેમ હો પણ કૃપા કરી મારી એક વાત સાંભળ. હું અહીં ઘણા દિવસ થયાં કેદખાનામાં પડયો છું. માટે મારી અહીંથી મુક્તતા થવા સારૂ તમે એક કામ કરજો. કૃપા કરી દક્ષિણ માલવ દેશનો બંદોબસ્ત કરનાર અધિકારી–સુબા સાહેબને મારા તરફથી એટલુંજ કહેજો કે સરદાર સામંતસિંહને અહીં કોઇએ બંધીખાનામાં નાંખ્યો છે.”

સત્યસિંહ પરમ આશ્ચર્ય પામી બોલ્યો–“આ હું શું સાંભળું છું! આનંદ, તમે આ શું કહો છો? સરદાર સામંતસિંહવાળો

બનાવ આજથી છ વર્ષ પહેલાં બન્યો હતો, એમજ તમે મને કહો છો ને ? કે હું કંઈ બીજુંજ સાંભળું છું.”

“હા ! સત્યસિંહ, છ વર્ષ પહેલાં મેં તે જગ્યાએ સરદાર સામંતસિંહને બંધીખાનામાં જોયો હતો. એમાં જરાએ શંકા નથી.”

“જો એમજ છે તો તો આ વાત બહુજ અજાયબીઓથી ભરપૂર છે. વારૂ, આનંદ ! હવે તમારી વાત આખર સુધી મને કહી સંભળાવો. પછી આપણે આ બાબતમાં વધારે વિવેચન કરીશું.”

“તે ડોકીયું કરનાર માણસ પોતાનું બોલવું પૂરૂં કરી લે તે પહેલાંજ અંદરથી તેને કોઇએ એકદમ પાછો ખેંચી લીધો. તરતજ મોટો દરવાજો ઉઘડયો. તમે કહો છો તેજ પ્રમાણે કેટલાક સશસ્ત્ર સિપાઇઓ એકદમ બહાર આવ્યા અને મને પણ માથાથી ગળા સુધીનો શરીરનો ભાગ ઢાંકી નાંખે તેવી કાળી ટોપી પહેરાવી.

આખરે તમે કહો છો તે જગ્યાએજ મને પણ લઇ જવામાં આવ્યો. તે મકાનની ચારે તરફ દિવાલ હતી તેમાં એક બારી કે તાકું પણ નહોતું.”

“તે મકાનમાં બારી કે તાકું નહોતું અને તે જગ્યાની બરાબર વચમાંજ એક લાંબો દીવો ટાંગેલો હતો ખરૂં ને ?”

“હા. પણ કાલના બનાવમાં તમે કહી આવ્યા છો કે મારા મોંઢા ઉપરથી આચ્છાદન દૂર કરી નાંખવામાં આવ્યું હતું, તે પ્રમાણે મારી બાબતમાં તેવું કાંઈ બન્યું નહોતું. મારા માથાથી તે ગળા સુધીના ભાગને ઢાંકી નાંખે તેવી કાળી ટોપી તેઓએ કાઢી નાંખી નહોતી. મને તેવી ને તેવીજ સ્થિતિમાં રાખી ‘હવે મારૂં શું કરવું’ તે સંબંધમાં તેઓ આપસે આપસમાં વાદવિવાદ કરવા લાગ્યા. તેઓમાંના કેટલાકોએ પોતાની હકીકત બીજા કોઇને ન કહી શકે તે માટે મને મારી નાંખવાની સલાહ આપી, કેટલાકોએ મને જન્મકેદ

કરી ત્યાં ને ત્યાંજ કેદખાનામાં પૂરી રાખવાનું કહ્યું પણ જેને અજઅસંધ એવા નામથી ઓળખવામાં આવે છે, તેનો મત બીજા બધાઓ કરતાં જુદોજ પડયો. તે સદરહુ ટોળીનો સરદાર હોવાથી તેના મનની વિરૂદ્ધ કોઇએ પણ ચાં કે ચું ન કરી.

આખરે તે કાળી ટોપી કાઢી લેવામાં આવી. મને જમવાનું આપવામાં આવ્યું અને પાનનું બીડું પણ તે અજઅસંધે આપ્યું. પાનનું બીડું ખાઇ રહ્યા પછી તે અજઅસંધે મને ધમકાવીને કહ્યું કે—

"અરે ઓ મુસાફર ! હું તને જે કહું તે બરાબર ધ્યાનપૂર્વક સાંભળ અને તે પ્રમાણે ચાલજે. તું જે લોકોના હાથમાં સપડાયો છે, તે લોકોનું સામર્થ્ય કેટલું બધું અલૌકિક, પ્રચંડ અને પ્રબળ છે તેની તને કલ્પના સરખી પણ આવી શકે તેમ નથી. તું સાંભળ અને સંભાળજે ! આજે તારી ઉપર જે કંઈ વીત્યું છે, તે બાબતમાં તેં કોઈની પાસે કાંઈ પણ ચર્ચા કરી કે વાત કરી તો અમે તારો જાન લીધા વિના રહીશું નહિ. અમારા હાથમાંથી તારૂં રક્ષણ કરવા, એક ચક્રવર્તી રાજાનું સમગ્ર સૈન્ય પણ સમર્થ થઇ શકશે નહિ તે નક્કી સમજજે ! આ વાતનો એક પણ અક્ષર તારા મોંઢામાંથી બહાર નિકળતાંજ ક્યારે અને કેવી રીતે તારા પ્રાણ ઉડી જશે, તે બાબતમાં તું કાંઇ પણ સમજી શકીશ નહિ.

એવો ભય તે અજઅસંધે મને દેખાડયો હતો. તેટલામાંજ મારી આંખોમાં ઉંઘ ભરાઈ અને હું ત્યાંને ત્યાંજ નિદ્રાવશ થઇ ગયો. બીજે દિવસે જ્યારે હું જાગ્યો ત્યારે મારા ઘરથી સો બસો પગલાં હું દુર છું, એમ મને જણાઈ આવ્યું."

"તમે કહેલી આ વાત અને મારી વાતનું બહુજ મળતાપણું છે. તેમાં એક રતી જેટલો પણ ફરક નથી. હું જ્યારે તે ઈમારતના દરવાજે પહોંચ્યો ત્યારે તે ડોકા બારી ઉઘડી હતી અને તેમાંથી એક

ફિક્કા ચહેરાના ગૃહસ્થે—જેવી તમને વિનંતિ કરી હતી તેવીજ—વિનંતિ મને પણ કરી હતી. આમાં અતિશય આશ્ચર્ય પામવા જેવી બીના એ છે કે, કાલે મેં તે દરવાજાની પાસેનોજ ઓરડો જેમાં તે ગૃહસ્થને બંધીવાન તરીકે રાખવામાં આવ્યો છે તે ઠેકાણે સરદાર સામંતસિંહને ઓળખી કાઢયો."

"ત્યારે તો પહેલાં મેં તેને જોયો ત્યારથીજ તે સરદાર ત્યાં બંધીવાન તરીકે બંધીખાનામાંજ હશે."

"નિશ્ચયથી એમ કાંઈ કહી શકાય તેમ નથી! કારણ કે અત્યારે કેટલાંએ વર્ષ થયાં તે અવન્તિનગરીમાં રહે છે. તે તમે શી રીતે જાણી શક્યા ? એવો જો તમે સવાલ પૂછો તો મારે કહેવું જોઇએ કે—તે મારો બનેવી—મારી સગી અને એકની એક બહેનનો તે વર છે."

"અરેરે ! દુર્ભાગી બિચારો ! તે ફરીને જ્યારે તે દુષ્ટોના પંજામાં સપડાયો ત્યારે તો તે ઘણો હીણભાગી હોવો જોઇએ."

"હા. તે ભાગ્યહીન તો ખરોજ. પણ મને અજાયબી તો એ લાગે છે કે જે ઠેકાણે તે દુઃખી થયો ત્યાંજ ફરીને શા માટે ગયો હશે ? બીજું એ કે પહેલાં ત્યાં તેને અન્યાયથી બંધીખાનામાં નાંખ્યો હતો તો ત્યાંથી છુટીને ગયા પછી તે આમ ચુપચાપ કેમ બેસી રહ્યો હશે ? પોતાને કારણ વિના બંધીખાનામાં રાખવા માટે તેણે સરકાર પાસે દાદ કેમ માગી નહિ કે ફરિયાદ પણ કેમ નહિ કરી હોય ?

"આ વાત નવાઈ જેવી તો ખરીજ. પણ કદાચિત્ તેની સ્થિતિ અનુકૂલ નહિ હોય અથવા તે લોકોનો તેને ભય લાગ્યો હોય તો શું એ બનવાજોગ નથી ?"

"ના ના. તેમ બની શકે તેમ નથી. સરદાર સામંતસિંહનો સ્વભાવ કેવો છે તે હું ઘણી સારી રીતે જાણું છું. તે આવી આવી

દહેશતોની દરકાર કરે તેવો નથી. તેની સ્થિતિ પણ સારી છે—પ્રતિકૂલ નથી. અવન્તિનગરીમાં પાછા આવતાંજ તેણે પોતાની તમામ માલ-મિલકતનો કબજો સરકાર પાસેથી લઇ લીધો છે. તે બહુ ધનવાન્ અને ખાનદાન કુટુંબનો માણસ છે. તે જો ધારે તો રાજની મદદ લઇ અને તે ન મળે તો પોતાના દ્રવ્યબળ ઉપર મોટું લશ્કર જમા કરી આ વિંધ્યાદ્રિ પર્વતમાંના પિંડારાઓનો સહેજે નાશ કરી શકે તેમ છે."

એક વખત તે સરદાર મુસાફરીએ ગયો હતો તે પાછો તેર વર્ષે આવ્યો હતો એમ મારા સાંભળવામાં આવ્યું છે. જો તે છુટો હોત તો તેને કોઇ પણ અટકાવી શકે તેમ નહોતું તો તે પોતાના વિલાસવૈભવ અને સંપત્તિને છોડીને આટલા વર્ષો સુધી રખડતો શા માટે રહ્યો હોત?

"બીજું એ કે, તેણે પોતે પોતાની તમામ હકીકત જ્યારે અવન્તિનગરીમાં આવીને કહી ત્યારે તે પોતે વિંધ્યાદ્રિ પર્વતના બંધીખાનામાં નહીં પણ કેરલદેશના બંધીખાનામાં હોવાનું જણાવ્યું. આમ ખોટે ખોટુંજ તેણે સરકારમાં શા માટે કહ્યું હશે? આ સર્વે વાતો હું તમારી પાસે ખુલ્લા દિલથી કહી સંભળાવું છું, તેનું કારણ એટલુંજ છે કે, તમે મારા ઉપર વિશ્વાસ રાખી જેમ ખુલ્લા દિલથી વાત કહી છે તેમ હું તમને ખુલ્લા દિલથી તમારી પાસે બધી વાત કહી સંભળાવું છું કે જેથી મારા ઉપર વિશ્વાસ રાખી શકો. એકંદર રીતે જોતાં તમામ વાતોનો ટુંકો અર્થ એ છે કે, અત્યારે વિંધ્યાદ્રિ પર્વતના પેલા બંધીખાનામાંજ સરદાર સામંતસિંહ કેદ છે. તેનો સ્વભાવ અથવા ચાલચલણ મને જરાએ પસંદ નથી. જો ખરૂં કહેવામાં આવે તો તે મને મારા નામ શિવાય વધારે ઓળખતો નથી છતાં પણ આ વખતે તેનો છુટકારો કરવા માટે પ્રયત્નો કર્યા વિના મારો છુટકોજ નથી."

પોતાની ગરદન હલાવતો તે ઘરવાળો બોલ્યો–" તેમ કરવું એ બહુજ જોખમ ભરેલું કામ છે એમ મારૂં માનવું છે. કારણ કે દુશ્મનોનું સામર્થ્ય અદ્વિતીય છે. તે જગ્યા એટલી બધી તો અટપટી છે–તેમને માટે એટલી બધી સગવડ ભરેલી છે કે જો તેમની પાસે તેમના આત્મસંરક્ષણ માટે ફક્ત એકજ તોપ હોય તો બસ છે. તેમની તે એક તોપના મારાની સામે મોટમોટાં સૈન્યો પણ ટકી શકે તેમ નથી."

તો પણ જરાએ ન ડગમગતાં સત્યસિંહ ઉત્સાહપૂર્વક બોલ્યો–" તેઓ જે મજબુત ગઢીમાં છે, તેને લગતા કાંઇ નહીં તો જુદા જુદા બે રસ્તા હોવા જોઇએ એવી મને પાકી ખાત્રી છે. શિવાય તેઓની તે ગઢી–એવુંજ નામ આપણે તે જગ્યાને આપીશું–જતા આવતા મુસાફર લોકોની નજરે વારંવાર પડતી હશે. જો એમ ન હોત તો તે જગ્યાનું સ્વરૂપ લોકોની નજરથી છુપાવી રાખવાનો પ્રયત્ન કરવામાંજ ન આવત. ઉપરાંત ત્યાં જવાના બે રસ્તામાંથી પાસેનો રસ્તો અહીંથી બહુ દૂર ન હોવો જોઇએ એ સ્પષ્ટ છે."

" મારા ઉપર આવી પડેલી મુશીબત દૂર થઈ ગઇ તે દિવસથીજ એ વળી હંમેશાં મારા મનમાં આવ્યા કરે છે. અહીંથી માળવામાં જવાનો એકાદ પાસેનો રસ્તો હોવોજ જોઇએ એમ મને પણ ખાત્રી છે."

" એમ છતાં પણ તમારા સરખા પર્વત પ્રદેશમાં રહેનારા ગૃહસ્થે તે રસ્તો નિરર્થક છુપો રાખવો. એ મોટી અજાયબી જેવી વાત છે."

" સત્યસિંહ ! તમે મને બીકણ ધારો તો તેમાં હરકત નહિ, પણ હું ખરેખરૂંજ કહું છું કે તે દિવસે બનેલા બનાવથી મારા મનમાં એટલો બધો તો ભય પેઠો છે કે તે રસ્તાનો શોધ કરવો એવો વિચાર વારંવાર મારા મનમાં આવ્યા કરે છે છતાં તે કામમાં આગળ પગલું ભરવાની હિંમત થતી નથી. ઉપરાંત મારી બાબતમાં કાંઈ નવા જુનું

થાય તો મારી પાછળ લાગેલાં—મારા આધારે જીવતાં—મારાં બાળ-બચ્ચાંઓનું શું થશે, તે બાબતનો વિચાર પણ મારી સમક્ષ આવી ઉભો રહે છે.”

“આનંદ ! ગમે તેમ થશે તો પણ હું તો તે રહસ્યને ખુલ્લું કરવાનોજ એવો મેં નિશ્ચય કર્યો છે. સરકારની મદદ લઈ તે જંગલી કિલ્લા ઉપર હલ્લો કરવો, એ બહુજ કઠિન છે. આપણે બહુજ હોશિયારીથી ઘાટમાંથી આ તરફ આવવા માટે જે પાસેનો રસ્તો છે, તે પ્રથમ શોધી કાઢવો જોઈએ. આ કામમાં તમે મને કાંઈ પણ મદદ કરી શકશો કે કેમ ? જુઓ, આપણે બન્ને તે માર્ગ શોધી કાઢવાની ખટપટ કરીશું તો તેથી બહુ ભય પામવાનું કંઈ કારણ દેખાતું નથી. આ કામમાં તમારો વખત નકામો જશે, એ ખરૂં છે છતાં પણ દ્રવ્યના રૂપથી તેનો યોગ્ય બદલો હું આપી શકું તેમ છું.”

“સત્યસિંહ ! તમારા કહેવા પ્રમાણે જો તમારો દૃઢ નિશ્ચયજ થયો હશે તો હું તમારી સાથે સાથે આવીશ. તેમજ મને પર્વત પ્રદેશની જે માહિતી છે, તેની મદદ પણ હું તમારા કામમાં આપીશ. આ હું તમને કહું છું તે તદ્દન ખરૂં છે. છતાં પણ જો કદાચિત્ આપણને તે પાસેનો રસ્તો મળી આવે તો હું તે જંગલી લોકોની સાથે વેર સંપાદન કરવાના કામમાં તમને મદદ કરીશજ નહીં. એટલું હું તમને પહેલાંથીજ સાફ સાફ કહી મૂકું છું.”

“કબુલ છે ! કબુલ છે ! તમારી આ શર્ત મારે કોઇ પણ જાતના વાંધા કે હરકત વિના સર્વ રીતે કબુલ—મંજૂર છે. જો તમે મને પરવાનગી આપી શકો તેમ હો તો તમારા ઘરમાંજ ચાર દિવસ રહી હું મારે જે કાંઇ શોધ કરવાની હશે તે કરીશ. હવે વધારે વખત ન વીતાવતાં જે કાંઈ કરવું તેનો તરતમાંજ આપણે ફડચો કરી નાંખીએ તો સારૂં !”

"મારા જેવા ગરીબના ઘરમાં તમારા જેવા સદ્‌ગૃહસ્થનાં પગલાં થયાં અને તમે મારા ગરીબ ઝુંપડામાં ચાર દિવસ રહેવાની ઇચ્છા જણાવો છો, એ મારૂં મહાન્ સદ્‌ભાગ્ય છે, એમ હું સમજું છું. મારૂં નામ તો તમે જાણીજ ગયા છો. મારા આ નામને કોઇ પણ પ્રકારનો ડાઘ કોઇ દિવસે લાગેલો નથી. આજે તમે અહીં આરામ કરો-વિશ્રાંતિ લ્યો. આવતી કાલે સહવારેજ પર્વત પ્રદેશમાં જઇશું અને ધારેલી શોધ કરવાના કામનો આરંભ કરી દઇશું."

તે દિવસે કહેવા જેવો કાંઈ પણ બનાવ બન્યો નહીં. છતાં પણ આનંદદત્ત કૃષિકની કુમારિકા વિનયવતીના ભોળા સૌંદર્યે અને નમ્રતાએ તે ચિત્રકારના ચિત્તને એક અજબ જાતનો ચટકો લગાડયો.

તેની મુખમુદ્રા પ્રપંચરહિત સ્વર્ગીય સૌંદર્યથી સુશોભિત દેખાય છે અને બહુજ મનોરમ છે. તેનાં નમણાં નયનો શ્યામકમળના કુસુમ જેવાં અને મીનના માનને મર્દન કરનારાં અને તેજસ્વી છે. તેની દંતપંક્તિ પાણીદાર મૌક્તિકમાળા જેવી અત્યંત શ્વેત છે. તેના સીધા શરીરનો વર્ણ ગૌર છે, સ્વભાવ નમ્રતાથી ભરેલો છે, ચિત્ત આનંદિત છે, એ સૌંદર્યનાં લક્ષણો મૂર્તિમાન તે કુમારિકામાં નિવાસ કરી રહેલાં જોઇ ચિત્રકાર સત્યસિંહના ચિત્તને બહુજ સંતોષ, સમાધાન અને શાંતિ થઇ હતી. ઉપરાંત તેને પોતાનો સહવાસ પણ અપ્રિય લાગતો નથી. એ વાત પણ તેના ધ્યાનમાં આવવાથી તેના અંતઃકરણને અતિશય આનંદનો અપૂર્વ અને અનુપમ અનુભવ થતો હતો. રાત થતાંજ ઘરવાળાએ ઘરની ઓસરી ઉપરજ એક નરમ બિછાનું તૈયાર કરી આપ્યું. તે ઉપર તે સુખેથી નિદ્રાવશ થઇ ગયો.

સહવારના પાંચ વાગે વિનયવતી જાગૃત થઇ અને પોતાના કામે લાગી ગઇ. સૂર્યનો ઉદય થાય તે પહેલાંજ તેણે રસોઇ તૈયાર કરી નાંખી. તે બન્ને જણે ઉઠી પ્રાતઃક્રિયાઓથી પરવારી ભોજન કરી

લીધું. ભોજન કર્યા પછી તેઓએ–આનંદ અને સત્યસિંહે પોતપોતાના સાદા પોશાકો પહેરી લીધા. થોડુંક ખાવાનું પણ સાથે લીધું. પોતપોતાની કમરે સમશેરો બાંધી લીધી અને જરૂર પડે તો ઉપયોગી થાય તેટલા માટે સાથે એક એક તમંચો લઇ મુસાફરી કરવા તૈયાર થઇ ગયા. તે બન્નેએ પોતપોતાના હાથમાં–પોતા કરતાં પણ બહુ ઉંચી–લાકડીઓ લઇ લીધી. કારણ કે પર્વત પ્રદેશમાં ફરતી વખતે ટેકો દેવા માટે લાકડીઓની બહુજ જરૂર પડે તેમ છે, એવી તેમને કલ્પના થઇ આવી હતી.

પોતાના સંબંધમાં કાંઇ પણ ચિંતા કરવાનું કારણ નથી, એમ પોતાની પુત્રી વિલાસવતીને આશ્વાસન આપી સત્યસિંહની સાથે આનંદ ઘરમાંથી ચાલી નિકળ્યો.



## પ્રકરણ ૧૮ મું.

### વિંધ્યાદ્રિ પર્વતને શિખરે !

પ્રાતઃકાળના રમણિય અને ઉત્સાહજનક સમયે તે બન્ને જણા ઘરમાંથી બહુ ઉમંગ સાથે બહાર પડયા. આનંદ તે પર્વત પ્રદેશમાં બહુ ભમેલો હોવાથી ત્યાંનો બહુજ માહિતગાર હતો એટલે ઝપાટાબંધ આગળ વધ્યે જતો હતો અને સત્યસિંહ પણ તેની પાછળ પાછળ ચાલ્યો જતો હતો.

હજુ સુધી પૂરેપૂરો સૂર્યોદય થયો નહોતો તેથી વિંધ્યાદ્રિ પર્વતનાં શિખરો સાફ સાફ દેખાતાં નહોતાં. પર્વતનાં સર્વ શિખરો જાણે એક બીજા સાથે જોડાઇ ગયાં હોયને તેમ તેઓની એક લાંબી ને લાંબી હાર પોતાની સામે છે, એમ તેઓને ભાસ થતો હતો.

વિંધ્યાદ્રિ પર્વતના માલવ દેશમાંના ઉતરાણુ તરફના દેખાવ કરતાં અત્યારે પોતે જે પ્રદેશમાં પ્રવાસ કરે છે, તે પ્રદેશમાંના દેખાવો અધિકાધિક રમણીય છે, એવું સત્યસિંહને જણાઈ આવ્યું અને તેથી તેના ઉત્સાહમાં વધારો થયો.

તેઓ આ સમયે જે પર્વત પ્રદેશમાંથી ચાલ્યા જતા હતા તે પ્રદેશમાં મોટું એક જંગલ હતું અને અનેક પ્રકારનાં વૃક્ષોની ઝાડી ત્યાં ઉગેલી હતી.

પહેલવહેલાં તો તેમને જણાયું પણ નહિ કે, પર્વતનો ચઢાવ બહુ છે, પણ જ્યારે તેમનો પ્રવાસ પહેલા કરતાં બહુજ ધીમો થવા લાગ્યો ત્યારે તેમને જણાઈ આવ્યું કે ઉત્તરોત્તર ચઢાવ વધતોજ જાય છે. જ્યારે તેઓ એક ઉંચી ટેકરીના શિખર ઉપર આવી પહોંચ્યા, ત્યારે સત્યસિંહે આનંદને જરા વાર થોભી જવાની વિનંતિ કરી. આનંદ તેના કહેવા પ્રમાણે થોભ્યો. પછી થોડી વાર ત્યાંજ ઉભા રહી સત્યસિંહે ગુર્જર દેશ તરફના પર્વત સૌંદર્ય અને વનની શોભાનું શાન્તપણે અવલોકન કરી લીધું.

પર્વતની દક્ષિણ દિશા તરફનો ભવ્ય અને અદ્ભુત દેખાવ જોઇ સત્યસિંહને બહુજ આનંદ થયો. તે ભાગમાં જો કે ફક્ત ઘનઘોર જંગલજ તેને દેખાતું હતું છતાં તે પોતે ચતુર ચિત્રકાર હોવાથી તેને અરણ્યમાંના પુષ્કળ દેખાવો બહુજ સૌંદર્યમય–રમણીય–પ્રેક્ષણીય અને દર્શનીય જણાયા. ત્યાંથીજ તેણે પોતાની ડાબી અને જમણી બાજુ તરફ ફરીને જોયું. બન્ને તરફ દેખાતાં પર્વતોનાં ગગનચુંબીત શિખરોનું તેણે સારી રીતે નિરીક્ષણ કર્યું.

આ સમયે સૂર્યોદય થઇ ગયાને લગભગ બે ઘડી થઇ હતી. પર્વતનાં શિખરો અત્યંત પ્રકાશિત દેખાતાં હતાં. તે શિખરોનો મધ્ય ભાગ જરા જરા ઝાંખો જણાતો હતો. હજુ સુધી પર્વતના તમામ

પ્રદેશમાં સૂર્યનાં કિરણોના પ્રકાશે પૂર્ણપણે પ્રવેશ કર્યો નહોતો. તે ઉપરથી જણાતું હતું કે, જાણે તે પર્વતે જુદા જુદા રંગનાં ત્રણ જાતનાં વસ્ત્રો ધારણ કર્યાં હોય, એવો ભાસ થતો હતો. કેટલીક ખાઇઓ ઝાકળથી ભરાઇ ગએલી હતી. તે ઉપરથી એવો દેખાવ થઇ રહ્યો હતો કે જાણે ત્યાં ધોળા કપાસની વખાર હશે.

જેમ જેમ સૂર્યનારાયણ ઉપર આવવા લાગ્યા અને તેમનાં પ્રખર અને તેજસ્વી કિરણોએ ગિરિકંદરાઓમાં પ્રવેશ કરવા માંડયો, તેમ તેમ ઝાકળ ઓછું થવા લાગ્યું અને આજુબાજુની ખાઇઓની ઉંડાઇ કેટલી છે, તેની કલ્પના થવા લાગી. આ ખાઇઓમાંથી વહેતા સ્વચ્છ ઝરાઓ–નાળાંઓમાં આસપાસની ઝાડીઓનું પ્રતિબિંબ પડતું હોવા સબબ ખાઇની ઉંડાઇની કલ્પના દ્વિગુણિત થતી હતી. એક વખત તો તે ચતુર ચિત્રકારના મનમાં આવ્યું કે પૃથ્વીને એક મોટું છિદ્ર પડેલું છે અને તે છિદ્રમાંથી -પેલી તરફનું આકાશ પોતાને દેખાય છે.

સત્યસિંહ પર્વતનું સૌંદર્ય જોઇ રહ્યા પછી તેઓએ પુનઃ પ્રવાસનો પ્રારંભ કર્યો. પછી આનંદ બોલ્યો–" તે કિલ્લામાં પ્રવેશ કરવાનો છુપો રસ્તો આપણને કાંઇ પર્વતની તળેટીએ મળી શકે તેમ નથી એવી મારી કલ્પના હોવાથી હું ખાસ આ શિખર ઉપર તમને લઇ આવ્યો છું. જો આપણે છુપા રસ્તાનો શોધ કરવોજ છે તો આપણે જ્યાં વારંવાર માણસોનો અવરજવર બહુ ન હોય તેવા ભયાનક જંગલમાં શોધ કરવો જોઇએ. જેઓએ પોતાના કિલ્લામાં પ્રવેશ કરવાનો માલવદેશ તરફનો માર્ગ અતિશય દુર્ગમ બનાવ્યો છે, તેઓએ ગુર્જર પ્રદેશમાંથી પણ તેવોજ દુર્ગમ માર્ગ તૈયાર કરેલો હોવોજોઇએ. એમાં મને તો જરાએ શંકા જેવું લાગતું નથી."

" તમારૂં કહેવું ખરૂં છે અને હું પણ તેમ માનું છું છતાં શોધ

કરતી વખતે આપણે હમેશાં એક મુદ્દાની વાત ધ્યાનમાં રાખવાની આવશ્યકતા છે."

"તે વાત કઇ?"

"તમને છ વર્ષ પહેલાં તે કિલ્લામાંના લોકોએ નિદ્રિતાવસ્થામાં ઉપાડીને તમારા ખેતરમાં લાવી મૂક્યા હતા અને મને પણ કાલે તેજ જગ્યાએ લાવી મૂકયો હતો. તે ઉપરથી જણાય છે કે તે ખેતરથી તે રસ્તો પાસેજ હોવો જોઇએ. માનો કે જો તેમ ન પણ હોય તો તેઓ આપણને એકજ જગ્યાએ લાવીને શા માટે મૂકે? અર્થાત્ આપણને લઈ આવનારા તે લોકો તદ્દન પાસેનાજ માર્ગથી આવેલા હોવા જોઇએ. માટે તે રસ્તાનો શોધ આપણે ખેતરની આસપાસમાજ કરવો જોઇએ."

"સત્યસિંહ! તમારો આ વિચાર બરાબર છે. હું તમને આ શિખર ઉપર લાવ્યો છું તે તેવોજ વિચાર કરીને લાવ્યો છું. મને લાગે છે કે હવે આપણે પેલી ટેકરીના જરા ઉતરાણ ઉપર જઈ ત્યાંથી આસપાસના પ્રદેશનું શાંતિથી અવલોકન કરવું જોઇએ."

એટલી વાતચિત થયા પછી તેઓ પોતાની ધારણા પ્રમાણે ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં તેઓ એક જગ્યાએ આવ્યા અને ત્યાંજ અચકાઇને ઉભા રહી ગયા. કારણ કે તેઓ જ્યાં ઉભા હતા ત્યાંથી નીચે એક તુટી ગયેલી ખાઈ જણાતી હતી. તેથી નીચે ઉતરવાનું તેમને માટે અશકય થઈ પડયું. ત્યાં વધારે વખત ન ગુમાવતાં જ્યાંથી નીચે ઉતરવાને માટે સગવડ હોય—નીચે ઉતરી શકાય—તેવા માર્ગનું સૂક્ષ્મ નિરીક્ષણ તેઓ કરવા લાગ્યા. તેઓ આ સમયે પોતાના મકાનથી લગભગ ત્રણ ચાર ગાઉ છેટે હતા.

આખરે નિરીક્ષણ કરતાં તેઓને એક માર્ગ જણાયો. તેઓ નીચે ઉતર્યા. એ જગ્યાનો દેખાવ બહુજ ભયાનક, કંટાળો ઉપજાવે

તેવો અને ઉદાસીનતા ઉત્પન્ન કરે તેવો હતો. આ ખાઇમાં ખુબ ઉંચેથી પાણીનો એક ધોધ પડતો હતો. તેની ગર્જનાથી અને તેના પ્રતિધ્વનીથી તેમના કાન બહેરા થઇ જતા હતા.

આ જગ્યા સમચોરસ હતી અને તેની પહોળાઇ–લંબાઇ લગભગ અર્ધા ગાઉ જેટલી હતી. ત્યાં અવલોકન કર્યા પછી તેઓ પેલા તરફનું ચઢાણુ ચઢવા લાગ્યા. પહેલાંની ટેકરી કરતાં આ ટેકરીનો ચઢાવ વધારે હતો.

આ સમયે હવા પણ તેઓને બહુ શીતળ લાગતી હતી. એક પ્રહર દિવસ ચઢી ગયો હતો છતાં તે જગ્યા ઉપરની ઝાકળ ઓછી થઇ ન હતી. તેથી તે મુસાફરોને પોતાની મુસાફરી સુખકર લાગતી હતી. તે ટેકરી ઉપર તેઓ ચઢીને વળી પાછા ઉભા રહ્યા. આ સ્થળે ઉભા રહીને જોવાથી વિંધ્યાદ્રિ પર્વતનું ઉગ્ર સ્વરૂપ વધુ ને વધુ સ્પષ્ટ દેખાતું હતું. આ પ્રદેશમાં લીલીછમ જેવી ઝાડીજ પથરાએલી દેખાતી હતી. તે ઉપરથી તે ચિત્રકાર અને ખેડુતને એવી ભાવના થઇ આવી કે આ પર્વતે પોતાને પ્રેમપૂર્વક લીલી શાલો ઓઢવાને માટે આપી છે.

આ ઠેકાણે કાંઇ મોટાં મોટાં વૃક્ષો દેખાતાં નહોતાં. ઘણી ખરી જગ્યોએ કાંટાવાળી વનસ્પતિઓ ઉગેલી હતી. આ ટેકરીની પેલી તરફના ભાગમાં એક પ્રચંડ ખાઇની ભેખડો દેખાતી હતી. તે ખાઇને કાંઠે તેઓ આવીને ઉભા રહ્યા.

ત્યાંથી દ્રષ્ટિગોચર થતા પ્રદેશનું સૂક્ષ્મ દ્રષ્ટિએ અવલોકન કરતાં કરતાં આનંદે સત્યસિંહને કહ્યું કે–" સત્યસિંહ ! મને લાગે છે કે હવે આપણી અભિલાષા સત્વરજ પૂર્ણ થશે. આ ખાઇના પેલી તરફના ભાગમાં માણસોનો પ્રવેશ થઇ શકતો હોવો જોઇએ, એવું મને અનુમાન થાય છે." પછી તે એક જગ્યા તરફ આંગળીનો ઇસારો કરીને બોલ્યો–" જુઓ, ત્યાંનાં ઝાડો તરતમાંજ તોડી નાંખ્યાં

હોય તેમ જણાય છે. ત્યાં પડેલાં પાંદડાંઓનો રંગ એક દિવસમાં સારી રીતે પલટાઇ જાય એ બનવાજોગ નથી. તો પણ પાંદડાંઓ તરતમાંજ તોડેલાં હોવાં જોઇએ, એમ લાગે છે. તેમજ તોડેલાં ઝાડનાં ઠુંઠાં વચમાં વચમાં સ્પષ્ટ દેખાય છે.

એટલું કહીને આનંદે પોતે જે ટેકરી ઉપર સત્યસિંહ સાથે ઉભો હતો તે ટેકરીનું સૂક્ષ્મતાથી અવલોકન કરવાનો આરંભ કર્યો. તેઓને તે ટેકરી ઉપરથી તોડેલી ઝાડી તરફ જવાનો રસ્તો શોધી કાઢવાની જરૂર હતી. થોડો વખત આમતેમ ફર્યા પછી પોતાની સામે દેખાતી ઝાડી તરફ હાથ કરી આનંદે સત્યસિંહને કહ્યું–

"સત્યસિંહ ! આ જુઓ, અહીં કેટલાંક ઝાડવાંઓ તરતમાંજ તોડી પાડ્યાં હોય, તેમ લાગે છે. આ તોડેલાં ઝાડવાંઓનો કેટલોક ભાગ સૂકાઈ ગયો છે. તેટલો ભાગ સૂકાતાં ફક્ત એકજ દિવસ લાગે તેમ છે. આ ઝાડવાંઓને તોડી પાડ્યાને પૂરા બે દિવસ પણ નહીં થયા હોય એમ મારૂં ધારવું છે કારણ કે તેમાંથી વહેતો ગુંદર હજુ પૂરેપૂરો સૂકાયો પણ નથી."

"હા. આ ઝાડવાંઓનો કેટલોક ભાગ કોઇએ તરતમાંજ તોડેલો હોવો જોઇએ એમાં જરાએ શંકા કરવા જેવું છેજ નહીં ! પણ ત્યાંથી એક માણસ ચાલીને જઈ શકે, તેટલો રસ્તો હોવા છતાં પણ તે ઝાડવાંઓને તોડી નાંખવાનું કારણ શું હશે ?"

"તેનું કારણ એટલુંજ કે ત્યાંથી જનારા માણસોને એક બીજાની પાછળ નહીં પણ જોડે જોડે જવાનું હશે અને તેનું પણ કારણ એ કે તેમના માથા ઉપર અથવા તો ખાંધ ઉપર ભાર હોવો જોઇએ. અરે વાહરે ! સત્યસિંહ, આ જુઓ તો ખરા ? !"

ત્યાં સત્યસિંહે જોયું અને પછી બોલ્યો–"હા. અહીં બળેલ ચિંથરાંઓની અને તેલથી ભીંજાએલી રાખ પડી છે. આ તેલથી

ભીંજાવી બાળવામાં આવતા મશાલના ગાભાની રાખ હોવી જોઇએ."

"આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે આ રસ્તેજ જોડે જોડે કંઈ નહીં તો બે માણસો ઉપાડી શકે તેવો ભાર લઈ–સાથે મશાલ રાખી–કેટલાક માણસો આગળ ગએલા હોવા જોઇએ."

"પરમ દિવસે રાતના જ્યારે હું બેશુદ્ધ–નિદ્રાવસ્થામાં હતો ત્યારે તે કિલ્લામાંના લોકો મને કિલ્લામાંથી ખેતરમાં મૂકી ગયા. તે વખતે તેઓ મને ઉપાડીનેજ મૂકી ગયા હોવા જોઇએ. ડોળી જેવા કોઈ વાહનમાં સુવાડી તેઓ મને આજ રસ્તે લઈ ગયા હશે, એમાં મને તો કાંઈ પણ શંકા જેવું લાગતું નથી આનંદ!"

"સત્યસિંહ! તમારૂં કહેવું તદ્દન ખરૂં છે. અહીંથી જો આપણે બરાબર સાવધાનતાથી અને હોંશિયારીથી ભાળ કાઢવા જઈશું, તો આપણને તે રસ્તો અચૂક હાથ લાગશે."

"આનંદભાઈ! આજે આપણે ઘણુંજ કામ કર્યું છે. લગભગ બપોરનો વખત થવા આવ્યો છે, એટલા માટે આગળ ન વધતાં આજનું કામ આપણે આટલેથીજ બંધ રાખવું, એ વધારે સારૂં છે."

"સત્યસિંહ! તમારૂં કહેવું જો કે યથાર્થ છે, છતાં હું તે માન્ય કરી શકું તેમ નથી. આપણને ઘરમાંથી બહાર નીકળે બે પ્રહર થઈ ગયા છે, એ તમારૂં કહેવું તદ્દન ખરૂં છે; આપણે પૂરા સાત ગાઉની પણ મજલ કરી નથી. આપણે વિસામા લેતા લેતા અને બારીકીથી આ પર્વતનું નિરીક્ષણ કરતા કરતા ધીમે ધીમે અહીં આવ્યા માટેજ આટલી થોડી મુસાફરી કરતાં આપણને આટલો બધો વખત લાગ્યો. હાથમાં લીધેલા કામમાં યશપ્રાપ્તિ થશે, એવી ખાત્રી થતાં–દરેકે દરેક સંભવ જણાતાં–આપણે અહીંથી પાછા ફરવું, એ મને જરાએ પસંદ નથી. સત્યસિંહ! સત્યસિંહ! વિચાર કરો કે આપણને આવતી કાલે પાછા અહીં આવવાને કેટલો વખત ગુમાવવો પડશે? અને આજના

જેટલીજ મજલ કાલે ફરી કરવી પડશે તે તો વળી જુદું. અને ખાત્રી છે એટલુંજ નહીં પણ પુરતો વિશ્વાસ છે કે, તે કિલ્લો અહીંથી પાસેજ હોવો જોઇએ. કારણ કે જે માણસો તમને ખેતરમાં મૂકી ગયા હતા તે માણસો રાતોરાત પાછા ગયા હોવા જોઇએ. દિવસનો ઉદય થવા પહેલાંજ તેઓ કાં તો કિલ્લામાં પહોંચી ગયા હશે અથવા તો તેઓ ક્યાંક કિલ્લાની આસપાસમાં પહોંચીને ભરાઈ બેઠા હશે. આવા અટપટા અને કઠણ રસ્તે તેમાં પણ વળી માથે ભાર લઇને બહુ તો એકાદ માણસ આખી રાતમાં આઠ દશ ગાઉની મજલ કરી શકે. આટલી મજલ પણ કરવી, એ તેઓને માટે શકય નથી. પણ પાછા જતાં તેઓ ભાર વિનાના હોવાથી બહુજ ઉતાવળા ઉતાવળા ગયેલા હોવા જોઇએ એવું અનુમાન આપણે કરીએ તો પણ તેઓએ કાંઈ નહીં તો જતાં આવતાં મળી કુલ બાર ગાઉની મજલ કરી હશે. એટલે કે તે કિલ્લો મારા ઘરની પાસેથી છ કે સાત ગાઉ કરતાં વધારે આઘો હોવો ન જોઇએ. એટલા માટે હું કહું છું કે જો તમારી ઇચ્છા હોય તો આપણે ભર બપોરનો—સખત તડકાનો વખત ગાળવા માટે એકાદ નાળા કે ઝરાને કાંઠે થોડો વિસામો લઇએ અને સખત તડકાનો વખત જરા વીતી રહેતાંજ આપણે આપણી શોધનું કામ આગળ વધારીશું.”

“આનંદ ! તમારો વિચાર મને પસંદ છે. પણ તમારી બાલિકા ઘેર એકલીજ હોવાથી તે આપણે માટે ચિંતા કરશે તેનું કેમ ?”

“આ તમારી શંકાએ બરાબર છે અને તેનો ખુલાસો પણ મારી પાસે છે. મેં આવતી વખતે તેને કહી રાખ્યું છે કે આપણી બાબતમાં તેણે કાંઈ પણ ફિકર કે ચિંતા કરવી નહીં. ઉપરાંત જો આપણે આજે મારે ઘેર પાછા ન જઇએ તો પણ ચાલી શકે તેમ છે. કારણ કે મેં તમામ બાબતોનો વિચાર કરી તેને કહી રાખ્યું છે કે—

આવતી કાલની સાંજ સુધી અમારે બહાર રહેવું પડશે. એટલુંજ નહી પણ આવતી કાલની સાંજ સુધી ચાલે તેટલું ભાથું પણ સાથેજ લઈ લીધેલ છે તેથી આપણને ખાવા બાબતનીએ જરા ચિંતા કરવા જેવું નથી અને પાણી તો આપણે માટે દયાળુ પરમાત્માએ આ સ્થાનમાં ઠેર ઠેર રાખીજ મૂકયું છે."

## પ્રકરણ ૧૯ મું.

### અનુમાનો અને કંઈક સફળતા.

આ પ્રમાણે તેઓએ—સત્યસિંહ અને આનંદે—વિચાર કરી જે ટેકરી ઉપર ઉભા હતા ત્યાંથી નીચે ઉતરવાની શરૂઆત કરી. વચમાં વચમાં તેમનું સૂક્ષ્મ નિરીક્ષણ પણ ચાલતુંજ હતું. તેઓ આખરે એક નાનકડી નદી ઉપર આવી પહોંચ્યા. તે નદીની બન્ને બાજુએ કાદવ ઠરેલો હતો અને તે ઉપર માણસનાં પગલાં પડેલાં જણાતાં હતાં. પગલાંઓનું નિશાન જોઇ તેઓએ અનુમાન કર્યું કે, આ રસ્તે કોઈ માણસો ગયા હોવા જોઇએ. તે પગલાંના નિશાનની દરેક બાજુએ સમાંતરમાં પડેલાં પગલાંનાં નિશાનો કાંઇક ઉડાં ગએલાં હતાં. તે તરફ તે મુસાફરોનું ધ્યાન ગયું અને પુનઃ તેઓ વાતચિત કરવા લાગ્યા.

"આનંદ, આ પગલાંનાં નિશાન જુઓ ! તેઓની એક સરખી બે હારો થઈ છે. તે ઉભય હારોમાં બબે માણસો હતા એમ અનુમાન થાય છે. આ નિશાનીઓ પરસ્પરની સાથે એટલા સમાંતર ઉપર થએલી છે કે જાણે તે જનારા માણસો કવાયત શીખેલા હોય ને !"

"સત્યસિંહ ! તમે જે કહો છો તે હવે મારા ધ્યાનમાં આવી ગયું. તમને મારા ખેતરમાં મૂકી ગયા તે મ્યાનામાં બેસાડીને મૂકી ગયા હોવા જોઇએ. તેને ઉપાડનાર ચાર જણ હોવા જોઇએ. તેમજ ચારેના

ખાંધ ઉપર એકજ સરખો ભાર હોવાથી જાણે તેઓને એક બીજા સાથે બાંધી દીધા હોય ને ! તેમ તેઓને ચાલવું પડેલું હોવું જોઇએ અને તેથીજ તેમનાં પગલાં આટલા બધા પ્રમાણમાં સરખાં પડયાં છે. બીજા બે માણસોનાં પગલાં કરતાં મ્યાનાનો ભાર ઉપાડનારા ચાર માણસોનાં પગલાંનાં નિશાન જરા ઉંડાં પડયાં છે. આ પગલાંઓની સંખ્યા ઉપરથી લાગે છે કે આ રસ્તે બરાબર છ જણા ગયા હોવા જ જોઇએ."

"મને જ્યારે કેદ કરવામાં આવ્યો ત્યારે પણ છ જ માણસો હતા. આ બધાં પગલાં ગુજરાત દેશ તરફ જનારા માણસોનાં છે પણ પાછા જનારાનાં પગલાં કેમ દેખાતાં નથી વારૂ ?"

"રાતોરાત મુસાફરી થએલી હોવાથી અને આ પ્રદેશમાં ક્યાંએ નિશ્ચિત રસ્તો ન હોવાથી અહીંજ ક્યાંય આસપાસમાં તેઓનાં પગલાં પડયાં હશે. હવે તમે ડાબી બાજુ રસ્તો કાઢતા આગળ વધો અને હું જમણી બાજુએ જાઉં છું."

બન્ને જણ જુદી જુદી બાજુએ જવા લાગ્યા. થોડીજ વારમાં સત્યસિંહે આનંદને હાંક મારી અને તે ત્યાં આવ્યા પછી પાછાં ફરતાં પગલાં તેને દેખાડયાં. તે પગલાં નજરે પડતાંજ તેઓ યોગ્ય માર્ગેજ ચાલ્યા જાય છે, એમ તેઓના ધ્યાનમાં આવ્યું.

ખરા બપોરના સખત તડકાનો વખત તેઓએ તે નદીને કાંઠે એક વટવૃક્ષની શીતળ છાયામાં બેસી વ્યતીત કર્યો અને પછી તેઓ પુનઃ પોતાના ધારેલા કામે લાગ્યા. બે ઘડીમાંજ તેઓ બીજી એક ટેકરી ઉપર ચઢી ગયા. અહિંથી આગળ વધવાનો તેમને માર્ગ જણાયો નહિ તેથી આગળ વધવા માટે રસ્તો શોધી કાઢવામાં તેમને બહુજ મહેનત કરવી પડી. વખત પણ બહુજ લાગ્યો. આ ટેકરી ઉપરના સપાટ પ્રદેશને પાછળ નાંખી તેઓ આગળ વધ્યા અને ફરી એક

બાર્ઈની પાસે જઈ ઉભા રહ્યા. ત્યાંથી તેઓએ બહુજ બારીકીથી અવલોકન કરવા માંડયું, તો તેઓને જણાયું કે તેઓ બરાબર પર્વતના મધ્યભાગમાં આવી પહોંચ્યા હતા.

તેઓ આખરે એક વટવૃક્ષની નીચે જઈ લાગ્યા. આ વડના થડની પાસે એક પાળ બાંધેલી હતી. તે બહુજ લાંબા વખતની હોવાથી છિન્નભિન્ન થઈ ગઈ હતી, છતાં પણ તેનાં અવશેષ ચિહ્નો જણાતાં હતાં. તે વટવૃક્ષની નીચે થોડી વાર સુધી બેઠા પછી આનંદ બોલ્યો—

" આ પર્વતના લગભગ મધ્યભાગમાં આવેલા આ વડલાના ઝાડના થડમાં પાળ બાંધેલી છે તે ઉપરથી લાગે છે કે, અહીં આસ-પાસમાં ક્યાંક માણસની વસ્તી હોવીજ જોઇએ. કારણ કે જ્યાં કોઈ પણ માણસ કદી પણ જાય નહિ એવી જગ્યાએ પાળ બાંધવાનો કોઈ પરિશ્રમ લે તેમ લાગતું નથી; માટે અહીંથી આસપાસમાંજ ક્યાંક વસ્તી હશે. તે બાબત હું નિશ્ચયથી કહી શકતો નથી પણ મને ખાત્રી છે કે હું અનુમાન કરવામાં જરાએ ભૂલતો હોઉં તેમ મને તો લાગતું નથી. હજુ દિવસ સારી પેઠે છે. માટે ચાલો, આટલામાંજ ક્યાંક રાત્રે નિવાસ કરવા જેવી કોઇ જગ્યા છે કે નહીં. તે આપણે જોઈ રાખીએ."

પછી તેઓ આગળ ચાલ્યા. થોડાજ વખતમાં તેઓ એક નાળાની પાસે પહોંચી ગયા. અહીં તેમને એક રસ્તો મળી આવ્યો. નાળાની પેલી તરફ એક જાતનું અતિશય જુનું પુરાણું—છિન્નભિન્ન અવસ્થાનું—થોડુંક બાંધકામ તેમની નજરે પડયું. થોડી વાર પછી તેઓ એક જગ્યાએ ઉભા રહ્યા. ત્યાંથી બે રસ્તા જતા હતા. હવે આપણે કયે રસ્તે જવું, તેનો થોડો વખત વિચાર કરી બન્નેએ જુદે જુદે રસ્તે જવાનો નિશ્ચય કર્યો. સત્યસિંહ ડાબી તરફ અને આનંદ જમણી તરફ એમ જુદે જુદે રસ્તે ચાલ્યા.

સત્યસિંહ લગભગ એક હજાર ડગલાં આગળ ગયો હશે તેટલામાં તો તેને એક મંદિરના ઘાટનું મકાન જણાઇ આવ્યું. તે મંદિર પાસે જઈ તેણે તપાસ કરી તો ત્યાં કાયમને માટે કોઈ માણસ રહેતું હોય, તેવું તેને કાંઈ પણ જણાયું નહિ. પણ ત્યાં અવારનવાર મુસાફરો આવતા જતા હોવા જોઇએ એમ તેના ધ્યાનમાં આવ્યા વિના રહ્યું નહિ કારણ કે ત્યાં કોઇએ બનાવેલા ચૂલાઓ તેના જોવામાં આવ્યા. એક ચૂલાની પાસે અર્ધા બળી ગએલાં લાકડાં પણ તેને દેખાયાં. એક તરફ સુકાએલું બળદોનું છાણ અને બીજી તરફ બકુલવૃક્ષની નીચે ઘોડાની લાદ પડેલી જણાઈ. એ ઉપરથી તેણે અનુમાન કર્યું કે, આ જગ્યાએ મુસાફર લોકો મુકામ કરતા હોવા જોઇએ.

તે મંદિરના અંદરના ભાગમાં એક વિશાળ મકાન હતું. તે બહુજ જુનું થઈ ગયું હોય તેવું જણાતું હતું, છતાં તેની મજબુતાઈ કાંઇ કમ નહોતી. તે જોઈ આજની રાત અહીંજ મુકામ કરીને રહેવું, એવો તેણે નિશ્ચય કર્યો.

પછી તે જે જગ્યાએથી બે રસ્તા જુદી જુદી તરફ જતા હતા ત્યાં—પોતે અને આનંદ છૂટા પડયા હતા તે જગ્યાએ—પાછો આવ્યો. પોતે કરેલો નિશ્ચય આનંદને જણાવવા માટે તેણે તેને હાંક મારી.

સત્યસિંહના ત્યાં આવ્યા પછી થોડીજ વારમાં આનંદ પણ ત્યાં પાછો આવ્યો. બન્નેની મુખમુદ્રા ઉપર પ્રસન્નતાની છાયા છવાઇ ગએલી હતી. તે ઉપરથી પોતે આદરેલા કામમાં જરૂર ફત્તેહ મળશે, એવો વિચાર એક સાથેજ તે બન્નેના મનમાં આવવાથી તેમને આનંદ અને સમાધાન થયાં હતાં. સત્યસિંહ પહેલાંજ બોલ્યો કે—" આપણે અહીં સુખેથી રાત વ્યતીત કરીએ તેવી જગ્યા મને જડી આવી છે અને તે અહીંથી પાસેજ છે. "

" જો એમજ છે તો ચાલો, હવે આપણે તે તરફજ જઇએ.

રસ્તામાં ચાલતાં ચાલતાં મારા જોવામાં શું શું આવ્યું તે હું તમને કહી સંભળાવીશ."

તેઓ સદરહુ મંદિર તરફ ચાલવા લાગ્યા. રસ્તામાં આનંદે સત્યસિંહને કહ્યું કે–"સત્યસિંહ! આપણે જે જગ્યાનો શોધ કરીએ છીએ તે અહીંથી લગભગ પા ગાઉ ઉપર છે. હું તમારાથી છૂટો પડયો અને જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ મનુષ્યની વસ્તી હોવાનાં લક્ષણો મને વધારે ને વધારે સ્પષ્ટ દેખાવા લાગ્યાં. હું બહુ હોંશિયારીથી અને સાવધાનપણે આગળ ને આગળ ચાલ્યો જતો હતો. મને થોડી વારમાંજ એક ગુફા દેખાઇ. હું તે ગુફામાં પેઠો અને આગળ ચાલ્યો. જરાક આગળ ગયો તેટલામાં મારી સામેજ થોડા અંતર ઉપર એક દરવાજો હોવાનું દ્રષ્ટિગોચર થયું. પરંતુ ધોળે દિવસે ત્યાં જવું, તે બહુજ જોખમ ભરેલું મને લાગવાથી હું તે ગુફામાંથી પાછો ફર્યો. પછી મેં જ્યારે પાછું વાળીને જોયું તે વખતે તે જગ્યામાંથી ધુમાડો નીકળતો મને દેખાયો. તે ઉપરથી મને ખાત્રી થઇ કે, ત્યાં મનુષ્યની વસ્તી જરૂર હોવી જોઇએ."

એટલામાં તેઓ તે મંદિર પાસે આવી પહોંચ્યા. ઘડી પછી સંધ્યા થઈ અને ચારે તરફ અંધકાર છવાઇ ગયો. તે વખતે આનંદે પોતાની પાસેથી ચકમક કાઢી સુકાએલાં લાકડાં ભેગાં કરી અગ્નિ પ્રકટ કર્યો. આખી રાત અગ્નિ બળતો રહે, તેને માટે પૂરતાં લાકડાં બન્નેએ ભેગાં કર્યાં. પછીથી તેઓ દેવાલયમાં જઇ બેઠા.

આજની રાત અહીંજ વીતાવી દઇ આવતી કાલે પ્રાતઃકાળમાંજ બાકી રહેલી શોધ પૂરી કરવાનો તેઓએ નિશ્ચય કરી લીધો.

ઉદરને થોડી ઘણી શાન્તિ આપવા તેઓએ પાસેના ભાથામાંથી થોડું ઘણું ખાઇ લીધું. પછી પોતાની પાસેના કામળા પાથરી તે ઉપર તેઓ બેઠા. બન્ને પુરૂષો સાત્વિકવૃત્તિના હોવાથી તેઓએ થોડી

વાર સુધી પરમાત્માનાં ગુણુગાન કર્યાં. તેઓના મનમાં આનંદ થયો હતો કે, પોતાનાં કેટલાક અનુમાનો ખરાં પડયાં હતાં અને પોતે હાથમાં લીધેલા અસખ્ય સંકટોથી ભરેલા કામમાં પૂરેપૂરી નહીં તો કેટલેક અંશે સફળતા પામ્યા હતા ખરા ! તેમજ બાકી રહેલું કામ પોતે અવસ્ય પુરૂં કરશેજ, એવી તેમને આશા અને હિંમત હતી.

---

## પ્રકરણુ ૨૦ મું.

### સુલોચનાનો ભેટો.

સત્યસિંહ અને આનંદ એ બન્ને સાત્વિકવૃત્તિના પુરૂષો હતા. તેઓ થોડાજ વખતમાં પરમાત્માના ગુણાનુવાદ અને ભજનાન્દમાં નિમગ્ન થઈ ગયા. ત્યાર પછી તેઓએ સુવાની તૈયારી કરી અને મંદિરનો દરવાજો અંદરથી બંધ કરી લીધો. એટલામાં દરવાજાને કોઇ ધક્કા મારતું હોય, એવું તેમના જાણુવામાં આવ્યું.

સત્યસિંહે દરવાજો ઉઘાડયો અને બન્ને જણા દેવાલયમાંથી બહાર આવ્યા. તે વખતે બે પુરૂષ અને એક સ્ત્રી એમ ત્રણ ઇસમ ત્યાં ઉભાં છે, એમ તેમના જાણુવામાં આવ્યું. તે બન્ને પુરૂષોના પોશાક ઉપરથી તેઓએ અનુમાન કર્યું કે તે માલવદેશમાંના કણબી હોવા જોઇએ. તેમની સાથે જે સ્ત્રી છે, તે કોઇ કુલીન કુળની કામિની—ખાનદાન કુટુંબની સ્ત્રી—હોવી જોઇએ. એવું તેની મુખમુદ્રા અને વસ્ત્રાલંકારો ઉપરથી જણાઈ આવતું હતું. તે સ્ત્રીને જોઇ સત્યસિંહ અને આનંદને બહુજ અજાયબી ઉપજ્યા વિના રહી નહીં.

પોતાની સાથે જે કંઇ સામાન હતો તે કણબીઓએ લાવી મંદિરમાં મૂકયો. પછી તેઓ પોતાના ઘોડાઓનો બંદોબસ્ત કરવા બહાર ગયા. તે સ્ત્રી પોતાને માટે એક આસન નાંખી તે ઉપર બેઠી.

તે વખતે તે સ્ત્રીનું સૌંદર્ય સત્યસિંહ અને આનંદને પૂર્ણપણે દેખાયું. તે સ્ત્રીના સુંદર સ્વરૂપના માધુર્યનું વધુ વિવેચન ન કરતાં એટલું જણાવીશું કે તે સ્ત્રીને અમારા વાંચકો સારી રીતે ઓળખે છે. તેનું નામ સુલોચના હતું, એટલું કહીશું એટલે બસ છે.

પોતાના ઘોડાઓનો બંદોબસ્ત કરી તે બન્ને કણબીઓ પણ પુનઃ દેવાલયમાં આવ્યા. તેઓના બેસી ગયા પછી તે ચારે જણાઓએ આપસ આપસમાં વાતચિત કરવાની શરૂઆત કરી. પહેલવહેલાંજ તે કણબીઓને આનંદે પૂછ્યું—"તમે રસ્તો ભૂલી જઇને આ મંદિરમાં આવ્યા છો કે કેમ ?"

"અમે કંઈ રસ્તો ભૂલી જઈ આ દેવાલયમાં આવ્યા નથી. આજે અમે અહીંથી બે ઘડીના રસ્તા ઉપર આવેલા પરમહંસ પરમાનન્દ સ્વામીના મઠમાં ઉતરવાના—મુકામ કરવાના હતા પણ સૂર્યાસ્ત થઇ ગયો એટલે તે મઠમાં જવાનું આ ભયંકર માર્ગે અને તેમાં પણ આ અંધારી રાતના વખતમાં અમને જોખમ ભરેલું લાગ્યું તેથી ત્યાં ન જતાં અમે અહીંજ રાત વીતાવવા માટે આ મંદિરમાં આવ્યા છીએ."

"તમે આજે ક્યાંથી આવો છો અને આ બાઈ માણસને ક્યાં જવું છે ?" સત્યસિંહે પૂછ્યું.

"હું ઉજ્જયિનીથી આવું છું અને મારે ગુજરાત દેશમાં જવું છે. મારા પહેરવેશ ઉપરથી આપના ધ્યાનમાં તો આવીજ ગયું હશે કે હું માલવ દેશમાં નહિ પણ ગુર્જર દેશમાં નિવાસ કરનારી સ્ત્રી છું." સુલોચનાએ પોતેજ સત્યસિંહના સવાલનો જવાબ આપ્યો.

"બહેન તમે ગુજરાતનાં રહેનારાં છો છતાં તમને અમારી ભાષા બહુજ સારી રીતે બોલતાં આવડે છે તેનું કંઇ કારણ ?"

"મારા પતિ અવન્તિનગરના એક મોટા સરદાર છે—જમીનદાર

છે. તેઓએ મને તમારી ભાષા શીખવી છે.” ત્યાર પછી સુલોચનાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. વળી તેણે કહેવા માંડયું–“ હાય રે દુર્ભાગ્ય ! હવે મારે માટે તેમની બાબતનું સર્વસ્વ છુપાઈ ગયું છે. તેમની ખરેખરી હકીકત કોઇ દિવસે મારા જાણવામાં કે સમજવામાં આવશે ખરી ? ”

ઉક્ત શબ્દો મહા મુશીબતે ઉચ્ચારતાં તેની આંખોમાંથી આંસુઓ વહેવા લાગ્યાં. તે જોઈ સત્યસિંહ અને આનંદને પણ દુઃખ ઉત્પન્ન થયા વિના રહ્યું નહિ. થોડી વાર પછી શોકનો આવેગ અંતઃકરણમાંથી ઓછો થતાં તે પોતાની સાથેના એક કણબીને પૂછવા લાગી કે–“ કેમ ભાઇ ! આવતી કાલે આપણે આ ઘાટમાંથી નિકળી જઈ ગુર્જર દેશમાં જઈ પહોંચીશું કે નહિ ? ”

તેની સાથેના બે કણબીઓમાંથી એક રસ્તાના ભોમિઆનું અને બીજો મજુરનું કામ કરતો હતો. તેઓમાંના એક જણે સુલોચનાએ પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપ્યો કે–“ બાઈ સાહેબ ! કાંઈજ નહિ તો આપણને ગુજરાત દેશમાં જઈ પહોંચવા માટે હજુ પણ દોઢ દિવસ લાગે તેમ છે ! ”

“ ભાઇઓ ! આજે અમે સૂર્યનો ઉદય થયો તે પહેલાં અમારા મકાનેથી નિકળ્યા છીએ અને ઘણે ઠેકાણે રમત ગમત કરતા તથા તદ્દન ધીમે ધીમે ચાલવા છતાં પણ સૂર્યનો અસ્ત થાય, તે પહેલાંજ આ મંદિરમાં આવી પહોંચ્યા છીએ. જો અમે એમ કહીએ તો તે તમે માનશો ખરા કે ? ” આનંદે કણબીઓને પૂછયું.

“ આ પર્વતમાં કેટલાક નજીકના રસ્તાઓ છે એવી વાત અમે ભીલ વિગેરે પર્વત પ્રદેશમાં રહેનારા માણસોના મુખેથી જાણી છે. માલવ દેશમાંથી ગુજરાત દેશમાં પહોંચવા માટે સિંહમુખ ઘાટને રસ્તે અથવા તો બીજે રસ્તે થઇને જેટલો વખત લાગે છે, તેટલો વખત

આડે રસ્તે-પાસેના માર્ગે થઇને જતાં લાગતો નથી એમ કહેવાય છે ખરૂં ! પણ તે રસ્તાઓ કયાં આવ્યા, તે બાબતનો પૂરેપૂરો માહિતગાર માણુસ હજી સુધી જોવામાં આવેલ નથી." તે કણબીઓમાંના એકે કહ્યું.

"મેં અને મારા મિત્રે તેવો નજીકનોજ એક રસ્તો શોધી કાઢયો છે એમાં જરાએ શંકા નથી. આજે જે રસ્તે અમે અહીં આવ્યા છીએ તેજ રસ્તે આવતી કાલે પાછા જવાના છીએ અને અહીંથી નિકળ્યા પછી લગભગ બે પ્રહર જેટલાજ સમયમાં ગુજરાત દેશમાં આવેલા લોહગ્રામમાં અમે પહોંચી જઇશું એવી અમને ખાત્રી છે." આનંદે કહ્યું.

"તો તો આપણે બધાએ સાથેજ મુસાફરી કરીશું એટલે થયું. એમ થવાથી તે રસ્તો પણ અમારા જોવામાં આવશે અને મુસાફરી પણ ઓછી થઇ જશે." એક કણબીએ કહ્યું.

"તેમ બની શકે એમ લાગતું નથી. કારણ કે તે રસ્તેથી તમારા ઘોડાઓને લઇ જઇ શકાશે નહિ અને તમારી સાથેની બાઇ માણુસ પણ તે અટપટા રસ્તેથી મુસાફરી કરી શકશે નહિ." આનંદે નિરાશા દર્શાવી.

"તો પછી ના ઇલાજ. ત્યારે તો અમારે આવતી કાલે અમારા ધારેલા રસ્તેજ મુસાફરી કરવી પડશે. તે માર્ગની મને આટલી માહિતી મળી છે તો તે હું ધ્યાનમાં રાખીશ અને જ્યારે પગે ચાલતાંજ કોઇ મુસાફરને પહોંચાડવાનો વખત આવશે ત્યારે તે રસ્તો મારા ઉપયોગમાં પણ આવશે." કણબીએ નિરાશ થતાં કહ્યું.

"જો તમારી એવીજ ઇચ્છા હોય તો તે રસ્તે જતાં જે જે નિશાનીઓ છે, તેની સમ્પૂર્ણ હકીકત હું તમને કહીશ-રસ્તાની માહિતી બહુ ખુશીથી આપીશ. પણ મને નથી લાગતું કે તે રસ્તો

સુખ સગવડવાળો હોય. હું માનું છું કે તે રસ્તે જનારાએ બહુજ જોખમ ખેડવા જેવું છે." સત્યસિંહે કહ્યું.

"ભલા મુસાફરો! તમે તે રસ્તો ભયંકર અને બહુજ જોખમ ભરેલો છે, એમ કહો છો, તે ઉપરથી મને લાગે છે કે તેમાં તમારો કોઇ જુદોજ હેતુ હોવો જોઇએ. જો તમે મને તે રસ્તો દેખાડશો તો હું કાંઇ બધાએ મુસાફરો તે રસ્તેથી લઇ જઈ, તમારી કમાણીમાં આડખીલ કરીશ, એવું માનવાનું કે સમજવાનું તમારે કાંઈ પણ કારણ નથી."

કણબીનું ઉક્ત ભાષણ સાંભળી સત્યસિંહ અને આનંદને અંતઃકરણથી હસવું આવ્યું. આનંદે પોતાના સાથી સત્યસિંહને જરા ધીમેથી કહ્યું કે—"આપણામાંથી એક માણસ રસ્તાના ભોમીઆનો ધંધો કરે છે, એમ આ બિચારા કણબીઓની સમજ થઇ છે અને તેથીજ તે આમ બોલે છે."

"ભાઇઓ! અમે આ જન્મમાં તો રસ્તાના ભોમીઆનો ધંધો કરીને નિર્વાહ કર્યો નથી. અમારો કાંઇ વટેમાર્ગુઓના ભોમીઆ તરીકેનો ધંધો નથી. તેવો ધંધો અમે કર્યો નથી અને હવે પછી કરવાનો પણ વિચાર કે ઇચ્છા નથી. તમે સમજ્યાને? અમો બન્નેએ તે પાસેના રસ્તાનો આજે શોધ કર્યો છે. તે માર્ગ સાક્ષાત્ રીતે જોવાની તમારી ઇચ્છા હોય તો અમે તે તમને ખુશીથી બતાવવા સર્વ રીતે તૈયાર છીએ. અમારૂં ફક્ત આ ભાગમાં એક કામ છે તે પુરૂં થતાંજ અમે પાછા તેજ રસ્તે જવાના છીએ." સત્યસિંહે તે માર્ગદર્શકની ભુલ ભાંગી.

આવું સત્યસિંહનું કથન સાંભળી તે મુસાફરોનો માર્ગદર્શક શરમાઇ ગયો. તે બોલ્યો—"સદ્‌ગૃહસ્થો! તમે પણ મારા જેવાજ વટેમાર્ગુઓના ભોમિઆનો ધંધો કરતા હશો, એવી મારી સમજણ

થવાથી મેં ઉપર પ્રમાણે બોલી જવાનું મૂર્ખપણું કર્યું. તે માટે તમો કૃપા કરી માઠું લગાડશો નહિ અથવા મારા ઉપર ગુસ્સે થશો નહિ. મેં જે મૂર્ખતા કરી તેને માટે તમે મને માફી આપશો, એવી મને આશા છે: પણ જો તમને માઠું ન લાગે તો હું તમને કાંઈ પૂછવા માગું છું."

"તમારે જે કાંઇ પૂછવું હોય તે સુખેથી પૂછી લ્યો."

"તમે શોધી કાઢેલો માર્ગ ભયાનક છે–જોખમ ભરેલો છે, એમ તમેજ કહો છો તો તમે તે માર્ગની ખાસ કરીને શોધ કરતા આવવાનું અને પાછા તેજ માર્ગે જવાનું કારણ શું?"

"અમારૂં કામ તેવાજ મહત્વનું છે. મારો પાસેનોજ એક સગો આજ પર્વતમાંની એક જગ્યાએ કેદમાં છે. એવો મને પાકો વિશ્વાસ હોવાથી આ ગૃહસ્થને મદદ માટે મારી સાથે લઈ તે જગ્યા શોધી કાઢવા માટે હું ભમતો ફરૂં છું." સત્યસિંહે તે કણબીને ખરો ખુલાસો આપ્યો.

"ઓય તારીની! ઘણું કરીને અહીંથી પાસેજ જે એક જુનો અને ડુંગરી કિલ્લો છે, તેનીજ શોધખોળ તમે કરતા હશો નહીં વારૂ? તે કિલ્લો પરમહંસ સ્વામી પરમાનંદના મઠથી કાંઇ બહુ દૂર નથી– પાસેજ છે. મેં થોડા વર્ષ પહેલાં તે કિલ્લો જોયો હતો ખરો?"

તે માર્ગદર્શક કણબીનું ભાષણ સાંભળતાંજ સત્યસિંહના મનમાં એકદમ પ્રકાશ પડયો. પરમ દિવસે સાંજે જે વખતે પોતાને એક જગ્યાએ ઉભો રાખવામાં આવ્યો હતો અને તે વખતે ત્યાં થતું ભજન પોતાના સાંભળવામાં આવ્યું હતું, તે ભજન તે મઠમાંના સ્વામીનું હોવું જોઇએ એ વાત એકદમ તેના ખ્યાલમાં આવી ગઈ. તેમજ સરદાર સામંતસિંહ પણ તેજ જગ્યાએ કેદ છે, એ બાબતમાં હવે તેના મનમાં જરાએ શંકાજ રહી નહીં. થોડી વાર પછી સત્યસિંહે

તે કણબીને પૂછ્યું કે—

"તે સ્વામીના મઠમાં જવાનો માર્ગ ચઢાવવાળો છે ખરૂં કે!"

સત્યસિંહે તે કણબીને પૂછેલા પ્રશ્નનો આંતરિક હેતુ તત્કાલ આનંદના ધ્યાનમાં આવી ગયો. તે પ્રશ્નનો તે કણબી શો જવાબ આપે છે, તે સાંભળવા માટે આનંદ બહુ ઉત્સુક થઈ ગયો.

"માલવદેશમાંથી ગુજરાત તરફ જતાં તે મઠ તરફ જનારો રસ્તો બહુ ચઢાવવાળો છે. ભાર લાદેલાં બે જનાવરો પણ એક સાથે તે માર્ગમાંથી જઇ શકે નહીં તેવો તે માર્ગ સાંકડો અને તદ્દન વાંકો-ચુંકો છે. ઘણા વર્ષો પહેલાં તે મઠમાં મુસાફરોને એક અતિથિ તરીકે માનવામાં આવતા હતા તેથી ત્યાં મુસાફરોની આગતા-સ્વાગતા બહુ સારી રીતે થતી હતી. હવે પહેલાં જેવી આગતા-સ્વાગતા મુસાફરોની ત્યાં થતી નથી. હવે ખાસ કરીને જરૂર પડયા વિના ત્યાં કોઈ વટેમાર્ગુ જતાં પણ નથી. જે બાવાઓ ત્યાં રહે છે, તેમનું ગુજરાન શી રીતે થાય છે, તે બાબતમાં રહી રહીને મારા મનમાં અજાયબી થયા કરે છે. કારણ કે તે મઠને રાજ્ય તરફથી અથવા કોઈ ધનવાન ગૃહસ્થ તરફથી વર્ષાસન મળતું નથી. તેમજ તેને કોઇ ઇનામી ગામ પણ મળેલું નથી એમ સાંભળવામાં છે આજે આઠ દશ વર્ષ થયાં તે મઠમાં ઘણું કરીને કોઈ મુસાફરો પણ ઉતરતા નથી કે તેમની ઉદારતા ઉપર તે બાવાઓનું ગુજરાન થતું હોય. કોણ જાણે શું એ હશે!"

"તમારા બોલવા ઉપરથી લાગે છે કે તે મઠમાં રહેનારા બાવા-ઓની બાબતમાં તમારો મત સારો નથી."

"હા. એ વાત તદ્દન ખરી છે. કારણ કે—આજકાલ તે મઠમાં રહેનારા જોગટાઓ બહુજ ફાટી ગયા છે અને પ્રપંચી પણ થઇ ગયા છે. મેં આ ઘાટને રસ્તે સેંકડો વખત મુસાફરી કરી છે. મારા અનુ-ભવ ઉપરથી હું વગર શકે કહી શકું તેમ છું કે, તે જોગટાઓ પહેલાં

જેવા નમ્ર અને દયાળુ દેખાતા હતા તેવા હવે દેખાતા નથી. એ ખરૂં છે કે હજુ સુધી તેઓ મુસાફરોને લુંટતા નથી પણ કોઈ ભૂલ્યો ચૂક્યો કે રડયોખડયો ત્યાં જઈ ચઢે તો તેની કાંઇ પણ બરદાસ્ત થતી નથી. કોઈ કોઇ વખત હવે તેઓ પોતાના સાધુપણાને એક તરફ બાજુએ મૂકી દે છે અને મુસાફરો ઉપર જુલમ ગુજારવામાં પાછી પાની કરતા નથી. તેથી હવે જે મુસાફરોને આ મંદિરની માહિતી છે, તેઓ કંઈ તે મઠમાં ઉતરવા માટે જતા નથી. જો સાથે કોઈ બાઈ માણસો હોય તોજ અમે તે મઠમાં ઉતરવા જઇએ છીએ, નહીં તો નહીં પણ જો અમારી સાથે મુસાફરો બધાએ પુરૂષો હોય તો ખાસ કરીને અમે તે મઠમાં ઉતરવા માટે જતાજ નથી."

"હું જે કાંઈ તે રસ્તામાં ભય હોવાનું કહું છું તે ભય એજ ! તે શિવાય બીજો કોઈ જાતનો ભય નથી. કારણ કે, તે મઠમાં રહેનારા અથવા તો તે પડી ગએલા ડુંગરી કિલ્લામાંના લોકોનો ઉપદ્રવ તે માર્ગેથી મુસાફરી કરનારા મુસાફરોને થવાનો સંભવ છે એવી મારી માન્યતા છે." સત્યસિંહે કહ્યું.

"અને હું પણ તેવોજ મત ધરાવું છું." આનંદે કહ્યું.

"તમે એમ શા ઉપરથી કહો છો ?"

"તે સંબંધમાં તમારી પાસે વધારે ખુલાસો કરવામાં હરકત નથી. તે મઠમાં રહેનારાઓના સંબંધમાં તમારા મુખમાંથી તિરસ્કાર સૂચક શબ્દો ઉચ્ચારવામાં આવ્યા છે, તેથી અમારૂં ધારેલું કામ શું છે–કેવું છે–અમે કયા કાર્યની સિદ્ધીને માટે આવા વિકટ વન–વગડામાં જોખમ ભરેલા અને ભયાનક પ્રદેશમાં–રખડતા ફરીએ છીએ, તે તમારી પાસે છુપું રાખવાની અમને બહુ આવશ્યકતા જણાતી નથી. અમારી તમામ હકીકત વિસ્તારીને કહેવાની અમને જરૂર લાગતી નથી તેથી ટુંકાણમાં એટલુંજ કહીશું કે, અવંતિનગરીનો એક મહાન્–ધનવાન્ સરદારને તે કિલ્લામાં અથવા તો ત્યાં નહીં તો તે મઠમાં

એમાંથી એક ઠેકાણે અન્યાયથી બંધીવાન બનાવવામાં આવ્યો છે એવી અમને પાકી ખાત્રી છે. અમે પોતે સાક્ષાત્ સરદાર સામંતસિંહને તે કિલ્લામાં જોયેલ છે."

સત્યસિંહ બોલતો હતો તેટલામાં વચમાંજ સુલોચના બહુજ આશ્ચર્યચકિત થઇ અને તેને પૂછવા લાગી કે–"તમે કોને–કોને... ત્યાં જોયા ?"

"મેં ત્યાં અવંતિનગરીના નિવાસી સુપ્રસિદ્ધ સરદાર સામંતસિંહને તે ઠેકાણે પ્રત્યક્ષ જોયા ! તે સરદાર અત્યારે તે કિલ્લામાં બંધીવાન છે." તેટલાજ આશ્ચર્યથી સત્યસિંહે સુલોચનાને જવાબ આપ્યો.

"તો શું તે નામનાજ બે સરદારો અવન્તિનગરીમાં છે ?"

"તે હું પૂરેપૂરૂં જાણતો નથી છતાં પણ અવંતિનગરીમાં તે નામના બે સરદાર નથી, એવું મારૂં પોતાનું અનુમાન છે. પણ બહેન ! તમારો આ સવાલ મને બહુજ ચમત્કારિક લાગે છે. આવો પ્રશ્ન મને પૂછવાનું ખરેખરૂં કારણ તમે કહેવાની કૃપા કરો. કારણ કે–એકજ નામના બે સરદાર તો નહીં હોય ને ? એવી મને પણ શંકા છે."

સત્યસિંહની વાત સાંભળી સુલોચનાને જરા સમાધાન થયું અને જરા જરા આનંદ પણ થયો. તેણે ફરી સત્યસિંહને પૂછ્યું–

"પહેલાં તમેજ મને કૃપા કરી કહો કે, શું ખરેખર તે કિલ્લામાં તેજ નામના સરદારને તમે પ્રત્યક્ષ જોયા છે ?"

"હા બહેન ! હું પરમાત્માના સોગંદ ખાઈને–પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, મેં તેમને ત્યાં અવશ્ય જોયા છે."

તે સાંભળી સુલોચનાને સત્યસિંહ ઉપર વિશ્વાસ આવ્યો. તે પોતાના ચળવિચળ થઈ ગએલા ચિત્તને શાંત કરી ગંભીરપણે કહેવા લાગી કઃ–

"પરોપકારી સજ્જન ધર્મબંધુ ! તમે મારી હકીકત ધ્યાનપૂર્વક સાંભળો."

## પ્રકરણ ૨૦ મું.

### હું તેમની ધર્મપત્ની છું !

" તે પ્રશ્નનું કારણ હું તમને સ્પષ્ટપણે કહું છું. તે સરદાર મારા પતિ છે અને હું તેમની અર્દ્ધાંગના-ધર્મપત્ની છું !

અમારાં લગ્ન થયા પછી તેઓ ચંપાવતી નગરીમાંથી એકાએક અલોપ થઈ ગયા. કેટલાંક વર્ષો પછી તેઓ પાછા અવંતિનગરીમાં આવ્યા છે, એ વાત મારા જાણવામાં આવી. હું એકદમ મારા પતિનાં દર્શન કરવા માટે અવંતિનગરીમાં ગઈ. એ મહિના પહેલાં તેની મને મુલાકાત પણ થઇ.

પ્રેમાળ પ્રમદાઓ-સ્નેહાળ સુંદરીઓ-નો પોતાના પતિની ઉપર કેટલો બધો પ્રેમ હોય છે, તેની કલ્પના પ્રેમાળ મનની માનુની શિવાય બીજા કોઇને આવી શકે તેમ નથી. ખરા અને પવિત્ર પ્રેમનો પ્રબળ પ્રભાવં કાંઈ ઓરજ હોય છે. તેજ પ્રેમ-દેવતા અમારા-સ્ત્રીઓના-ભોળા અંતઃકરણના પટ ઉપર પતિના પવિત્ર પ્રતિમાનું સ્વરૂપ આલેખી દે છે !

અવન્તિનગરીમાંના સરદાર ( સામંતસિંહની ) મેં તરતમાંજ-અવન્તિનગરીમાં પહોંચ્યા પછી-મુલાકાત લીધી. તે વખતે તેને જોતાંજ મારા પ્રેમદેવે તત્કાળ મને એવુંજ કહી દીધું-તેને જોતાંજ મારી વૃત્તિઓ એટલી બધી ફેરવાઈ ગઈ અને મેં પણ માની લીધું કે તે મારો પતિજ નથી. એવું મને જણાતાંજ અને પ્રેમદેવે કહેતાંજ એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં હું એકદમ તેની પાસેથી ચાલી નિકળી.

અત્યંત સદાચારી, સાલસ, નિર્વ્યસની, પરમ પ્રેમી અને ઉદાર

એવા અનેક ગુણોથી વિભૂષિત થએલ મારા પતિરાજ ક્યાં અને તે દારૂડીઓ, નિર્લજ્જ, વ્યસની અને ઉન્મત્ત માણુસ ક્યાં ? મને તે માણુસમાં અને મારા પતિમાં અવની અને આકાશ જેટલું અંતર જણાયું.

ઘણાં વર્ષ થઈ ગયાં છે અને મારા પતિને મેં જોયા નથી પણ હું તેમને જોતાંજ તરત પારખી શકું તેમ છું. તેમને જોયે મને બાર વર્ષ થઈ ગયેલાં હોવાથી જો કે અત્યારે તેમના વાળ પાકી ગયા હશે, અવાજ બદલાઇ ગયો હશે, શરીર ઉપરની ચામડી બરછટ થઇ ગઇ હશે, અને કદાચ ન કરે નારાયણને તેમની ખુંધ નિકળી તેઓ બુઢ્ઢા થઇ ગયા હશે એટલુંજ નહીં પણ જો દુઃખમાં પડી જવાથી તેમની મુખમુદ્રા પૂર્ણપણે પલટાઇ ગઇ હશે તો પણ તેમનું દર્શન થતાંજ મારો પ્રેમ પોતેજ આગળ વધીને કહેશે કે, " તું તેને પગે પડ ! "

અત્યારે અવન્તિનગરીમાં જે કોઇ બીજોજ ગૃહસ્થ તેમનું નામ ધારણ કરીને રહ્યો છે, તેનો ચહેરો બરાબર મારા પતિના ચહેરા સાથે મળતો આવે છે, છતાં પણ જો તેવા ચહેરાના દશ હજાર માણસો ભેગા કરવામાં આવે તો તેમાંથી હું ખુદ મારા ખરા પતિને તરતજ ઓળખી લઇશ-કાઢીશ."

સુલોચનાની વાત સાંભળી સત્યસિંહ અત્યંત આશ્ચર્યથી બોલ્યો કે-" બહેન ! તમારૂં કથન સાંભળી મારા મનમાં જુદીજ જાતની કલ્પનાઓ ઉત્પન્ન થવા લાગી છે. અત્યારે અહીંથી પાસેજ જે ગૃહસ્થ બંધીખાનામાં પડયો છે, તેને 'આ મારા મિત્ર આનંદે ત્યાંને ત્યાંજ છ વર્ષ પહેલાં જોયો હતો. ઉપરાંત પરમ દિવસે જ્યારે તેણે મને, પોતાને મુક્ત કરવાની વિનંતિ કરી ત્યારે તેણે કહ્યું હતું કે-' હું અહીં ઘણાં વર્ષો થયાં બંધીખાનામાં પડેલો છું !' બહેન ! આ સમયે અવન્તિનગરીમાં જે સરદાર સામંતસિંહ એ નામનો ગૃહસ્થ રહે છે, તે મારો બનેવી છે. એટલા માટે હું તમને પ્રાર્થના કરૂં છું કે, તમે

સરદાર સામંતસિંહ નામની વ્યક્તિના સંબંધમાં જે કાંઇ પણ જાણતા હો તે કૃપા કરી મને કહી સંભળાવો.”

“ભાઈ! તમારો અને મારો આ નિર્જન પર્વતમાં આકસ્મિક રીતે મેળાપ થાય, એને એક ઈશ્વરી જોગાજોગજ કહેવો જોઇએ. તમે તમારા સગા એવા ગૃહસ્થને છોડાવવાની ખટપટમાં પડયા છો-કોશીશ કરો છો પણ હું તો મારા પતિના સંબંધમાં તદ્દન હતાશ-નિરાશ થઈ મારા સ્વદેશમાં જાઉં છું. મારા પતિની ઉપર કોઇ પણ જાતનું ભયંકર સંકટ આવી પડેલ છે, એમ મારો મનોદેવતા એક સરખી રીતે વારંવાર મને કહ્યા કરે છે. અત્યારે જે ગૃહસ્થ મારા પતિનું નામ ધારણ કરી તેમની તમામ સંપત્તિનો ઉપભોગ લે છે, તે કોઇ લુચ્ચો માણસ છે અને તેણે મારા પતિનો ઘાત કર્યો હોવો જોઇએ એમ વારંવાર મારા મનમાં આવ્યા કરે છે. એક વખત આ વાતની પૂરેપૂરી તપાસ કરી મનની ખાત્રી કરી લેવાનો વિચાર મારા મનમાં આવ્યો હતો પણ હું સ્ત્રી જાતિ પરદેશમાં એકલી અને પૈસાના સંબંધમાં જરા અશક્ત હોવાથી મારૂં ડહાપણ કયાં સુધી ચાલી શકે? એવો વિચાર કરી નિરાશ થઇને હું સ્વદેશમાં પાછી જવા નીકળી છું; પણ તમારી આવી રીતે અચાનક મુલાકાત મળી આવવાથી પુનઃ મારા મનમાં આશા ઉત્પન્ન થઇ છે. મારા પતિ હયાત છે અને તેમનાં દર્શન થવાનો યોગ તુરતમાંજ આવશે, એમ મારા મનમાં આવવાથી મને ઉત્સાહ આવે છે. આ ભયાનક-નિર્જન પ્રદેશમાં આપણો અકલ્પિત રીતે ભેટો થઈ જવાથી હું નિશ્ચયથી અને નિઃશંક-પણે માનુ છું કે, મને મારા પતિની મુલાકાત કરાવવા માટે ઇશ્વરના મનમાં આવવાથી તેણેજ આવી રીતે અચાનક આપણને મેળવ્યાં છે. ભાઇ! હું તમને મારી તમામ હકીકત કહીશ; જે ઉપરથી મારા પતિ કેટલા ઉદાર-દયાળુ-સદાચરણી-નિર્વ્યસની-પાપભીરૂ અને સજ્જન

છે, તે તમારા ધ્યાનમાં આવી જશે. તેમજ આ સમયે જે મનુષ્યે તેમનું નામ ધારણ કર્યું છે, તેમાં અને મારા પતિમાં કેટલું બધું અંતર છે, તે પણ તમારા ધ્યાનમાં આવ્યા વિના રહેશે નહિ.”

એટલું કહી સુલોચના થોડી વાર સુધી સ્તબ્ધ રહી. ઉક્ત શબ્દો તે સ્ત્રીએ એટલી બધી લાગણી સાથે અને અંતઃકરણમાંથી ઉચ્ચાર્યા હતા કે તે સાંભળીને ફક્ત સત્યસિંહનેજ નહિ પણ તેના મિત્ર આનંદને અને તેની સાથેના માણસોને પણ સુલોચનાની દયા આવી અને તેમની આંખોમાં પાણી ભરાઇ આવ્યું.

પોતાની દુઃખમય કર્મકથા કહેતાં તે પોતે કરૂણારસની પ્રત્યક્ષ પ્રતિમા જેવીજ બની ગઇ હતી. સુલોચનાએ પ્રથમ પોતાની જે હકીકત વિલાસવતીને કહી સંભળાવી હતી તેજ હકીકત અત્યારે સત્યસિંહ વિગેરે ચારે જણને કહી સંભળાવી. તેની તે કરૂણાજનક કર્મકથા સાંભળી ચારે શ્રોતાઓ પોતાના દેહનું ભાન ભૂલી ગયા. સુલોચનાએ પોતાના કંઠમાંનો મૌક્તિક હાર કાઢી જ્યારે તે શ્રોતા-ઓની સમક્ષ મૂકયો ત્યારે તો તે મૌક્તિક (મોતી)ની સાદ્રશ એવાં અશ્રુબિંદુઓ ચારેના નેત્રોમાંથી ટપોટપ બહાર પડવા લાગ્યાં. પોતાની કર્મકથા પૂર્ણ કરતાં છેવટે તે બોલી—“ભાઇ! તમારા અને તમારા મિત્રના તમામ પ્રયત્નો સફળ થઇ મારા પતિના સંબંધમાં જે ગૂઢ ભેદ સમાઈ રહ્યો છે, તેનો ખુલ્લાસો થાય એવી મારી ઇશ્વર પાસે પ્રાર્થના છે. મારા પતિનો તે ભયંકર બંધીખાનામાંથી છુટકારો થશે અને મારૂં સૌભાગ્ય મને પાછું પ્રાપ્ત થશે તો હું તમારા બન્નેની મારા આખા જન્મારા સુધી ઉપકૃત રહીશ. હું જો મારા ચામડાના જોડા કરાવી તમારા પગમાં પહેરાવું તો પણ તમારા ઉપકારનો બદલો મારાથી વાળી શકાશે નહિ તે નહિજ!

“તે કિલ્લામાં જે આજ ઘણાં વર્ષ થયાં કેદ થએલા છે, તેઓ

નક્કી મારા પતિજ હોવા જોઇએ એમ મને મારૂં હૃદય કબુલાત આપે છે. આ બાબતનો તમામ ખુલ્લાસો જ્યાં સુધી થશે નહિ ત્યાં સુધી હું આ પર્વતમાંથી પેલી તરફ જઇશ નહિ. ભાઇ! તમે જે કામ હાથમાં લીધું છે તેને અધવચમાંજ કૃપા કરી છોડી દેશો નહિ. મને તમારી એક ધર્મની બહેન સમજી તેટલી ભિક્ષા અવસ્ય આપજો. જો તમે ગરીબ હશો અને દ્રવ્ય પ્રાપ્ત કરવાના બીજા ઉદ્યોગો આ કામમાં તમને આડા આવતા હશે તો તેના સંબંધમાં પણ તમને શંકા કરવાનું કારણજ ન રહે તેથી હું સ્પષ્ટપણે કહું છું કે, પરમાત્માએ કૃપા કરી મને પુષ્કળ દ્રવ્ય આપ્યું છે. તમે જેટલું દ્રવ્ય મારી પાસેથી માગશો તેટલું દ્રવ્ય તમને આપવાનું મારામાં સામર્થ્ય છે."

બીજી પણ તે પાંચે જણાઓમાં થોડી ઘણી ચર્ચા થઇ. સુલોચનાની સાથેના બે માણસોએ પણ સત્યસિંહ અને તેના મિત્ર આનંદને પોતાથી બનતી દરેક સહાયતા આપવાનું કબુલ કર્યું. થોડી વાર પછી તેઓએ ક્ષુધાને શાન્ત કરી. વાંચક જાણે છે કે આ કાર્યથી સત્યસિંહ અને આનંદ તો પહેલાંજ પરવારી ગયા હતા. પર્વત પ્રદેશમાં સ્વાભાવિક રીતે ઠંડી વધારે હોય છે, તેનું નિવારણ કરવા તેઓએ એક સારી તાપણી કરી. સત્યસિંહ અને આનંદે પહેલાં પોતાની ઉપર જે કાંઇ વીતી ગયું હતું તેની હકીકત એક બીજાને કહી તે ઉપરથી અનુમાનો કરવાની તેઓએ શરૂઆત કરી. વિંધ્યાદ્રિ પર્વતમાંથી વારંવાર મુસાફરી કરનારા માર્ગદર્શકોને જે માહિતી હતી તેના આધારે અને પોતાની ઉપર જે કાંઇ વીત્યું હતું તેને આધારે તેઓએ અનુમાન કર્યું કે, અહીંથી પાસેજ આવેલા મઠમાં સરદાર સામંતસિંહ બંધીવાન છે."

તેઓએ અનેક વિચારો કર્યા. આખરે સત્યસિંહ કહેવા લાગ્યો કે—

"હવે આપણા આ સાહસિક અને જોખમ ભરેલા કાર્યની

સિદ્ધિ કરવા માટે હું એક યુક્તિ બતાવું છું. મારા મિત્ર આ આનંદને અને મને—બન્નેને ત્યાંના પહેરેગીરો એટલે સશસ્ત્ર સિપાઇઓ ઓળખે છે. એટલા માટે અમારે સરળ માર્ગે જઇ ત્યાં રહેવા માટે ત્યાંના લોકો પાસે પરવાનગી માગવી, એ બહુજ જોખમ ભરેલું અને જીવ સટોસટનું કામ છે. આ બાઇ અને આ માર્ગદર્શકોને ત્યાંના લોકો ઓળખતા નથી માટે તમારે ત્રણે જણાંઓએ તે મઠમાં જઇ ઉતરવું. તમારે ત્રણે જણાંઓએ બને તેટલી સૂક્ષ્મ દ્રષ્ટિએ તે જગ્યાનું નિરીક્ષણ કરવું અને ત્યાંની તમામ પરિસ્થિતિથી અમને વાકેફ કરવા. તેથી સરદાર સામંતસિંહ કયે ઠેકાણે બંધીવાન છે, તે અમારા ધ્યાનમાં આવવા માટે તમારી હકીકત અમને ઉપયોગી અને મદદરૂપ થઇ પડશે. આ પ્રમાણે તમે તે મઠનું નિરીક્ષણ કરશો ત્યાં સુધીમાં અમો બન્ને જણ પણ છુપે માર્ગે જઇ તે કિલ્લાની પરિસ્થિતિથી વાકેફ થઇ આવીશું. આનંદે આજે સાંજે જે ગુફા જોઇ છે, તેને બીજે છેડે જે દરવાજો છે, તે કિલ્લામાં પ્રવેશ કરવાનોજ દરવાજો હોવો જોઇએ. એ બાબતમાં હવે અમારા હૃદયમાં જરાએ શંકા રહી નથી. એવી રીતે એ માર્ગદર્શકોએ અને સુલોચનાબહેને રાજમાર્ગે મઠમાં જવું અને ત્યાંની તમામ જગ્યાનું સૂક્ષ્મપણે અવલોકન કરવું, અને અમારે બન્નેએ પણ છુપે રસ્તે જઇ ત્યાંનું નિરીક્ષણ થઇ રહ્યા બાદ પુનઃ આ મંદિરમાં આવવું અને તમારે પણ પાછાં અહીંજ આવવું. તે વખતે જે કાંઇ નિષ્પન્ન થશે તે ઉપરથી આપણે પછી શું કરવું ? તેનો વિચાર નક્કી કરી લઇશું. કેમ, મારૂં કહેવું તમારા બધાના સમજવામાં તો આવી ગયું ને ? !

સત્યસિંહની યોજના સર્વેને પસંદ પડી. રાત પણ બહુજ વીતી ગઇ હતી અને બીજે દિવસે પુનઃ ઉદ્યોગે લાગવાનું હોવાથી તેઓ તરતજ સુઇ ગયાં. થોડી વાર પછી તો તેઓ ભરનિદ્રામાં પડી ગયાં.

કોઈ પણ પ્રકારનું સંકટ ન આવતાં તે રાત પસાર થઇ ગઈ.

બીજે દિવસે સૂર્યોદય થતા પહેલાંજ પાંચે જણાં જાગૃત થઇ ગયાં. મંદિરની પાસેનાજ એક નાનકડા તળાવ ઉપર જઇ તેઓએ પ્રાતઃક્રિયાઓ કરી લીધી અને સાથે થોડો થોડો નાસ્તો પણ કરી લીધો. રાત્રે નક્કી કર્યા પ્રમાણે તેઓ બે ભાગમાં વહેંચાઇ ગયાં. તરતજ પોતાનું કામ પૂર્ણ કરવા તેઓ પોતપોતાને માટે નક્કી થએલા માર્ગે લાગી ગયાં.



## પ્રકરણ ૨૧ મું.



### ભયાનક મઠ.

સુલોચના અને તેની સાથેના માણસો તે મઠ તરફ જવા નિકળ્યાં. સુલોચના ઘોડા ઉપર બેઠી હતી અને આજુબાજુ તેના માણસો ચાલતા હતા. ઘોડો તથા તેની આસપાસના માણસો ધીમે ધીમે સિંહમુખ ઘાટના માર્ગે ચાલવા લાગ્યાં. લગભગ બે ઘડી ચાલ્યા પછી તેઓ એક સાંકડા રસ્તાની પાસે આવી પહોંચ્યાં. ત્યાંથી આગળ વધવાનો રસ્તો બહુજ સાંકડો અને ખડબચડો હતો. પર્વતનો ભાગ વચમાંથી તુટી ગયો હતો અને તેથી નીચેના ભાગ તરફ એક બહુજ ઉંડી ખાઇ પડી ગઇ હતી. તે ખાઇ જોતાં સુલોચનાને બહુજ ભય લાગવા માંડયો. તેના એક માણસના ધ્યાનમાં સુલોચનાની તેવી સ્થિતિ આવી. જવાથી તેને આશ્વાસન આપતાં તે કહેવા લાગ્યો કે—"બાઇ! આ રસ્તો બહુ ભયંકર હોવાથીજ કાલે સાંજે મઠમાં ન જતાં આપણે તે મંદિરમાં મુકામ કર્યો હતો. અમારા ઘોડાઓને આવા વિકટ રસ્તે ચાલવાની ટેવ છે. તે કાળી રાત્રે પણ આ રસ્તેથી વગર અડચણે ચાલી જાય તેમ છે, એ ખરૂં છે છતાં પણ આવા વિકટ

માર્ગે વખત એવખત જવું તે કરતાં દિવસે જવું. એ વધારે સારૂં, એમ માનીનેજ અમે તમને તે મંદિરમાં લઈ ગયા હતા. બાઈસાહેબ! ગઈ કાલે આપણે તે મંદિરમાં રહ્યાં તે બહુ સારૂં થયું ખરૂં ને?"

"ઈશ્વરની ગતિ બહુ અગમ્ય અને અકળિત છે. તેને આપણા જેવા તુચ્છ માણસો શી રીતે જાણી શકે. વારૂ પણ હવે મઠ કેટલે છેટે છે?"

"હવે તે મઠ કાંઇ બહુ દૂર નથી, પણ રસ્તો બહુ વાંકો-ચુકો હોવાથી આપણે બહુ ચાલવું પડશે એટલુંજ!"

"એક રીતે તે પણ બહુ સારૂં છે કારણ કે, આપણને તે મઠમાં જતાં જેટલું મોડું થાય તેટલું લાભદાયક છે. આપણે એકાદ જગ્યાએ કવખતે જઈ પહોંચીએ તો તે જગ્યાએ રહેવાનો આપણો હક્ક થઇ જાય છે."

ચાલતાં ચાલતાં તે ત્રણે મુસાફરો ભર બપોરના વખતે તે મઠના દરવાજે આવી પહોંચ્યાં. જે જગ્યાએ તે મઠ આવેલો હતો તે જગ્યાનું યથાર્થ વર્ણન કરવું એ અશકય છે. ટુંકામાં તે મઠ બહુજ દુર્ગમ જગ્યાએ આવેલો હતો. કલ્પના કરો કે, એક મોટા પર્વતની હાર છે, તે અંદરથી પોલી છે અને તેને જ્વાલામુખી પર્વત પ્રમાણે ઉપરની બાજુએ મુખ છે, તેનો અંતર્ભાગ કે જે તદ્દન પોલો છે, તેમાં એક મજબુત ઈમારત બાંધેલી છે, તે ભવ્ય અને દ્રઢ ઈમારતના દરવાજા ઉપરજ આ સમયે સુલોચના ઉભી હતી.

એટલે કહેવાનો ખરો ભાવાર્થ એ છે કે, તે મઠની ચારે તરફ કુદરતેજ દિવાલો ઉભી કરેલી હતી અને તે દિવાલો બહુજ મજબુત હોવા સબબ અંદરની ઈમારતનું પૂર્ણપણે રક્ષણ કરવા સમર્થ હતી. એ દિવાલોને તોડી અંદરની ઈમારત ઉપર હલ્લો કરવાનું કામ મનુષ્ય શક્તિ બહારનું હતું.

આ મઠ જે પર્વતના પેટમાં બનાવવામાં આવ્યો હતો તે પર્વત ફક્ત એજ જગ્યાએ તુટેલો હતો. તેટલીજ જગ્યામાંથી તે પર્વતના પેટમાં આવેલી ઇમારતના બહાર જવાના સૃષ્ટિનિર્મિત બે માર્ગ થયા હતા. આ બે રસ્તાઓમાંથી એક રસ્તે સુલોચના તે મઠના દરવાજા પાસે આવી ઉભી હતી અને બીજો માર્ગ ત્યાંથી તદ્દન સામેની દિશા તરફ હતો. તે એક તુટી ગએલા પર્વતના ભાગ પાસેજ પૂરો થતો હતો. આ માર્ગે મઠમાંના લોકો બહાર જતા પણ બહારથી અંદર આવનારને માટે આ રસ્તો બહુજ અગવડતા ભરેલો હતો. ઉપરાંત આ માર્ગ સિંહમુખ ઘાટથી બહુજ છેટો હોવા સબબ તે માર્ગે કોઇ અજાણ્યા માણસનો જવાનો સંભવજ નહોતો. જો કે, આ મઠમાં જવા માટે બે માર્ગો હતા ખરા તો પણ તેથી તે મઠના અભેદપણા માટે કોઇ પણ જાતની હરકત આવે તેમ નહોતું. કારણ કે, આ રસ્તાઓ ઉપર બે તોપો ગોઠવી દેવામાં આવે તો તેના મારા આગળ તે માર્ગે પ્રવેશ કરવા ચાહનારાના સર્વે પ્રયત્નો નિષ્ફળ થાય તેમ હતું.

આ મઠના દરવાજાની ઉપરના ભાગમાં એક મોટો ઘંટ રાખવામાં આવતો. તે ઘંટ વાગતાંજ દરવાજો ઉઘાડવાનો સમ્પ્રદાય હતો.

સુલોચના વિગેરે તે દરવાજા ઉપર થોડી વાર ઉભાં રહ્યાં. પછી સુલોચનાના એક માણસે તે ઘંટ વગાડયો અને તે સર્વે દરવાજો ઉઘાડવાની રાહ જોતાં ઉભાં રહ્યાં.

થોડી વાર પછી એક લાંબી દાઢીવાળા, જટાજુટથી મંડિત થએલા એક બાવાએ દરવાજાની ડોકાબારી ઉઘાડી તેમાંથી બહાર ડોકિયું કર્યું અને "શું કામ છે ?" એવો સવાલ પૂછયો.

"અમને ઉતરવા માટે અહીં જગ્યા જોઇએ છે."

"તમે કેટલા માણસ છો ?"

"બે રસ્તાના ભોમીઆ અને આ બાઇ, એમ ત્રણ માણસ છીએ."

તે બાવાએ એક વખત તે ત્રણેને બારીકીથી જોઈ લીધાં. પછી તેણે પોતાનું માથું અંદર લઇ લીધું અને દરવાજો ઉઘાડયો. ઘોડા સાથે ત્રણે મુસાફરો દરવાજામાં થઇ અંદર ગયાં. તે બાવાએ તે ત્રણેને અંદર આવી ગએલાં જોતાંજ દરવાજો પાછો હતો તેવોને તેવોજ બંધ કરી લીધો. પછી તેણે એક બીજા બાવાને હાંક મારી. તેને તે માર્ગ-દર્શકોના ઘોડા બાંધવાની જગ્યા બતાવવા માટે હુકમ કર્યો અને પછી તેણે સુલોચના તરફ વળીને કહ્યું-" બાઈ, તું મારી સાથે મઠમાં ચાલ. હું તને વિભાવરી સાથે મુલાકાત કરાવી આપું. એટલે તે તારી સારી-રીતે બરદાસ્ત કરશે."

ઉપરની વાતચિત મુખ્ય મઠ અને દરવાજાની વચમાં આવેલા મેદાનમાં થઇ. ત્યાંથી સુલોચના તે બાવાની સાથે મુખ્ય મઠમાં ગઇ. તે જે જગ્યાએ ગઇ તે એક વિશાળ ઇમારત હતી. તેને એક છેડે લગભગ પચાસ વર્ષની એક સ્ત્રી બેઠી હતી. બાવાના કહેવા ઉપરથી તે સ્ત્રીનું નામ વિભાવરી છે, એમ સુલોચનાના જાણવામાં આવ્યું. તે સ્ત્રીએ એક ધોળું વસ્ત્ર પહેર્યું હતું. મસ્તક ઉપરના વાળની જટા તેના ખભા ઉપર અવ્યવસ્થિત રીતે પ્રસરેલી હતી. તેના કપાળમાં કુમકુમનો ચાંદલો નહોતો તે ઉપરથી તે સ્ત્રી વિધવા હતી એ સ્પષ્ટ જણાતું હતું. તેના ગળામાં લાકડાના મોટમોટા મણકાઓની કેટલીએ માળાઓ હતી. આ પ્રમાણેનો તેનો પોશાક એક જોગણ જેવો હતો છતાં પણ અત્યારે તે કોઈ પ્રકારનું ધર્મકૃત્ય કરવામાં ગુંથાએલી નહોતી. તેના હાથમાં એક સંસારી સ્ત્રી પ્રમાણે સોય-દોરો હતા અને તે એક કફની શીવવામાં ગુંથાયેલી હતી.

સુલોચનાને તેની પાસે લઇ જનારો બાવો તેની પાસે જઇ ઉભો રહ્યો અને તે વિભાવરી જોગણને કહેવા લાગ્યો કે-" વિભાવરી! આ બાઇ એક વટેમાર્ગુ છે અને તે આજે અહીં ઉતરવા આવી છે.

તું તેની સારી રીતે સેવા–ચાકરી કરજે. એક અતિથિ જેવો તેનો સત્કાર કરી તેની તમામ બરદાસ્ત રાખજે. બાઇ, તારે જે કાંઇ જોઇએ તે આ વિભાવરી પાસે માગી લેજે. કોઇ પણ જાતની શંકા કે સંકોચ રાખીશ નહીં. સમજણ પડી ને ?" એમ કહી તે બાવો ત્યાંથી બીજી તરફ ચાલ્યો ગયો.

વિભાવરી જ્યાં બેઠી હતી ત્યાંથી ઉઠી અને સુલોચનાને પોતાની સાથે આવવાનું કહ્યું. તેની પાછળ જતાં તે–સુલોચના એક નાની સરખી ગલીમાં ગઇ. ત્યાર પછી તેઓ બન્ને એક મોટા મેદાનમાં આવી પહોંચી ત્યાંથી તેઓ એક વિશાળ દિવાનખાનામાં ગઈ. તે દિવાન-ખાનામાંના પુષ્કળ પદાર્થો જોગીઓના ઉપયોગને માટે તદ્દન અનાવશ્યક હતા. તે એક ધનવાન સરદારના ઘરમાં શોભે તેવા હતા. તે દિવાન-ખાનામાં વિભાવરીએ સુલોચનાને બેસવાનું કહ્યું અને પોતે બીજી તરફ ચાલી ગઇ. વિભાવરીના ત્યાંથી ચાલી જવા પછી સુલોચનાને વિચાર થયો કે, પોતે જે દિવાનખાનામાં છે, તે કેવા પ્રકારનું દિવાન-ખાનું છે, તેનું તે સૂક્ષ્મદ્રષ્ટિએ અવલોકન કરવા લાગી. તેને તે જોત-જોતામાંજ બહુ અજાયબી ઉત્પન્ન થઇ. તેને આટલી બધી અજાયબી ઉપજવાનું કારણ શું હોવું જોઇએ ? કારણ એ હતું કે, અત્યારે તે જે દિવાનખાનામાં બેઠી હતી તે દિવાનખાનાની ચારે તરફ દિવાલોમાં એક પણ તાકું અથવા બારી હતી નહીં ! !

આ દિવાનખાનાનું વર્ણન આનંદ અને સત્યસિંહના મુખથી સુલોચનાએ સાંભળ્યું હતું તે ઉપરથી તેને ખાત્રી થઈ કે તેઓ પહેલાં આ જગ્યાએ–આજ દિવાનખાનામાં–આવી ગયા હતા. તે પોતાના મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગી કે–" મારા પતિરાજ જે જગ્યાએ કેદમાં છે તે જગ્યા આજ હોવી જોઇએ એમાં જરાએ શંકા નથી."

થોડાજ વખતમાં તે વિભાવરી સુલોચના પાસે પાછી આવી. તેણે ભોજન તયાર છે, એવી સુલોચનાને વર્દી આપી. તેની પાછળ પાછળ તે ગઇ. તે બન્ને ભોજન કરવા બેઠી. વિભાવરીએ શાંતિથી ભોજન કરવાની સુલોચનાને વિનંતિ કરી. ભોજન થઇ રહ્યા પછી વિભાવરી સુલોચનાને એક નાનકડી ઓરડીમાં લઇ ગઇ. તે ઓરડીમાં એક પલંગ પડયો હતો. તે ઉપર જો ઇચ્છા હોય તો જરા વામકુક્ષી (બપોરે સુવું) કરવાનું સુલોચનાને વિભાવરીએ કહ્યું. વિભાવરીના ત્યાંથી ચાલી જવા પછી સુલોચના તે પલંગ ઉપર જરા આડી થઇ અને મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગી કે—

"મારા પતિરાજ ખરેખર જો અહીંજ કેદ થએલા હશે તો તેઓ હવે પરમાત્માની કૃપાથી જરૂર મને મળશે. હે પરમાત્મન્ ! મારૂં અંતઃકરણ કેટલું નિર્મળ અને પવિત્ર છે, તે ફક્ત તારાજ જાણવામાં છે. મને પોતાને સુખ મળે તે માટે હે વિભુ ! હું તમારી પ્રાર્થના કરતી નથી પણ મારા પતિરાજને કેદખાનાનાં સખત સંકટો સહન કરવાં પડે છે, તેની મારા અંતઃકરણને અતિશય વેદના થાય છે, તેથી હું ખોળો પાથરી તમારી પ્રાર્થના કરૂં છું—તમારી પાસે એ ભિક્ષાની યાચના કરૂં છું કે, મારી ઉપર દયા કરી તેમને કષ્ટમય કારાગૃહમાંથી મુક્ત કરો.

અત્યારે અવન્તિનગરીમાં મારા પતિનું નામ ધારણ કરીને જે માણસ રહે છે, અને તેમની સંપત્તિનો ઉપભોગ લે છે, તે મારો પતિ નહીં પણ કોઇ લુચ્ચો છે. મારા પૂજનીય પતિ તો અત્યારે આ જગ્યાએ કેદખાનામાં પડયા પડયા મહાન્ મુશીબતો ભોગવે છે એવી મારા મનને પાકી ખાત્રી થઇ ચૂકી છે. આ મારી કલ્પના સત્ય થાઓ. મારા પતિરાજની અને મારી મુલાકાત સત્વર થાઓ એવી હે પરમ દયાળુ પરમાત્મા ! તારી પાસે હું અંતઃકરણપૂર્વક અનન્ય પ્રાર્થના કરૂં છું."

કોઈ નહિ તો આ મઠમાં આજની રાત તો મારે વીતાવીજ અને બની શકે તેટલું અહીંની પરિસ્થિતિનું બારીકાઈથી અવલોકન કરવું એવી સુલોચનાની ઇચ્છા હોવાથી તેણે પોતાના પેટમાં બહુજ પીડા થાય છે, એવો ઢોંગ કર્યો. આજે ને આજે તેનાથી આગળ મુસાફરી કરી શકાશે નહિ, એ વાત પોતાના માર્ગદર્શકોને જણાવવા માટે તેણે વિભાવરીને પોતાની પાસે બોલાવી. નક્કી કરેલા વિચાર પ્રમાણે આજની રાત મઠમાંજ રહેવાની મનમાં બહુજ ઇચ્છા હોવા છતાં પણ તે બન્ને માર્ગદર્શકોએ ઉપર ઉપરથી સુલોચનાને વારંવાર ઘણોએ આગ્રહ કર્યો, ઘણી ઘણી અડચણો જણાવી છતાં પણ તે પોતાના નિશ્ચયથી જરાએ ડગમગી નહિ ! એમાં કાંઈ અજાયબી જેવું હતુંજ નહિ.

વિભાવરીએ ઘણીજ મહેનત કરી સુલોચનાને થએલા કલ્પિત રોગનો પ્રતિકાર કરવા બહુજ ખટપટ કરી. દિવસનો ત્રીજો અને ચોથો પ્રહર થઇ ગયો. આખરે સૂર્યાસ્ત થયો અને નિશાદેવીનું સામ્રાજ્ય પણ સૃષ્ટિમાં સર્વત્ર સ્થપાઈ ગયું. તરતજ સુલોચનાએ પોતાના કલ્પિત રોગને રજા આપી દીધી. પછી તેણે વિભાવરીનો બહુજ આભાર માન્યો. તેની સાથે તે એધાર પેધારની વાતો કરવા લાગી. તે ઉપરથી સુલોચનાને જણાઇ આવ્યું કે વિભાવરીનો સ્વભાવ બહુજ સારો છે અને તે ત્યાંના બાવાઓના હાથમાં સપડાઈ એક નજરકેદીના જેવીજ સ્થિતિ ભોગવે છે. સુલોચનાએ તેની સાથે સ્નેહ સંપાદન કરવાની કોશીશ કરી પણ પોતાના મનની વાત વિભાવરીને જણાવી નહિ કે જાણવા પણ દીધી નહિ. વિભાવરીના મનમાં સુલોચનાને માટે બહુજ આદરભાવ ઉત્પન્ન થયો તેથી તેણે મઠ બાબતની ઘણી ખરી વાતો સુલોચનાને કહી સંભળાવી અને તેને પોતાની સાથે લઈ તે મઠની ઈમારતનો ખુણેખુણો તેને દેખાડયો.

પરંતુ સરદાર સામંતસિંહ ત્યાં કેદમાં છે, એ બાબતનો વિભાવરીએ ઉલ્લેખ પણ કર્યો નહિ તેમજ તેના સંબંધમાં પોતે કાંઈ પણ જાણે છે એ વાત સુલોચનાએ પણ તેને કહી નહિ. તેના સંબંધમાં બન્ને સ્ત્રીઓ ચુપકીદી સાધી ગઇ.

ઘણો વખત તે બન્ને સ્ત્રીઓએ મઠના સંબંધની વાતોચિતો કરવામાં વીતાવ્યો. વાળુ થઇ ગયું. તે વખતે તે દિવાનખાનાની વચમાંજ એક મોટો દીપક પહેલેથીજ પ્રકટવામાં આવ્યો હતો.

સુલોચના થોડો વખત તે બાવાઓએ ગાએલાં ભજન સાંભળ્યા પછી પોતાને જે ઓરડી આપવામાં આવી હતી ત્યાં જઈ પલંગ ઉપર સૂતી અને પરમેશ્વરની પ્રાર્થના કરી કે–" હે પ્રભુ! કૃપા કરી મારા પતિને મેળવી આપજે!" તે જાગતીજ હતી એટલામાં આસપાસ કાંઇ ખખડવાનો તેને અવાજ આવ્યો. તે ચમકી અને કોઈ પણ જાતનો દગો તો નથી ને? એવી શંકા તેના મનમાં આવી. કારણ કે, આ સમયે તે જે જગ્યાએ હતી તે જગ્યા ઘાતકી લોકોથી ભરાએલી હતી. તે નીચ બાવાઓ કયારે દગો દેશે, તેનો કંઇ નિયમ નથી એમ તેના મનમાં આવે તે સ્વાભાવિક હતું. કારણ કે, તે જગ્યાજ તેવી ભયંકર હતી.

કંઇક ખખડયું ખરૂં પણ તે કયાં ખખડયું તે તેના ધ્યાનમાં આવી શકયું નહિ તેથી તે કાન દઇ સાવધાન થઇને ફરી સાંભળવા લાગી. તેને જણાયું કે, પોતે જે પલંગ ઉપર સૂતી છે તેની પાછળની ભીંતની પાસેજ તે ખખડાટ થાય છે.

તે વિચાર કરી રહે તેટલામાં તો પાછળની ભીંતમાંનો એક ચોર દરવાજો ઉઘડયો અને તેમાંથી બે સશસ્ત્ર પુરૂષો તે ઓરડામાં આવ્યા. તેમને જોઇને સુલોચના ગભરાઇને બુમ પાડવા જતી હતી તેટલામાં ત્યાં આવેલા બે સશસ્ત્ર પુરૂષોમાંથી એક જણે નાકે આંગળી

અકાડી ધીમેથી કહ્યું–"ચુપ રહો! ડરશો નહીં!! અમે મિત્ર છીએ–શત્રુ નથી!!!"

સુલોચનાએ તે સશસ્ત્ર પુરૂષો તરફ ધારીને જોયું તો તેને સમજાયું કે તેઓ પરોપકારી મિત્ર સત્યસિંહ અને આનંદ હતા. તેમને ત્યાં અણધાર્યા આવેલા જોઇ સુલોચનાને આશ્ચર્ય લાગ્યા વિના રહ્યું નહીં.

---

## પ્રકરણ ૨૨ મું.



### સતિ! તું નિશંક થઇ નિદ્રા લે!

જે ઓરડામાં સુલોચના સૂતી હતી તેજ ઓરડામાં તેઓ આવી પહોંચ્યા, તેથી સત્યસિંહ તથા આનંદને પણ અજાયબી લાગ્યા વિના રહી નહીં.

આકસ્મિક રીતે થએલી મુલાકાતથી અંતઃકરણમાં થએલા આનંદ અને આશ્ચર્યના આવેગને શાન્ત થતાં બહુ વાર લાગી. તે બન્નેને પોતાના ઓરડામાં આવેલા જોઇ સુલોચનાને જે ભય લાગ્યો હતો તેનું સ્મરણ થઇ તેને હસવું આવ્યા વિના રહ્યું નહી. આ સ્થિતિ પૂર્ણ થતાંજ સુલોચના ગંભીર મુદ્રા ધારણ કરી તે પ્રસંગને યોગ્ય એવુંજ વર્તન કરવાને તૈયાર થઇ ગઈ. પોતે જે ઓરડામાં છે, તે ઓરડાનો દરવાજો કે જે ઉઘાડો રહી ગયો હતો તે તેણે બંધ કર્યો. સત્યસિંહે પણ ઉઘાડો પડેલો ચોર દરવાજો ફરી કેવી રીતે ઉઘાડી શકાશે તે જોઇને બંધ કરી નાંખ્યો.

આ પ્રમાણે બની શકે તેટલો બંદોબસ્ત કરી પરસ્પરનું માન સચવાય તેવી રીતે ત્રણે જણાં નીચે બેસી ગયાં અને પોતપોતાની હકીકત પરસ્પરને કહી સંભળાવવાની તેમણે શરૂઆત કરી. પહેલાં તે

દેવાલયમાંથી નિકળ્યા પછી જે કાંઈ બન્યું તે સુલોચનાએ સત્યસિંહને કહી સંભળાવ્યું. સુલોચનાની હકીકત સમ્પૂર્ણપણે સાંભળી રહ્યા પછી સત્યસિંહે પોતાની હકીકત નીચે મુજબ તેને કહી સંભળાવી.

"બહેન સુલોચના ! તમે તે દેવાલયમાંથી નિકળી ગયા પછી થોડીજ વારમાં અમે પણ દેવાલયમાંથી બહાર નિકળી પડયા. જે રસ્તો ગઈ કાલે આ મારા મિત્ર આનંદે શોધી કાઢયો હતો તેજ રસ્તે અમે ચાલવા માંડયું. તે માર્ગ મંદિરની ટેકરીની પાસેથી બહુજ વાંકો ચુંકો અને ઘણા વલણવાળો છે. જો કે તે રસ્તો મનુષ્ય–નિર્મિત છે તો પણ તે વારંવાર વપરાતો નહોતો; સબબ તે બહુજ ખાડાંખબચાં વાળો, ખડબચડો, ઘાસથી છવાઈ ગયેલો છે. તે રસ્તે અમે લગભગ બે ઘડી મુસાફરી કરી હશે. પછી અમે એક ગુફાના દરવાજે જઈ પહોંચ્યા. તે ગુફામાં હજુ પ્રાતઃકાળનાં સૂર્યકિરણોએ પ્રવેશ કરેલો નહોતો તેથી તે ગુફામાં ગાઢ અંધકાર હતો. એટલા માટે અમે બહુ સાવચેતીથી તે ગુફામાં પેઠા. તે ગુફા બહુ મોટી નહોતી. અમે ગુફાની જમણી તરફની ભીંતને આશરે આગળ ને આગળ વધવા લાગ્યા. જતાં જતાં એક ઠેકાણે અમે એક દરવાજો જોયો. તે દરવાજે થઈ હું તો અંદર પેઠો પણ આ આનંદ જરા અચકાવા લાગ્યો. હું તે વખતે કાંઈ પણ બોલ્યો નહીં. અમે ફરી જરા આગળ વધ્યા. હજુ ગુફા પૂરી થઈ નહોતી. તે વખતે અમને જરા જરા અજવાળું દેખાવા લાગ્યું. થોડી વાર પછી અમે એક ઉઘાડી જગ્યા ઉપર આવ્યા. તે ઠેકાણે જંગલનો દેખાવ બહુજ ભયંકર લાગતો હતો. તે જંગલમાંના એક વૃક્ષની નીચે અમે બેઠા અને વિચાર કરવા લાગ્યા કે, આ ગુફાનો ઉપયોગ શો થતો હશે ? તે વિષય ઉપર અમે ઘણી ઘણી ચર્ચા કરી. આખરે એવા નક્કી વિચાર ઉપર અમે આવ્યા કે આ ગુફાનો ઉપયોગ ફક્ત બીજાને ભૂલભૂલામણીને માટેજ થતો હશે. કારણ કે તે મંદિરમાંથી

એકાદ મુસાફર અમે જે રસ્તે ગયા તેજ રસ્તે જાય તો તેને એમજ લાગે કે—તે રસ્તો ફક્ત ગુફામાં જવા માટે તૈયાર કરેલો હોવો જોઇએ. પછી તે કોઈ પણ જાતની આગળ તપાસ ન કરે, તેથી તે ગુફા ખાસ કરીને બનાવી રાખવામાં આવી હશે, એવું અમે અનુમાન કર્યું.

હવે તે મઠ અહીંથી ક્યાંક પાસેજ છે, એવી અમારી કલ્પના થવાથી અમે ગુફામાંથી બહાર પડયા પછી તરતજ રસ્તો શોધવા લાગ્યા. અમારો ઘણો ખરો વખત રસ્તાની શોધ ખોળમાંજ વહી ગયો. ભરબપોરે અમને રસ્તો જડયો. અમે પાછા બીજી ગુફામાં પેઠા. તે વખતે આ મારો મિત્ર જરા વિચારમાં પડેલો મને જણાયો. તેથી મારે તેમની સાથે જરા વાદવિવાદ કરવો પડયો. જ્યારે તેના મનમાં એવું આવ્યું કે, તમારૂં સર્વ ભવિષ્ય અમારા પ્રયત્નો ઉપર અવલંબી રહ્યું છે ત્યારે મેં તેને કહ્યું કે, “ જો તમે મને આમ અધવચમાં છોડીનેજ પાછા ચાલ્યા જશો તો પણ હું મારા સાહસિક કામમાં આગળ વધીશજ.” એમ મેં જ્યારે તેને સાફ કહી દીધું ત્યારે તેનું મન જરા પલળ્યું અને તે મારી સાથે આવવા અને ગમે તે સંકટ આવે તેની સામે ઝુઝવા તૈયાર થઇ ગયો.”

પોતાને માટે આ બન્ને ગૃહસ્થો પોતાના પ્રાણની પણ પરવાહ કરતા નથી અને ગમે તે સંકટ આવે તો તેની સામે ટક્કર ઝીલવા માટે તેમને તૈયાર થએલા જોઈ સુલોચનાએ કૃતજ્ઞતાથી તે બન્નેના મુખ તરફ જોયું. તે વખતે તેની મુખમુદ્રા ઉપર સમાધાન સંતોષ અને શાંતિનાં લક્ષણો સ્પષ્ટપણે દેખાતાં હતાં. તે જોઈ તે બન્નેને બહુજ આનંદ થયો. આનંદ હવે ગમે તે સંકટ આવે તેના સામે ટક્કર ઝીલવા તૈયાર થઈ ગયો.

પુનઃ સત્યસિંહે પોતાની હકીકત કહેવાની ચાલુ કરી. તે બોલ્યો:—
“ થોડો વખત આરામ લઈ અમે તે ગુફામાંથી આગળ વધ્યા.

અમે લગભગ પાંચસોક પગલાં આગળ વધ્યા હઈશું ત્યાં અમને એક મજબુત દરવાજો દેખાયો. તે દરવાજો બંધ હતો. તે દરવાજાના અટ-કાવને દૂર કરવાના વિચારમાં અમારો ઘણો વખત વીતી ગયો. ગુફામાં અંધારૂં હોવા સબબ ત્યાં કાંઇ દેખાતું નહોતું. અમે બન્ને દરવાજા ઉપર હાથ ફેરવવા લાગ્યા. થોડા વખતમાંજ દરવાજો ઉઘાડવાની કળ આનંદના હાથમાં આવી. અમે દરવાજો ઉઘાડયો. દરવાજો ઉઘાડતાંની સાથેજ એકદમ ખૂબ પ્રકાશ થઇ ગયો. તે વખત લગભગ બે ઘડી દિવસ બાકી રહ્યો હશે. અમે દરવાજામાંથી ડોકાઇને અંદરના ભાગમાં જોયું તો અમને ત્યાંથી નીચે ઉતરવાનાં પગથીઆં જણાયાં અને તેની પેલી તરફ ભવ્ય ઇમારત અમારા જોવામાં આવી. દિવસ હોવા સબબ અમે બેઉ ગુફાની વચમાંની ઝાડીમાં છુપાઇ બેઠા. હવે આગળ શું કરવું, તેનો અમેં વિચાર કરવા લાગ્યા. પરંતુ તે ઇમાર-તની અમને જરાએ માહિતી ન હોવાથી વખત આવે જે બને તે ખરૂં, એ સિવાય બીજો વિચાર નક્કી કરવાનું અમારે માટે અશકય હતું. અંધકાર સારી રીતે થઇ ગયા પછી અમે તે ઝાડીમાંથી બહાર પડયા અને ગુફાનો દરવાજો ઉઘાડી પગથીઆં ઉપરથી નીચે ઉતર્યા. થોડાજ વખતમાં આ મકાન પાસે આવી અમે દાખલ થયા. અમારા કોઇ સદ્દભાગ્યેજ સામેનો દરવાજો ઉઘાડો હતો. તે દરવાજામાંથી અમો બન્નેએ નિઃશકપણે અંદર પ્રવેશ કર્યો. પહેલા ઓરડામાંથી નિકળ્યા પછી અમને એક ગલી જણાઈ. તે ગલીમાંથી અમે જરા આગળ ગયા એટલે અમને જણાયું કે, પેલી તરફની બાજુએ બે સ્ત્રીઓ કાંઈક વાતચિત કરે છે. તેથી અમે જયાં આવી પહોંચ્યા હતા ત્યાંજ ઉભા રહી તે સ્ત્રીઓમાં થતી વાતચિત સાવધાન થઇ સાંભળવા લાગ્યા. પરંતુ અંદર થતા ભાષણમાંના થોડાક શબ્દોજ અને તે પણ અસ્પષ્ટપણે અમને સંભળાતા હતા. તેથી અમને કાંઇ પણ અર્થ-

બોધ થતો નહોતો."

"હું જમતી હતી ત્યારે મારી પાસેજ બેઠેલી આ મઠમાંની વિભાવરી નામની જોગણુ મારી સાથે વાતચિત કરતી હતી. તેજ ભાષણુ તમારા સાંભળવામાં આવેલું હોવું જોઇએ." વચમાંજ સુલોચનાએ કહ્યું.

"તે ભાષણુમાંથી જો થોડુંજ ભાષણુ અમારા સાંભળવામાં સ્પષ્ટપણે આવે તો તેથી અમારા કામમાં કાંઇક ઉપયોગી અથવા મદદગાર થવાનો સંભવ છે, એવો સંભવ હોવાથી અમે ઘણી વાર સુધી તે ગલીમાં ચુપચાપ થઇને ઉભા રહ્યા પણ તેમાં અમને નિરાશાજ મળી. તો પણ બહેન! તમે આજે આ મઠમાંજ હશો, એવી મને ખાત્રી હોવાથી તમો પોતેજ કોઇની સાથે વાતચિત કરતાં હશો, એવું અનુમાન તરતજ મેં કર્યું. બહેન! તેવા વખતમાં મનની સ્થિતિ કેવી નાજુક થાય છે, તેની તમને સારી રીતે કલ્પના આવી શકે તેમ છે. તેવી સ્થિતિમાં પણુ આપણું મન જે કાંઇ કામ કરવાનું કહે છે, તે આપણે એકદમ કરી નાંખીએ છીએ."

તેવી સ્થિતિમાં ત્યાંજ ઉભા રહેવાથી અમારો ઉદ્દેશ સફળ થશે નહિ, એવી મારા મનની ખાત્રી થતાંજ મેં મારા મિત્રનો હાથ દાબ્યો અને આગળ વધવાની ઇશારત કરી. અમો બન્ને જણા આગળ વધતા હતા, ત્યાં મારૂં મસ્તક અંધારૂં હોવા સબબ આ દરવાજા સાથે અથડાયું અને હું તેથી જરા પાછો ખસી ગયો પણુ આ મારા મિત્ર મારી પાછળ પાછળ ચાલ્યા આવતા હોવાથી એમનો મને ધક્કો લાગ્યો અને હું ખૂબ જોરથી આ દરવાજા સાથે અથડાયો, અને તેની સાથેજ આ દરવાજો ખુલ્લી ગયો. આ મારા મિત્રે મને પકડી લેવાથી હું પછડાતાં પછડાતાં બચી ગયો. તમારા આ ઓરડામાં દીવો છે તે ઠીક છે. તેથીજ મેં બહેન! તત્કાળ તમને ઓળખી

લીધાં અને ધીરજ આપી. જેથી આવેલો કઠિન સમય પણ ચાલ્યો ગયો; નહિ તો તમારી ભુમથી આ મઠમાં ચારે તરફ ગડબડ થઈ જાત અને તમે તથા અમે કોઇક નવાજ સંકટમાં સપડાઇ જાત."

"આવી રીતે તમો બન્ને અચૂક મારાજ ઓરડામાં આવી ગયા, એ એક ઇશ્વરી લીલાજ આપણે સમજવી જોઇએ. વારૂ, પણ હવે આપણે શું કરવું? આપણને વિચાર કરવા માટે અને આગળ શું કરવું તેની ગોઠવણ કરવા માટે આ રાત બહુજ સગવડ ભરેલી છે." સુલોચનાએ કહ્યું.

ખરેખરી પતિવ્રતાનો પોતાના પતિ ઉપર જે પ્રેમ હોય છે, તેનું યથાર્થ વર્ણન કરવા કોણ સમર્થ છે?

આજ સુધીમાં ઘણા ઘણા કવિઓએ અને કથાકારોએ પ્રેમનું વર્ણન કરવા માટે પોતાની લેખિનીને ઘણોજ પરિશ્રમ આપ્યો છે, પણ તેમના પરિશ્રમનું સાર્થક્ય થયું છે, એમ કહી શકાય તેમ નથી.

**"अनृतं साहसं माया मूर्खत्वं अति लोभिता"**

આતાં આવાં અનેક પ્રકારનાં તુચ્છ વિશેષણો લગાડી સ્ત્રી જાતિના નિંદા કરનારા કવિઓની સમક્ષ જો સુલોચના જેવી પતિવ્રતાની પ્રતિમા હોત તો તેઓના અંતઃકરણમાં સ્ત્રી જાતિની પ્રત્યે સન્માન બુદ્ધિ ઉત્પન્ન થાત અને તેથી તેઓએ સ્ત્રી જાતિનું વર્ણન જુદાંજ વિશેષણો લગાડી કર્યું હોત.

જે સ્ત્રીઓ પોતાના પતિની સેવામાં પોતાના દેહનું દમન કરે છે, પોતાના પતિના સુખમાં પોતે સુખ માને છે અને પતિના દુઃખમાં પોતે પણ દુઃખી થાય છે, પતિના વિયોગે સન્યાસવૃત્તિ ધારણ કરી સંસારને અસાર માને છે, તે સ્ત્રીઓની નિન્દા કરનારાઓની ગણના રાજેન્દ્ર મુકુટમણિ મહાન્ યોગેન્દ્ર ભર્તૃહરીએ કહ્યા પ્રમાણે—**"ते के न जानीम हे!"** એવી કોટીમાંજ કરવી જોઇએ.

આ જગત્માં પ્રેમાળ અંતઃકરણની સ્ત્રીઓના હોવાથીજ આ સંસારના સર્વે વ્યવહારો સરળપણે ચાલ્યા કરે છે. સ્ત્રીઓના અંતઃકરણમાં પ્રેમ ન હોત તો આ સંસારનું સ્વરૂપ બહુજ વિચિત્ર થઈ ગયું હોત.

સ્ત્રીઓને પોતાના બાળક ઉપર પોતાના પ્રિય પ્રાણ કરતાં પણ અધિક પ્રેમ હોવાથીજ તેઓ અજ્ઞાન બાળકો તરફથી થતા ત્રાસને સહન કરી શકે છે. એક કવિએ કહ્યું છે કે—" કુપુત્ર ઉત્પન્ન થાય છે પણ કુમાતા નિર્માણ થયાનું ક્યાંએ સાંભળવામાં આવ્યું નથી!" જો સ્ત્રીઓનું અંતઃકરણ પ્રેમમય ન હોત તો મનુષ્ય પ્રાણી પૃથ્વી ઉપર રહેતજ નહીં. પુરૂષોનો સ્ત્રીઓ ઉપર જે પ્રેમ હોય છે તે વૈષયિકજ હોય છે. પણ સ્ત્રીઓનો પતિપ્રેમ કેવળ નિષ્કામ હોય છે.

પોતાનો પતિ રોગગ્રસ્ત થઈ પથારી ઉપર પડ્યો હોય તો પોતાના શરીર સુખ તરફ જરાએ ધ્યાન ન આપતાં પતિની સેવામાંજ દિવસોના દિવસો વીતાવનારી સ્ત્રીઓ એક નહીં પણ સેંકડો મળી આવશે. પણ પોતાની ધર્મપત્ની માંદી છે, તેને માટે સર્વે પોતાનાં સુખોને એક બાજુએ મુકી દઈ એક દિવસ પણ તેની રોગશય્યા પાસે બેસી તેની સેવા ચાકરી કે સારવાર કરનાર સેંકડો પુરૂષોમાંથી એક એ પણ મળી આવશે ખરા કે? વધારે તો શું કહીએ પણ પ્રતિષ્ઠિત અને પત્નીવ્રતપણાનો ડોળ ઘાલનારા કેટલાક પુરૂષોને 'તારી રોગગ્રસ્ત સ્ત્રી મરણ પામી' તે કહેવા માટે, જે ઠેકાણે સભ્ય કે સજ્જન ગૃહસ્થ કોઈ દિવસે પગ પણ ન મૂકી શકે તેવે ઠેકાણે અને જો સ્પષ્ટપણે કહીએ તો વેશ્યાગૃહે જવું પડે છે!! શિવ શિવ! ત્રાહી ત્રાહી પ્રભુ! પુરૂષોનો આ કેટલો બધો નીચ સ્વભાવ! એવા પ્રકારના પુરૂષોએ સ્ત્રીઓના પેટે અવતાર લીધેલા હોવાથીજ તેઓ પરમેશ્વરના પ્રચંડ કોપાગ્નિથી બળી જળી રાખ ખાખ થઈ જતા નથી. અસ્તુ.

સુલોચનાનો પોતાના પતિની ઉપર એટલો બધો તો પવિત્ર પ્રેમ, ભક્તિ અને નિષ્ટા હતાં કે તેને જો પરમાત્માની અને પતિની સેવા કરવાનો એક સમયાવચ્છેદે વખત આવતે તો તે પરમેશ્વરને શોભવાનું કહી પોતાના પતિની પ્રથમ સેવા પૂજા કરત. એટલી બધી તે પતિનિષ્ઠ પવિત્ર પ્રમદા હતી. હવે પોતાના પતિનો સત્વર છુટકારો થશે, એ વાત તેના ધ્યાનમાં આવવાથી તેને જે આનંદ થયો હશે તેની કલ્પના કરી લેવાનું કામ અમે અમારા વાંચકોનેજ સોંપીએ છીએ અને અમે અમારે રસ્તે પડીએ છીએ.

હવે ક્યા ઉપાયની યોજના કરવી, આ બાબતનો વિચાર કરતાં તે ત્રણે જણાં ઘણી વાર સુધી ચુપચાપ બેઠાં હતાં. આખરે સત્યસિંહ બોલ્યો—

“ અત્યારે મારા મનમાં જે કાંઈ આવ્યું છે તે હું તમને કહી દઉં છું. તેમાં જો તમને કાંઇ ફેરફાર કરવાનું યોગ્ય લાગે તો તમે પણ સૂચના કરજો. મારે અને મારા મિત્રે અર્ધી રાત થતાં સુધી તે ગલીમાંજ બેસી રહેવું. પછી ત્યાંથી બહાર પડવું અને જોઈ રાખવું કે, આ જગ્યાએ બંદોબસ્ત કેવા પ્રકારનો છે, માણસો કેટલા છે અને આપણો ઉદ્દેશ સફળ કરવા માટે આપણે શું કરવું જોઇએ.”

“ ભાઇ સત્યસિંહ ! આ વાત મને કાંઈ ઠીક લાગતી નથી. અર્ધ રાત્રે તમને આ સ્થળમાં ફરતા હરતા કોઇ જોઇ લે તો તમારા ઉપર બહુજ ભયંકર આફત આવી પડશે. જે નીચ લોકોએ મારા પતિને વર્ષોનાં વર્ષો થયાં અહીં કેદખાનામાં પૂરી રાખ્યા છે તે દુષ્ટ લોકો વખત આવે તમારા પ્રાણ લીધા વિના રહેશે નહિ. તરતમાંજ તમને અહીં લાવવામાં આવ્યા હતા, તે વાત તે લોકોના સ્મરણમાંથી હજુ દૂર થઇ નહિ હોય.” સુલોચનાએ કહ્યું.

“ મને પણ તેમજ લાગે છે અને મારો મત પણ તેવોજ

છે !" આનંદે સુલોચનાના મતને સમ્મતિ આપી.

"આ વાત જો તમને પસંદ પડતી નથી તો હું બીજી વાત કહું છું. મારી એવી કલ્પના છે કે, આવતી કાલે સહવારે તે વિભાવરી જોગણુ બહેન સુલોચના તારી પાસે આવશે. તે વખતે આપણે તેને ધમકી આપવી ડરાવવી પણ તેને બિલકુલ ઇજા કરવી નહિ. તેને ભય દેખાડી આપણુને જેટલી જોઇએ તેટલી માહિતી તેની પાસેથી મેળવી લેવી." સત્યસિંહે બીજી યોજના રજુ કરી.

સત્યસિંહની આ કલ્પના સુલોચના અને આનંદ બન્નેને એકદમ પસંદ પડી.

વળી થોડો વખત તે વિષય ઉપર વિચાર ચલાવવામાં આવ્યો. પછી તેઓએ વિશ્રાંતિ લેવાનો વિચાર કર્યો. સુલોચના પલંગ પર સુઈ રહી. સત્યસિંહ પણ પોતાની પાસેનું વસ્ત્ર શરીર ઉપર ઓઢી લઈ સૂઈ રહ્યો. આનંદ બહુજ સાવધાનતાથી જાગતો બેસી રહ્યો. કારણ કે પારકા અને ભયપ્રદ સ્થાનમાં બન્નેએ એકદમ સૂઇ ન જતાં વારા ફરતી થોડી થોડી નિદ્રા લેવાની ગોઠવણ કરી હતી.

"હે પતિવ્રતા સતી સુલોચના ! સુખેથી નિદ્રાસ્વાદ લે ! આજ સુધીમાં તારે હાથે કોઈ પણ પ્રકારનું પાપકર્મ થએલું ન હોવાથી તારે નિદ્રાની પ્રાર્થના કરતાં અસ્વસ્થ થઈ પથારીમાં પડી રહેવાની જરાએ આવશ્યકતા નથી. જો કે તને આવી શોચનીય સ્થિતિમાં ગાઢ નિદ્રા નહિ આવે, તે બનવાજોગ છે તો પણ તને જે નિદ્રા આવશે તેમાં સુખકારક સ્વપ્ન તું અવશ્ય જોઈ શકીશ. તેં કોઇ પણ દિવસે કોઇનો ઘાત કરેલો ન હોવાથી તને સ્વપ્નમાં પણ કોઇ બીવરાવી શકે તેમ નથી. તારા નિર્મળ અને પવિત્ર અંતઃકરણમાં જે પતિપ્રેમ નિવાસ કરી રહ્યો છે અને જે પ્રેમે તારા અંતઃકરણમાં આશાને જાગૃત કરી છે, તે પવિત્ર અને શુદ્ધ તથા સાત્વિક પ્રેમજ

તને સુખદાયક સ્વપ્ન દેખાડશે.

સુશીલ—સદ્‌ગુણી સુંદરી સુલોચના ! તું સુખેથી નિદ્રા લે ! આજ સુધી તેં અસ્વસ્થ ચિત્તે અને અશાંતિમાં ઘણીએ રાત્રિઓ વ્યતીત કરી હશે, પણ તારા અંતઃકરણને કદાપિ—કોઈ કાળે પણ પાપવાસનાનો સ્પર્શ થએલો નથી માટેજ તારૂં હૃદય ભવિષ્યમાં સદૈવ અને સર્વથા નિદ્રાસુખનો સુખદ અનુભવ લેતુંજ રહેશે. તેં સદા સર્વદા—દિનપ્રતિદિન જે એકનિષ્ઠ અને શુદ્ધાન્તઃકરણથી· તે જગચ્ચાલક—દયાળુ જગન્નિયંતાની ખરા ભાવે ભક્તિ કરી છે તે કોઈ કાળે—ગમે તેમ થશે તો પણ નિરર્થક જશે નહિ ! પરમેશ્વર દયાનો સાગર છે, તેની કરૂણા અગમ્ય અને અગાધ છે, તે ન્યાયી છે, તેજ તને સત્વર સુખના દિવસો દેખાડશે. એમાં જરાએ શંકા—સંદેહ નથી. માટે હે સતી ! તું સુખેથી નિઃશંક થઈ નિદ્રા લે !!"

## પ્રકરણ ૨૩ મું.

### શુભસ્ય શીઘ્રમ્.

સુલોચનાને આખી રાત સુખદ એવી ગાઢ નિદ્રા આવી હતી. તે જો કે અત્યારે વિંધ્યાચળ પર્વતના મધ્ય ભાગમાં આવેલા ભયંકર મઠના એક ભયાનક ઓરડામાં સૂતી હતી છતાં પણ તે તો એક શાન્ત ચિત્તવાળા યોગીની જેમ સ્વસ્થપણે નિદ્રાનું સુખ અનુભવતી હતી. તે રાત્રિ શાંતિમાં પૂર્ણ થઈ ગઈ.

પ્રાતઃકાળ થયો. પક્ષીઓનાં મંજુલ કર્ણપ્રિય ગાન શરૂ થયાં. અમારા ત્રણે મુસાફરો જે ઓરડામાં વિશ્રાંતિ લેતા હતા તે ઓરડામાં થોડો થોડો પ્રકાશ આવવા લાગ્યો.

સુલોચના જાગૃત થઈ. પહેલી રાત્રે સત્યસિંહે સારી રીતે નિદ્રા

લીધેલી હોવાથી તે તો જાગતોજ હતો. તરતજ આનંદ પણ જાગ્યો. પછી રાત્રે નક્કી થયા મુજબ ત્યાંના બંધીવાનની મુક્તતા માટે શું કરવું તે બાબતનો તેઓ વિચાર કરવા લાગ્યા.

વિભાવરી જોગણ ઓરડામાં આવે એટલે સુલોચનાએ તેની સાથે થોડી વાર સુધી એલારપેલારની વાતો કરવી. સુલોચનાએ "અત્યારે કેટલો દિવસ ચડયો હશે?" એવો પ્રશ્ન વિભાવરીને પૂછવો. આ સવાલ સાંભળતાંજ બન્નેએ ચોર દરવાજો ઉઘાડી અંદર આવવું અને તેની ઉપર હલ્લો કરી તેને ધમકાવવી. એવો નિશ્ચય કરી સત્યસિંહ અને આનંદ ચોર દરવાજો ઉઘાડી તેની પાછળ છુપાઈ બેઠા.

સત્યસિંહની કલ્પના પ્રમાણેજ સઘળું બન્યું. હજુ સુલોચના કેમ ઉઠી નથી, તે જોવા માટે તરતજ વિભાવરી જ્યાં સુલોચના સૂતી હતી ત્યાં આવી અને તેણીએ સુલોચનાને સવાલ કર્યો કે—"બાઇ! તમને રાત્રે નિદ્રા તો સારી રીતે આવી હતી ને? આજે તમારી તબિયત કેમ છે?"

"બહેન વિભાવરી! મને રાત્રે સારી રીતે ઉંઘ આવી હતી." સુલોચનાએ કહ્યું.

"તમને ઉઠતાં આટલી બધી વાર થઇ, તે ઉપરથી મને લાગ્યું કે, ગઈ કાલે રાત્રે તમને સારી રીતે ઉંઘ નહીં આવી હોય ખરી રીતે જોતાં મુસાફરીને માટે સહવારનો સમય બહુજ સારો હોય છે. જો તમે વખતસર ઉઠયાં હોત અને રસ્તે પડી ગયાં હોત તો અત્યારે કાંઇ નહીં તો સ્હેજે ગાઉ બે ગાઉ નિકળી ગયાં હોત."

"આ ઉપરથી તમારી ઇચ્છા એવી છે કે મારે અહીંથી ચાલ્યાં જવું કેમ ખરૂં ને? આ પહેલાં આ મઠની મેં જે. કીર્તિ સાંભળી છે, તે ઉપરથી કાંઇ નહીં તો પણ ઓછામાં ઓછા બે દિવસ તો તમે મને અહીં રહેવાજ દેશો, એવી મને આશા હતી. બહેન વિભા-

વરી ! હું ખરૂંજ કહું છું કે, આજ ત્રણ ચાર દિવસ થયાં મેં ઘોડાની પીઠ ઉપર એક સરખી રીતે લાગલાગટ મુસાફરી કરેલી હોવાથી મારૂં તમામ શરીર ભરાઇ ગયા જેવું થઈ ગયું છે—મારૂં આખું શરીર દુખે છે—કળે છે. મારા મનમાં એમ હતું કે, આ મઠમાં બે ત્રણ દિવસ રહીશ તો કોઇ જાતની હરકત આવશે નહીં. મને જો બે દિવસ અહીં વિશ્રાંતિ મળી હોત તો હું તમારો હાથ ખાલી રાખીનેજ ચાલી જાત નહીં—તમને કાંઇક આપી જાત. ” સુલોચનાએ કહ્યું.

“ બહેન સુલોચના ! ન બોલો, ન બોલો આવા કર્ણ કઠોર—અંતઃકરણને ખુંચે તેવા બોલ ન બોલો. તમારા તીક્ષ્ણ શબ્દો મારા અંતઃકરણને દુઃખ ઉપજાવે છે. હું પોતે દ્રવ્યની લાલચુડી નથી. અથવા જે કોઇ મને દ્રવ્ય આપે તેની સાથેજ સરળપણે વર્તનારી છું, એમ સમજશો નહિ; પણ લાચાર છું કે, હું કાંઈ પણ કરી શકતી નથી ! હું પણ અહીં કાંઇ સ્વતંત્ર નથી. હું બીજાની તાબેદાર છું. મારૂં કામ તેની આજ્ઞા પ્રમાણે ચાલી તેને ખુશી રાખવાનું છે. આ મઠના અધિપતિ સ્વામી પરમાનંદ પરમહંસ નામના એક મહંત છે. તેમનો સ્વભાવ બહુ હદ ઉપરાંત કડક અને કઠોર છે. તેમના મુખમાંથી જેવો હુકમ થાય તેજ પ્રમાણે મારે ચાલવું જોઇએ છે. સુલોચના બહેન ! હું ખરૂંજ કહું છું કે, હું આ ભયંકર જંગલમાં કાંઈ મારી રાજીખુશીથી રહેલી નથી—રહેતી નથી. ઉદરનિર્વાહનું મારે કાંઈ પણ સાધન ન હોવાથીજ હું અહીં રહી છું અને મારા આયુષ્યના બાકી રહેલા દિવસો નિર્ગમન કર્યા કરૂં છું. ”

વિભાવરી જોગણ બોલતી હતી તે દરમિયાનજ સુલોચના તે ઓરડાના દરવાજા પાસે જઇને ઉભી રહી. વિભાવરી એકદમ દરવાજામાંથી ન્હાસી ન જાય તે માટે તેણે તેમ કર્યું હતું. પછી તે બોલી—“ મારા કથનથી તમને આટલું બધું ખોટું લાગશે, એવું હું પહેલાંથીજ

જાણી શકી હોત તો આવા કઠોર શબ્દનો ઉપયોગ કદાપિ કરત નહીં. ખરેખર પરતંત્રતા બહુજ દુઃખદાયક છે. શું તમે કહો છો તેવાજ આ મઠના મહન્ત બહુ કઠોર સ્વભાવના નિષ્ઠુર છે ? તેમના સ્વભાવની મને પહેલાંથીજ જો ખબર હોત તો હું ગઇ કાલેજ અહીંથી ચાલી જાત. હવે હું તમને બહુ ખોટી કરીશ નહીં. વારૂ, "અત્યારે દિવસ કેટલો ચડયો હશે ?"

સુલોચનાના મુખમાંથી ઉક્ત શબ્દો પૂરેપૂરા બહાર નિકળ્યા ન નિકળ્યા તેટલામાંજ એકદમ તે ઓરડામાંનો ચોર દરવાજો ધબ દેતો કે ઉઘડી ગયો. વિભાવરીના મુખમાંથી એક પણ શબ્દ બહાર નિકળે તે પહેલાં તો સત્યસિંહે ખુબ જોરથી તેનું મોઢું દબાવી દીધું. સત્યસિંહની પાછળજ આનંદ હતો. તેના હાથમાં એક ઉઘાડું ખંજર હતું. તે તેણે વિભાવરીની છાતી સામે ધર્યું.

સુલોચનાએ ઓરડાનો દરવાજો બંધ કરી લીધો. તે જોતાંજ સત્યસિંહે તેને ભયભીત કરવા ધમકી ભરેલા પણ ધીમે અવાજે કહેવા માંડયું કે—" ઓ જોગણ ! જો તું બુમો પાડીશ તો જીવથી જઇશ. જો તને તારા પ્રાણની આવશ્યક્તા હોય તો તને હું જે કાંઇ પૂછું તેના ઉત્તરો સરળપણે ધીમેથી આપજે. જો તું ખોટું બોલીશ અથવા બુમ બરાડા પાડી લોકોને એકત્ર કરવાની કોશીશ કરીશ તો હું તને ખરેખર કહું છું કે, તું તારા જીવથી જઇશ. મારે તારા પ્રાણનું બલીદાન આ ખંજરને આપવું પડશે. હું આ મઠના ખુણાખોચરાની માહિતી ધરાવું છું. સમજી લે કે તું પોતાના પ્રિય પ્રાણની પરવાહ ન કરતાં તે નીચ બાવાઓને સાવધાન કરવાની કોશીશ કરીશ અને જો દશ બાર માણસો અહીં આવી પહોંચશે તો પણ અમે તે સર્વેને પૂરા પડી શકીએ તેમ છીએ. મારા જેવાજ સાહસિક અને શૂરવીર એવા બાર સશસ્ત્ર પુરૂષો આ દરવાજાની પાછળ ગલીમાં ફક્ત મારા

ઇશારાનીજ વાટ જોતા ઉભા છે. મારો એક ઈશારો થતાંજ તેઓ અહીં આવી ભયંકર યુદ્ધ જગાડશે અને આ ભૂમિને રક્તની આહુતી આપીને સંતોષિત કરશે. ફક્ત તારા બુમ બરાડાઓથી કેટલો બધો અનર્થ થશે, તેનો તું સારી રીતે વિચાર કરી જો. હું અથવા મારા આ મિત્ર તને જે જે સવાલો પૂછીએ તેજ સવાલોના સરળ ઉત્તર આપ. બોલ હવે તારી શી ઈચ્છા છે ?"

બાર માણસો અને તે પણ સશસ્ત્ર પેલી તરફની ગલીમાં ફક્ત મારી ઇશારત થવાની વાટ જોતા ઉભા છે, એવી જે સત્યવ્રતે તોપ મારી તે સાંભળી આનંદના હોઠ ઉપર એક પળને માટે સ્મિતહાસ્ય ચમક્યું.

પોતાના ભાષણથી વિભાવરી જોગણુ તદ્દન ભયભીત થઇને થરથર કાંપે છે. પોતાના કથનની તેના અંતઃકરણ ઉપર સચોટ અસર થઇ છે, એવી સત્યસિંહની ખાત્રી થતાંજ તેણે તેના મોઢા ઉપર ખૂબ જોરથી રૂમાલ દાબી લીધો. આ આકસ્મિક રીતે બનેલા બનાવથી વિભાવરીનું ભયભીત અને ચળવિચળ થએલ ચિત્ત શાન્ત થવા માટે–ઠેકાણે આવવા માટે તેને થોડા સમયની રાહતની આવશ્યકતા હતી. સત્યસિંહે તેને પલંગ ઉપર સુવાડી દીધી અને જ્યારે તે શાન્ત થઈ ત્યારે તેણે પોતાને મદદગાર થઈ પડે તેવા જરૂરના સવાલો તેણીને પૂછવા માંડયા.

" આ મઠની અંદર અથવા તો તેની આસપાસ કોઈ બીજી જગ્યાએ એક માણસને કેદ કરવામાં આવ્યો છે તે ખરૂં કે નહિ ?"

" હું તમને તમામ વાત કહીશ પણ તે પહેલાં તમારે મને જીવિતદાન આપવું પડશે !"

" તે ઠીક છે પણ તું જો અમારા સવાલોના સીધા જવાબ આપીશ તો તને દુઃખ દેવાની જરાએ અમારી ઇચ્છા નથી. આનંદ! તમે પહેલાં તમારા ચળકતા તીક્ષ્ણ ખંજરને મ્યાનમાં નાંખો. અત્યારે

તેની જરૂર પડે તેમ લાગતું નથી. પણ જોગણુબાઇ ! તું મારા ઉક્ત સવાલનો જવાબ આપ જોઇએ કે, "અત્યારે તે ગૃહસ્થ કે જેને કેદખાનામાં પૂરવામાં આવ્યો છે, તેનું નામ શું છે ?"

"હું પરમાત્માના સોગંદ ખાઇને—પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તે કેદ થએલા ગૃહસ્થનું નામ હું જાણતીજ નથી. અહીં એક ગૃહસ્થને કેદ કરીને રાખવામાં આવ્યો છે, તે વાત ખરી છે. મને તે તરફ જવાની પરવાનગી નથી. મેં ફક્ત એટલુંજ સાંભળેલું છે કે, તે માણુસ અવન્તિનગરીના રહીશ છે ધનવાન છે અને ત્યાંના રાજ્યદરબારમાં તેમની આબરૂ માન મરતબો અને લાગવગ બહુજ છે."

"તેને અહીં કયારથી કેદ કરવામાં આવેલ છે ?"

"લગભગ આઠ વર્ષ ! બે મહિના ઓછા કે વધારે ! આઠ વર્ષ પહેલાં તે ગૃહસ્થને એક રાત્રે અહીં બહુજ છુપી રીતે લાવવામાં આવ્યો હતો. અહીં જે એક બે માણુસો છે, તેમના મોઢેથી એ વાતો મેં સાંભળેલી છે."

"હાયરે નશીબ ! શું તેઓ આઠ વર્ષથી અહીં દુઃખો ભોગવે છે ?" સુલોચનાએ બળાપો કર્યો.

"વારૂ, તે આઠ વર્ષથી અહીં લાગલાગટ બંધીવાન છે કે તેને વચમાં કોઈ વખત છોડી મૂકવામાં આવ્યો હતો ?

"તેને વચમાં છોડી મૂકયો હોય તેમ મને તો લાગતું નથી છતાં નક્કી કાંઇ પણ કહી શકતી નથી ?"

"સુલોચના અને આનંદ ! હવે મને લાગે છે કે, આપણું અનુમાન સત્યજ છે. અત્યારે અવન્તિનગરીમાં જે માણુસ સરદાર સામંતસિંહનું નામ ધારણ કરીને રહ્યો છે અને જે મારી બહેન સાથે લગ્ન કરી વૈભવો ભોગવે છે તે કોઇ લુચ્ચો અને કપટી માણુસ હોવો જોઇએ."

"ભાઈ સત્યસિંહ ! હવે તે વાતનો ખેદ કરવાથી ઉપયોગ શો ? તમારી બહેનને હું કોઈ પણ કાળે ભૂલી જઈશ નહિ. અત્યારે તો હું તમને એટલુંજ કહું છું."

"આ તમારા મનની મોટાઇ અને લાયકાત છે બહેન ! પણ આ કેટલી બધી બેઈજ્જતની વાત છે ? અત્યારે તેને હવે આપણે જતી કરીએ. તેવી વાતો કરવાનો આપણને હાલ સમય નથી. વારૂ જોગણબાઇ, અહીં જે માણસને કેદ કરવામાં આવ્યો છે, તેના સરખીજ મુખમુદ્રાવાળો એકાદ માણસ તેં અહીં જોયો છે ખરો કે ?"

"મેં તે કેદીનું મુખજ જોયું નથી તો હું તમારા સવાલનો શું જવાબ આપું ! ?"

"વારૂ, પણ તે ગૃહસ્થને શા કારણથી કેદ કરવામાં આવેલ છે તેની તને ખબર છે કે ?"

"હા. તેમનું માથું ફરી જઇ તેઓ દિવાના થઇ ગએલા છે, તેથી તેમના સગાં સંબંધીઓના કહેવા ઉપરથી તેમને અહીં લાવી રાખવામાં આવેલ છે. એટલુંજ મારા સાંભળવામાં આવ્યું."

"શું તેઓ દિવાના થઇ ગયા છે ? એ વાત તદ્દન જુઠ્ઠી છે. તેમજ તેમનાં સગાં સંબંધી કોઈ પણ નથી, એ હું ઘણી સારી રીતે જાણું છું." સુલોચના બોલી.

"સુલોચના બહેન ! શાન્ત થા. ગભરાઇશ નહીં ! આ ફક્ત ઢોંગજ કરવામાં આવેલ છે પણ ખરી વાત નથી. પરમ દિવસે જ્યારે તેઓએ મારી સાથે વાતચિત કરી ત્યારે તેઓ બહુજ દુઃખી જણાતા હતા એ ખરૂં છે, છતાં પણ તેમનામાં દિવાનાપણાનું એક પણ લક્ષણ મને જણાઈ આવ્યું નહોતું."

"મેં જ્યારે તેમને છ વર્ષ પહેલાં જોયા હતા ત્યારે પણ તેમનું ચિત્ત ઠેકાણે હતું. એવી મને ખાત્રી છે. પોતાની લુચ્ચાઈ

છુપાવવા માટે તે દુષ્ટ લોકોએ આવી ગપ ઉડાડી હોવી જોઇએ." આનંદે કહ્યું.

"ઈશ્વર કરે અને તમારૂં કથન સત્ય થાય!" સુલોચના પણ બોલી.

"વિભાવરી! તે દિવાનો છે, એ વાત તને ખરી લાગે છે કે?" સત્યસિંહે વિભાવરીને પૂછ્યું.

"તમારા આ ભાષણ ઉપરથી તો મને લાગે છે કે તેઓ દિવાના ન હોવા જોઇએ. અજાયબી તો જુઓ કે જે પોતાને મોટા પવિત્ર મહંત કહેવરાવે છે, એકાંત વાસમાં રહે છે, સદૈવ પરમાત્માના ભજન-પૂજા-અર્ચનમાં નિમગ્ન હોવાનું બીજા ભોળા લોકોને ઉપર ઉપરથી દેખાડવાની કોશીશ કરે છે, તે એટલા બધા કપટી-કાવત્રાંખોર અને નીચ હશે તેની ખબર મારા જેવી સ્ત્રીને શી રીતે પડી શકે?"

"આ મઠનો માલેક કોણ છે?"

"ભયંકર મઠનો માલેક એક પરમહંસ સ્વામી પરમાનંદ નામનો મહંત છે. તે બહુજ કડક સ્વભાવનો કઠોર અને નિષ્ઠુર હોવા ઉપરાંત દ્રવ્યનો બહુજ લોભી છે."

"દ્રવ્ય! દ્રવ્ય! આ જગતમાં જે જે ભયંકર અનર્થ થાય છે તે સર્વેનું મૂળ દ્રવ્યજ છે!!!" સત્યસિંહે તિરસ્કારપૂર્વક કહ્યું.

"આ મઠમાં જે અજબસંધ નામનો માણસ છે તે મહન્તનો ખાનગી માણસ છે કે? શું તે પણ તારી માન્યતા મુજબ તે કેદીને દિવાનોજ માને છે?" આનંદે વિભાવરીને પૂછ્યું.

"અજબસંધ એ એક બહુજ ઉસ્તાદ માણસ છે. તે બહુ બોલતો નથી અથવા તો પોતાની જીભને બહુ છુટી પણ મૂકતો નથી."

"વિભાવરી! અમે જે કાંઈ તને કહીએ છીએ તે તું સારી રીતે સાંભળી લે. તે કેદીને અહીંના બંધીખાનામાંથી છોડાવીને લઈ

જવાનો અમારો વિચાર છે. તું તારાથી બનતી મદદ અમને આપ. અમારા ઉપર વિશ્વાસ રાખ અને અમે કહીએ તેમ કર ! કદાચ તું વિશ્વાસઘાત કરીશ તો તારો તો જીવ જશેજ પણ બીજાઓની હત્યાનું પાપ પણ તારે માથે ચોંટશે. વળી તું અમને ખરા દિલથી—દગો ન દેતાં મદદ કરીશ તો અમે તને ઇનામ આપી ન્યાલ કરી દઇશું."

"હા. હું તને એવું ઇનામ આપીશ કે જેથી તારો જન્મારો સુખમાં વ્યતીત થઇ શકશે. એટલુંજ નહીં પણ તે ઇનામમાંથી તું તારી વૃદ્ધાવસ્થામાં સેવા ચાકરી માટે જો ધારીશ તો એકાદ નોકરને પણ રાખી શકીશ." સુલોચના બોલી.

થોડો વખત વિભાવરી વિચારમાં પડી. આખરે તે બોલીઃ— "ઠીક છે હું તમને મારાથી બની શકતી દરેકે દરેક મદદ આપવા ખુશી છું—તૈયાર છું."

પછી સત્યસિંહ તરફ વળીને તે બોલી—"જો તમે મારા ઉપર વિશ્વાસ રાખી હું કહું તે પ્રમાણે ચાલશો તો તમારો ઉદ્દેશ સરળતાથી સફળ થઇ શકે તેવો રસ્તો હું તમને દેખાડી દઈશ. હું તમને ફાંસના ફંદમાં ફસાવવા માગું છું, એમ જો તમને જણાઇ આવે તો તમે મને ગમે તે શિક્ષા કરવા મુખ્તીઆર છો; પણ મારી યોજનાથી તમારૂં કાર્ય સમ્પૂર્ણપણે સિદ્ધ થઈ જાય તો આ બાઇ સુલોચના કહે છે તેટલું ઇનામ મને આપવું પડશે. હું આ ભયાનક સ્થાનમાં—ભયંકર જંગલમાં રહેવાથી તદ્દન કંટાળી ગઈ છું. એ વાત આ બાઇ જાણે છેજ."

"બહેન વિભાવરી ! તમારૂં કહેવું કાંઇ ગેરવ્યાજબી નથી. હું ફરી કહું છુ અરે એટલુંજ નહીં પણ પ્રતજ્ઞાપૂર્વક વચન આપું છું કે, હું તારૂં કલ્યાણ જરૂર જરૂર કરીશજ ! વારૂ, પણ તારી યોજના કેવા છે—યુક્તિ શું છે તે તરતજ કહે." સુલોચનાએ ફરી વિભાવરીને વિશ્વાસ આપ્યો.

" તમારૂં બોલ્યું તમે પાળજો બસ એટલુંજ. (સત્યસિંહ તરફ વળીને) તમે મારી સાથે આવો. આ મઠના એક છેડા ઉપર મારે પોતાને રહેવાનો ઓરડો છે. ત્યાં સુધી આપણે પહોંચી જઇએ તે દરમિયાન તમારી બાબતમાં મને કોઇ પૂછપરછ કરશે તો હું કહીશ કે તમે મારા સગા છો અને મને મળવા માટે આવ્યા છો. એટલું કહેવાથીજ પીડા પતી જશે. મઠની પેલી તરફ જવાના દરવાજાની કુંચી હું સ્હેજમાં લઇ આવીશ. તે લઈ તમે દરવાજો ઉઘાડજો. પ્રાતઃકાળથી માંડીને તે સાંજ સુધી તે કેદીને તેજ મકાનમાં—નીમી દીધેલી જગ્યામાં—ગમે ત્યાં હરવા ફરવાની છૂટ આપવામાં આવેલી છે. રાત્રે તેને પશ્ચિમ દિશાના બુરજમાં પૂરી રાખવામાં આવે છે." વિભાવરીએ પોતાની યોજના જણાવી.

" આ મઠની પશ્ચિમ બાજુએ એક મોટી દિવાલ છે અને તે દિવાલમાં એક મોટો દરવાજો અને ડેકાબારી છે ખરૂં ને ?"

" હા. તે વાત સાચી છે જ્યારે તમે તે જગ્યાનું આટલું બધું અચુક વર્ણન કરો છો ત્યારે એ નિઃસંશય છે કે તમે તે જગ્યા જોઈ હશે."

" આ મઠમાંના ખુણા—ખાંચરાની પણ મને પૂરેપૂરી માહિતી છે. એ વાત મેં તને પહેલાંજ કહી દીધી છે. તે કેદી ગૃહસ્થની મને મુલાકાત થઈ, એમ માની લે પણ તેને મઠમાંથી અથવા કિલ્લામાંથી મારે તેને છુપી રીતે બહાર શી રીતે લઈ જવો, એ તો તેં જણાવ્યું નહિ."

" તે પણ હું તમને કહી સંભળાવું છું. આ મઠના પેલી તરફના ભાગમાં દિવસના ફક્ત બેજ પહેરેગીરો પહેરો ભરતા ફરતા રહે છે. તે બન્ને જણા બહુજ દારૂડીયા છે તે હું સારી રીતે જાણું છું. એક દારૂનો શીશો ભરીને તેમને આપ્યો એટલે તેમની બલા આપણા નિર્ધારિત

માર્ગમાંથી દૂર થઈ જશે. પણ હું એમ કહેવા માગું છું કે જો તમે રાત થતાં સુધી અહીં થોભશો તો આટલી બધી ખટપટ કરવાની તમારે જરૂર રહેશેજ નહીં !"

વિભાવરીને જો પોતે છૂટી મૂકી દે અને તેને વિચાર કરવા વિશેષ વખત આપવામાં આવે તો તે વખતે ફરી પણ જાય. જો એમ થાય તો તે પોતાને દગો દઇને ફસાવી પણ શકે એ બનવા જોગ છે. એવી શંકા મનમાં ઉપસ્થિત થવાથી સત્યસિંહે કહ્યું–" નારે ના ! થોભવાને માટે મને જરાએ સગવડ નથી. એ તો **શુભસ્ય શીઘ્રમ્** !

## પ્રકરણ ૨૪ મું.

### પાછા ચાલ્યા જાઓ !

સત્યસિંહના મનમાં શા વિચારો ચાલે છે એ વાત તે ચતુર ચતુરા વિભાવરી જોગણ જાણી ગઇ. તે સત્યસિંહને લાગી આવે એવા અવાજે બોલવા લાગી કે–

" સજ્જન ગૃહસ્થ ! તમારા મનમાં શા શા વિચારો ચાલે છે, તે હું પૂર્ણપણે તમારી મુખમુદ્રા ઉપરથી જાણી શકી છું. તમારો મારા ઉપર વિશ્વાસ નથી બેસતો તો તમારે મારૂં ગમે તે કરવું તેમાં મને વાંધો નથી. અહીં ક્યાં મારા મરી જવાથી કોઈ રાજ રંડાઈ જવાનું છે ! પણ મને અફસોસ એટલોજ થાય છે કે–તમે માણસને સારી રીતે પીછાણી શકતા નથી ! તમે માનવસ્વભાવના પરીક્ષક નથી."

" કંઈ તેવું છે ખરૂં !" સત્યસિંહે કહ્યું.

" તો શું તમે મને મારી નાંખવા માગો છો તો મારી નાંખો, તેને માટે પણ હું પાછી પાની કરીશ નહીં–તે માટે પણ હું સર્વ રીતે તૈયાર છું !"

" હું તેમ પણ કરી શકતો નથી ! "

" તો તમે શું કરવા માગો છો ? "

" તે પણ મને કંઈ સમજાતું નથી. "

" એટલે ? "

" હજુ મનમાં જરા વસવસો રહી જાય છે. "

" અરે ભલા માનવી ! હવે મારે તને શું કહેવું ? મારા ઉપર તારો વિશ્વાસ બેસી શકે તેવું કોઈ પણ કાર્ય હું અત્યારે કરી શકતી નથી કે બોલી શકતી નથી તે માટે હું લાચાર છું-નિરૂપાય છું. તમને ઠીક લાગે તો તમે આજે અહીંજ રહો અથવા ચાલ્યા જાઓ. હું તમને ફરેબમાં ફસાવું છું, એમ જો તમને જણાઇ આવે તો તમે મને ગમે તે શિક્ષા કરજો. "

" આખો દિવસ હું તારી ઉપર શી રીતે પહેરો રાખી શકીશ, તેજ મને સમજાતું નથી. કોઇ પણ કામ માટે તું મારી પાસેથી આઘી તો જવાનીજ. શું હું આખો દિવસ તારી સાથેજ રહી શકીશ ? એ તો મને તદ્દન અશકય લાગે છે. " આ પ્રશ્ન સત્યસિંહે તેના મનની પરીક્ષા જોવા માટે તેને પૂછયો.

" હજુ પણ મારા બોલવા ઉપર તમને વિશ્વાસ આવતો નથી. તમે મને ઇનામની લાલચ આપી છે, તેથીજ હું તમને મદદ કરીશ કે નહીં ? એ બાબતમાં તમને વસવસો થયા કરે છે તેને માટે હું તદ્દન નિરૂપાય છું. શું તમે માની શકો છો કે આ ભયંકર સ્થાનમાં આખી જીંદગી વ્યતીત કરવાનું મેં મારી રાજીખુશીથી કબુલ કર્યું હશે ?

સુલોચના સત્યસિંહ પાસે જઈ બોલી કે:—" મને લાગે છે કે એની ઉપર આપણે વિશ્વાસ રાખવામાં હરકત નથી. "

" મને પણ તેમજ લાગે છે ! " આનંદે કહ્યું.

આખરે સત્યસિંહ-સુલોચના અને આનંદ એ ત્રણેનો મત એક

થવાથી વિભાવરી ઉપર વિશ્વાસ રાખવાનું અને તે કહે તેમ કરવાનું તરતજ નક્કી કરી નાંખવામાં આવ્યું.

"વિભાવરી ! અમે હવે તારા બોલવા ઉપર વિશ્વાસ રાખશું અને તું કહે તેમ કરવા તૈયાર છીએ, પણ સુલોચના અહીં સાંજ સુધી શી રીતે રહી શકશે ? તે કેદીને ગુપ્ત માર્ગે ન્હસાડીને લઇ જવો એ તો નક્કીજ છે. હું તો અહીંના શિપાઇઓને નજરે પડવું, તે ઉચિત ફાયદાકારક ધારતી નથી પણ ઉલટું જોખમ ભરેલું અને નુકશાનકારક ધારૂં છું."

"કાલે સુલોચનાએ જે પ્રમાણે પેટમાં દુઃખવાનું બાનું–ઢોંગ કર્યો હતો તેમ આજે પણ કરવું, એટલે તેને અહીં રાખવાનું કામ મારા તરફ આવશે, અને હું તેને અહીંજ રાખી લઇશ. વળી મારી તમને એક બીજી સૂચના છે."

"તે શી છે, કહે જોઇએ ?"

"તમો બધા અહીંથી જશો ત્યારે હું પણ તમારી સાથેજ આવીશ. કારણ કે, કેદીને ન્હસાડી લઈ જવામાં મારો હાથ છે, એ વાત તે દુષ્ટ પરમહંસ પાપાનંદ અરે પરમાનંદના ધ્યાનમાં આવ્યા વિના રહેશે નહિ. તે પોતાના ક્રોધને શાન્ત કરવા મારૂં બળીદાન લીધા વિના કદાપિ રહી શકશે નહિ." એટલું બોલી ભયભીત મુખમુદ્રાએ તે ઓરડાની ચારે તરફ જોવા લાગી. તે ધીમે સ્વરે પુનઃ બોલવા લાગી કે–"તે પરમહંસ પરમાનંદ નહીં પણ પ્રત્યક્ષ પાપની પ્રતિમારૂપ પાપાનન્દ છે. તે ભયંકર કાવત્રાંખોર છે. તેનું ફક્ત નામ સાંભળતાંજ માલવદેશના દક્ષિણ વિભાગના તમામ લોકો થરથર ધ્રુજે છે. તે મહંત એક મહાન્ ભયાનક ગુપ્ત સંસ્થાનો પ્રમુખ છે–અધિકારી છે. તે સંસ્થાના લોકોની શિક્ષા કરવાની રીતિ અતિશય ભયંકર અને છુપી છે. તેમજ..."

તેનું આ કથન સાંભળી આનંદ જરા ધ્રુજ્યો. થોડી વાર પછી તે બોલ્યો—" આ મઠના લોકોએ છ વર્ષ પહેલાં મને જે ધમકીઓ આપી હતી તે હજુ પણ મારા સ્મરણમાંથી ખસી શકી નથી."

અતિશય ગંભીર અને શૂરવીરતા ભરેલી મુખમુદ્રાએ દાંત કચ-કચાવીને ધીમે પણ પ્રભાવશાળી અને નિશ્ચયદર્શક અવાજે સત્યસિંહ બોલ્યોઃ—" સરદાર સામંતસિંહ અત્યારે કેવા ભયંકર લોકોની પ્રપંચ-જાળમાં સજ્જડ સપડાયા છે, તે મારા ધ્યાનમાં ઘણીજ સારી રીતે આવી ગયું છે છતાં પણ તે ભયની જરાએ પરવાહ ન કરતાં હું મારા કામનો—ધારેલી ધારણાનો—કદાપિ ત્યાગ કરીશ નહિ તે નહિજ!"

" તમે શું કહો છો તે કાંઇ મારા સમજવામાં આવતું નથી!" સુલોચનાએ કહ્યું.

" અમારા આ માલવદેશના ઉત્તર વિભાગમાં એક મહાન્ ભયંકર સંસ્થા છે. એ વાત તમારા સાંભળવામાં નહીં આવી હોય. તે સંસ્થાનું સામર્થ્ય બહુજ પ્રચંડ—પ્રબળ અને અગમ્ય છે. તે રસ્તાઓ અને રિવાજો પણ બહુજ છુપા છે. અત્યારે જે ગૃહસ્થ કેદખાનામાં પડયા છે, તેઓ તે રક્તપાતી મંડળના એક વરિષ્ઠ દરજ્જાના અધિકારીના હાથમાં સપડાયા છે એ હું નિઃશંકપણે અનુમાન કરી શકું છું." સત્યસિંહે ધીમે અવાજે કહ્યું.

' તો શું તેઓનો અહીંથી છુટકારો કરવાનું કામ સર્વથા અશકય છે?"

" તે સંસ્થાના—મંડળીના સભાસદો ગમે તેટલા સામર્થ્યવાન્ હોય છતાં પણ તેઓ આપણા સરખાજ મનુષ્યો છે, કાંઇ દેવ કે રાક્ષસ નથી. તેમના જાળને છેદન કરી નાંખવાનું કામ અશક્ય છે, એમ માની લેવાનું કાંઇ પણ કારણ નથી. તેમને ફસાવવાનું કામ હું મારા માથે લઉં છું. તેમની લુચ્ચાઇઓ હવે પૂરેપૂરી મારા ધ્યાનમાં

આવી ગઈ છે. આ મઠ અને તેના છુપા રસ્તાઓ તથા અહીં ઉતરેલા મુસાફરોની સાથે ચલાવવામાં આવતી ચાલ, વિગેરે બાબતો હવે સારી રીતે મારા ધ્યાનમાં આવી ચુકી છે. બહેન સુલોચના! હવે તમારે અહીં રહેવાનું કંઈ પણ કારણ નથી. તમે અહીંથી તરતજ નિકળી પડો અને પરમ દિવસે રાત્રે આપણે જે દેવાલયમાં રાત રહ્યાં હતાં તે મંદિરમાં જઇને રહો. ત્યાં રહ્યાં રહ્યાં અમારી વાટ જોજો. અમે બન્ને આ ચોર દરવાજે પાછા જઇ સંધ્યાકાળ થતાં સુધી અહીંજ ક્યાંક આસપાસ છુપાઇને ચુપચાપ પડયા રહીશું. વિભાવરી! સાંજે બે ઘડી રાત ગયા પછી અમે પાછા અહીંજ આવીશું. તું અમને આજ ઓરડામાં આવાને મળજે. આજની જેમજ અમો બન્ને અંદર આવીશું અને અમારા શૂરવીર સશસ્ત્ર સિપાઇઓ અમારી સાથેજ આવશે."

"ઠીક છે, તમે અત્યારે કહ્યું તે પ્રમાણેજ હું વર્તીશ. તમને ગમે તેવી તમે ગોઠવણ કરજો."

"વિભાવરી બહેન! અમારૂં કામ થયા પછી હું તમને ઈનામ તો આપીશજ તે જુદું, પણ અત્યારે બાના તરીકે હું તમને થોડું ઘણું આપું છું તે તમે રાખી લ્યો. એમ કહી સુલોચનાએ પોતાના હાથની આંગળીમાંથી એક હીરાની વીંટી કાઢી તેને આપી. તે જરા આનાકાની સાથે વિભાવરીએ લઈ લીધી.

"જો વિભાવરી! આ બાંઇ સુરક્ષિત રીતે આ ભયંકર મઠ-માંથી સુખરૂપ બહાર નિકળી ગઇ છે, એ અમારા જાણવામાં આવ્યા વિના અમે અહીંથી દૂર જવાના નથી સમજી ને?"

વિભાવરી બહુજ ધીમે પણ ગંભીર અવાજે બોલી કે—"હવે તમારે મને ધમકી આપવાનું કંઈ પણ કારણ નથી. આજે જો કે, તમારૂં મન મારા તરફ—મારી બાબતમાં શંકા ભરેલું છે પણ આવતી

અલેજ તમે મારી સ્તુતિ કર્યા વિના રહેશો નહિ, એવી મને ખાત્રી છે."

થોડી વાર પછી સત્યસિંહે સુલોચનાને કહ્યું કે, "બહેન સુલોચના ! સાવધ રહેજો. અમે જઇએ છીએ અને તમે પણ તે મંદિરમાં પાછાં ચાલ્યાં જાઓ !"

તરતમાંજ તેઓ એક બીજાથી છુટાં પડી ગયાં. સત્યસિંહ તથા આનંદ ચોર દરવાજે થઇ ગુફામાં જઇ પહોંચ્યા. તેમને રસ્તામાં કોઈપણ જાતનો વાંધો કે હરકત આવી નહિ.

## પ્રકરણ ૨૫ મું.

### ગજબ ! ઘાત થઇ ગયો ! હવે શું થશે ?

સૂર્યનારાયણ આખા દિવસનો પોતાનો પ્રવાસ પૂર્ણ કરી અસ્તાચળ પ્રત્યે ચાલ્યા ગયા. સંધ્યા સમય થઇ ગયો. પશ્ચિમ દિશા લાલચોળ જણાવા લાગી. ધીમે ધીમે અંધકાર વધુને વધુ ગાઢ થતો ગયો અને ચારે તરફ અંધકાર અને શ્યામાંબર ધારણ કરી રજની-દેવીએ પોતાનું સામ્રાજ્ય સૃષ્ટિ ઉપર સ્થાપી દીધું.

પહેલાંથીજ માણસને રાત્રિ અને તે પણ અંધકારમય રાત્રિ–દુઃખદ લાગે છે. તે રાત ભર વસ્તીમાં વ્યતીત કરવાની હોય તો તો કંઈ લાગતું નથી, એ ખરૂં છે પણ તમે તમારા ઘરનો ત્યાગ કરી ત્યાંથી એકજ ગાઉ છેટે જઇને એકાદ વૃક્ષના નીચે પડી રહી રાત્રિ વ્યતિત કરી જુઓ ! એટલે તે અંધકારમય રજનીના દુઃખદાયક અને ભયજનક સ્વરૂપનો અનુભવ મળશે. શહેરની પાસેનાજ નિર્જન વનવગડામાં મનુષ્યને રાત રહેવાનું ઘણુંજ કઠિન અને ભયપ્રદ લાગે છે, તો પછી વિંધ્યાદ્રિ પર્વત સરખા ભયાનક પર્વતના તદ્દન મધ્ય ભાગમાં, સિંહમુખ એ નામક યથાર્થ રીતે સાર્થક કરનારા ઘાટની

તદ્દન પાસેનાજ પ્રદેશમાં, એટલુંજ નહિ પણ ભયંકર રી[illegible] અને ક્રોધિત થએલા સર્પની ફેણ ઉપર પોતે પગ [illegible], તે બાબત સારી રીતે જાણવા છતાં પણ જે એ મનુષ્યો એ[illegible] અંધકાર-મય ગુફામાં સ્વસ્થ અને શાંત ચિત્તે બેઠા હતા, તેમની હિંમત કેટલી બધી જબરદસ્ત અને ચમત્કારિક હશે વારૂ ? વાંચકો ! આપ તેમના ધૈર્યનું તોલ કરી કિંમત આંકી શકો તેમ છો ખરા કે ?

નિર્જન-જન રહિત-સ્થાનમાં બેઠેલા મનુષ્યને ભૂત પ્રેત યક્ષ રાક્ષસ અથવા પિશાચયોનીના સંબંધમાં ભય ન લાગે તે બનવાજોગ છે છતાં પણ એકાદ ભયંકર ક્રોધિત સર્પ પોતાની, સામેથી ફુંફાડા મારી પોતાનાજ શરીર ઉપર આવી, પોતાની વિષમય દાઢોથી કરડશે, અથવા પાસેનીજ ઝાડીમાં છુપાઇને બેઠેલો સિંહ કે વાઘ પોતાની ઉપર હલ્લો કરી તેના રાક્ષસી પંજામાં કયારે સપડાવશે, તેનો નિયમ નથી, એવું મનમાં આવવાથી તે ( મનુષ્ય ) ભયભીત થયા વિના રહેશે નહિ.

એટલું છતાં પણ પોતે હાથમાં લીધેલું કામ પરોપકારનું છે, એ એકજ વાત સત્યસિંહ અને આનંદના અંતઃકરણમાં રમમાણ કરતી હતી. તેમના હૃદયને કોઇ પણ જાતના ભયનો સ્પર્શ થયો નહોતો. તેમાં પણ સત્યસિંહ પોતે રસિક અને ચતુર ચિત્રકાર હોવાથી સાયંકાળ પછી અંધકાર છવાઈ જતાં સુધીમાં પર્વત પ્રદેશના સૌંદર્યના દેખાવો ક્ષણે ક્ષણે કેવી રીતે પલટાતા જાય છે, એ દેખાવ તેને દ્રષ્ટિ-ગોચર થતો હોવાથી તેના અંતઃકરણને અનન્ય આનંદનો અનુપમ અને અકલ્પિત અનુભવ થતો હતો.

પરમ દયાળુ પરમેશ્વરે જે સૃષ્ટિ નિર્માણ કરી હતી તે સૃષ્ટિ રહી રહીને વચમાં વચમાં જે જે વૈભવો પ્રકટ કરતી હતી, એ વાત જેમ જેમ તેના ધ્યાનમાં સારી રીતે આવતી જતી હતી તેમ તેમ

તેના ઇશ્વર સંબંધના ઉદાત્ત વિચારો વધારે ને વધારે પ્રગલ્ભ અને પ્રબળ થવા લાગ્યા. તે તદ્દન નિર્ભય અંતઃકરણે પરમાત્માનું ચિંતન કરતો બેઠો હતો.

લગભગ ચાર ઘડી રાત ગયા પછી તે બન્ને મઠ તરફ જવા માટે ત્યાંથી ઉઠયા. તેઓ થોડાજ વાર પછી છેક મઠની પાસે જઈ પહોંચ્યા. તે વખતે સત્યસિંહે પોતાના મિત્ર આનંદને કહ્યું કે— "મિત્ર ! તમે તમારૂં ખંજર મ્યાનમાંથી કાઢી હાથમાં રાખો. તે બહુ કામનું અને જરૂરી છે. વખત છે અને કદાચિત્ કાંઈ દગો થાય તો કામમાં આવે."

"ઠીક છે. હું તેમ કરૂં છું પણ જો કદાચ કાંઇ નવા જુની થશે તો હું મારા પ્રાણનો યોગ્ય બદલો લીધા વિના રહીશ નહિ. તે માટે તમે તદ્દન બેફિકર રહો."

બહુજ સાવધાનતાથી ગુફાના છેડે જે દરવાજો હતો તે તેઓએ ઉઘાડયો. દરવાજો ઉઘાડી બન્ને નીચે ઉતર્યા. સારા ભાગ્યે તેમને કોઈ પણ રીતની હરકત આવી નહિ. મઠનો પાછળના દરવાજો પણ ઉઘાડોજ હતો. તે દરવાજામાંથી તેઓ બેધડક મઠમાં પેઠા અને ગલીમાંથી આગળ જઇ તેઓએ ચોર દરવાજો ઉઘાડયો.

તેઓએ કરેલા ઠરાવ પ્રમાણે તે ઓરડામાં જાગણ વિભાવરી તે બન્નેની વાટ જોતી બેઠી હતી. તેના મનમાં કાંઇ કપટ છે કે નહિ ? તે જોવા માટે તેઓએ પોતાની નજર તેના ઉપર નાંખી પણ તે જરાએ ડરી ગઈ હોય અથવા તો ભયભીત થઈ હોય તેવું કાંઈ પણ ચિહ્ન જણાયું નહિ.

"હું ક્યારનીએ તમારી વાટ જોતી અહીં બેસી રહી છું. સુલોચના બહેન અહીંથી બપોરેજ સુખરૂપ ચાલ્યાં ગયાં." વિભાવરીએ કહ્યું.

"તું અમારી સાથે બહુજ ખુલ્લા દિલથી વર્તી છે તે માટે અમે વિભાવરી ! તારો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. હવે તારી દરેકે દરેક વાત ઉપર વિશ્વાસ રાખવા અમો તૈયાર છીએ-ખુશી છીએ. અમારૂં કામ કાંઈ પણ ખટપટ થયા વિના કે વગર ધોંધાટે પાર પડશે તો તને સારૂં ઇનામ મળશે, એ વાત તો તારા ધ્યાનમાં હશેજ."

"મારા ઉપર અત્યારે જો કે તમારો સમ્પૂર્ણ વિશ્વાસ બેસતો નથી, તેને માટે હું જરાએ ખોટું લગાડતી નથી અને તમને કાંઇ દોષ પણ દેતી નથી. તમારો સમ્પૂર્ણ વિશ્વાસ તરતમાંજ હવે મારા ઉપર બેસશે. વારૂ, પણ તમારામાંથી મારી સાથે કોણ આવશે અને બીજો ક્યાં થોભશે ?"

"હું તારી સાથે આવીશ અને આ મારા મિત્ર આનંદ આ ચોર દરવાજાની પાછળની ગલીમાં છુપાઇને બેસી રહેશે."

તે સાંભળતાંજ આનંદે ફરી ચોર દરવાજો ઉઘાડયો અને પોતે દરવાજાની પાછળની ગલીમાં ચાલ્યો ગયો. દરવાજો પાછો હતો તેમ ને તેમ વાસી દેવામાં આવ્યો. પછી સત્યસિંહે વિભાવરીને પૂછ્યું-"હું તારી સાથે આવીશ; પણ વચમાં હથિયારબંધ માણસો મળશે ખરાં કે?"

"નહીં !" વિભાવરીએ ખુલાસો કર્યો.

"કદાચિત્ મળે તો પણ તેનાથી હું ડરી જવાનો નથી. ભય એટલોજ લાગે છે કે રખેને તેઓ મને ઓળખી લે !"

"જો એમજ છે તો તમે મને કહો કે-ત્રણ ચાર દિવસ પહેલાં જે જુવાન માણસને કેદ કરીને માથાથી તે ગળા સુધીની કાળી ટોપી પહેરાવીને લાવવામાં આવ્યો હતો તે તમો પોતેજ છો કે ?"

"હા. પણ તે વાત તારા જાણવામાં ક્યાંથી આવી ?"

"અજબસંઘ અને તેના હાથ નીચેના સિપાઇઓ જ્યારે તમને

પકડીને અહીં લાવ્યા હતા ત્યારે મેં તમને જોયા હતા."

"મારી જેમજ આંખો ઉપર પાટા બાંધીને આજ સુધી કેટલા માણસોને છુપી રીતે–અજાણપણામાં આ મઠમાંથી બહાર કાઢી મૂકવામાં આવ્યા હશે?"

"જ્યારથી હું અહીં આવી છું ત્યારથી મારી જાણ પ્રમાણે પાંચ છ જણનેજ તેવી રીતે છુપે રસ્તેથી બહાર કાઢવામાં આવ્યા હશે."

"તુ અહીં કયારથી આવી રહી છે?"

"ઘણાં વર્ષોથી–પણ નક્કી ધ્યાન નથી."

"તો પણ આશરે કેટલાં વર્ષોથી?"

"લગભગ દશ વર્ષથી!"

એટલી વાતચિત થઈ રહ્યા પછી વિભાવરીએ તે ઓરડામાંથી મઠમાં જવાનો દરવાજો ઉઘાડયો અને પોતે બહાર પડી. તેની પાછળ પાછળજ આ રસ્તેથી સત્યસિંહ પણ બહાર નિકળ્યો.

થોડાજ વખતમાં તે બન્ને જણાં મઠને એક છેડે આવેલી એક નાનકડી ઓરડીમાં જઇ બેઠાં. તે ઓરડીમાં એક આસન ઉપર વિભાવરીએ સત્યસિંહને બેસાડયો. પછી તેણીએ એક તાકું ઉઘાડયું અને તેમાંથી એક દારૂથી ભરેલો શીશો કાઢયો. બીજી એક પેટી ઉઘાડી તેમાંથી એક પડીકી કાઢી અને પડીકીમાંની ધોળી ભૂકી તે મદ્યના શીશામાં તેણે નાંખી. વિભાવરીનું આ કૃત્ય સત્યસિંહ ધ્યાનપૂર્વક જોતો હતો. પછી તેણે બાવાના શરીર ઉપર હોય તેવી એક કફની, રૂદ્રાક્ષની એક માળા અને થોડીક રાખ, એમ ત્રણ ચીજો પોતાની સાથે લઇ લીધી. એટલી તૈયારી કરી લીધા પછી વિભાવરીએ સત્યસિંહને કહ્યું કે–"મારી પાછળ પાછળ તમે ચુપચાપ થઇને ચાલ્યા આવો. મેં બહુજ સાવધાનતાથી બધી બાજી તૈયાર કરી રાખી છે. મને ખાત્રી છે, એટલુંજ નહીં પણ પૂરેપૂરો વિશ્વાસ છે કે આપણું કામ કોઇ પણ જાતની હરકત વિના સુખેથી સિદ્ધ થઇ જશે."

તે ઓરડીમાંથી બહાર નિકળી તેઓ વગર દરકને એક આંગણામાં આવી પહોંચ્યાં. તે આંગણાના દિવાલમાં એક દરવાજો હતો. ત્યાં જઈ પહોંચતાંજ વિભાવરીએ પોતાની કફનીમાંથી એક કુંચી કાઢી. આ કુંચી જેના કબજામાં હતી તેની પાસેથી તેણે તે માગી લીધી હતી. આ દરવાજાની પેલી તરફ એક નાનકડું મેદાન હતું તે મેદાનની પેલી તરફ એક ઇમારત હતી. તે ઇમારતથી થોડે દૂર તેઓ ગયાં એટલામાં તે ઠેકાણેના એક પહેરેગીરે 'કોણ છે?" એવો સવાલ કર્યો તે સાંભળી વિભાવરી તે પહેરેગીરની મશ્કરી કરતી હોય તેમ તેને કહેવા લાગી કે—" કાંઈ—કોઈ—એકાદ હૃષ્ટપુષ્ટ—ધટ્ટોકટ્ટો બાવો નથી; તદ્દન ગરીબ એવી એક ડોશી—બાઈ માણસ—છું. અરે દમન! મારી તરફ જોઈ કટાક્ષ મો કરીશ નહીં. હું અહીં શા માટે આવી છું, તે હવે તને સાફ સાફ કહી દઉં છું!"

"અચ્છું, પણ આ તારી સાથે કોણ છે?"

અત્યારે ચારે તરફ અંધકાર છવાયેલો હોવાથી તે પહેરેગીરને સારી રીતે સત્યસિંહ દેખાયો નહીં તેથી તે તેને ઓળખી શક્યો નહીં. એટલામાં બીજો પહેરેગીર પણ ત્યાં આવી પહોંચ્યો.

"આ મારો ભાણેજ છે! આજેજ સાયંકાળે તે મને મળવા આવ્યો છે. અરેરે! ગરીબ બિચારો! પહેલાં તે માંદો હતો અને તે માંદગીમાંથી ઉઠયા પછી તેણે પોતાની જબાન ખોઇ દીધી છે—તે મુંગો છે. ઇશ્વરને ગમ્યું તે ખરૂં! તેમાં આપણે શું કરી શકીએ દમન!" વિભાવરીએ તોપ મારી.

"આ પુરૂષની જે વાચા બંધ થઇ છે તે બંધ ન થતાં તેને બદલે કોઈ બાયડીની વાચા બંધ થઇ હોત તો તેનો બકવાદ—લવારો તો બંધ થઇ જાત. જો એમ થયું હોત તો હું બહુ રાજી થાત હો વિભાવરી!"

"હું તારા મસ્કરા સ્વભાવથી કાંઈ અજાણી નથી. વારૂ, દમન ! હું તને શું કહું છું તે તું ધ્યાન દઇ સાંભળ ! પેલી તરફના ભૈરવના મંદિરમાં એક ચમત્કારિક સ્થંભ છે. તેની સાથે પીઠ ઘસવામાં આવે તો ભૂતબાધા યાને પિશાચબાધા નષ્ટ થાય છે. એ બાબતનો અનુભવ આજ સુધીમાં હજારો લોકોને મળેલો છે. એ વાત તો તું જાણેજ છે. જો કોઇ પિશાચબાધ થવાથી આની વાચા બંધ થઈ ગઇ હશે–મુંગો થયો હશે–તો તે ઉપાય કરી જોવાની ઈચ્છા થવાને લીધે મેં ખાસ એને અહીં બોલાવી મંગાવ્યો છે; માટે કૃપા કરી તે મંદિરની કુંચી તું મને ફક્ત બે ઘડીને માટે આપ!"

"વાહરે ! વિભાવરી બાઇ, તારી વાત તો બહુ સારી છે ને શું ? પણ કાલે જો આ વાત પેલા દાદાના જાણવામાં આવી તો તે મારૂં બોડું કાપી નાંખ્યા વિના રહેશે નહિ. તારા ભાણેજના મુંગાપણાના બદલામાં મારે મારૂં બોડું ગુમાવી દેવું, એવો વેપલો હું હજી શાખ્યો નથી હોં કે મારી બા !"

"અરે પણ દમન ! તું આટલો બધો ભય શા માટે પામે છે? આ વાત મહંતને કહેવા માટે કોણ નવરો છે ? પણ તું મારૂં આટલું કામ કરે તો તને આપવા માટે શું લાવી છું, તે જો તો ખરો મુઆ !"

દારૂનો શીશો જોતાંજ તે દારૂડીયા દમનના મોંમાં પાણી છુટયું. તે પોતાના બીજા ભાઈબંધને કહેવા લાગ્યો–"અલ્યા રામદેજી ! માળો આ તો સારો વેપલો થતો દેખું જો ! આપ વેપલો સારો છે કે નહિ, તે મને કો રામદેજી ! નો કો તો તમને મારા ગળાના હમ સે મારા બાપલા !"

રામદેજી પણ હોઠ ચાટતાં બોલ્યો–"હારા માટે પૂસો સો કાં! માળે આજ કંઇ ટાઢ પડે સે ને હું !"

આખરે બહુ રકઝક કર્યા પછી બન્ને પહેરેગીરોએ વિભાવરીને

કુંચી આપી. દારૂનો શીશો તેની પાસેથી તેઓએ લઈ લીધો અને કહ્યું કે–"વિભાવરી, તું મને તાણુ કરે સે તો લે હું લાચાર સું. આ હું મારી કમરે કુંસીઓનો ઝુડો ખોહેલો સે તેમાં ઇ કુંચી માળી ક્યાંક છુપાઈ ગઈ સે. માટે તું આ હંધો કુંચીઓનો ઝુડો લઇ જા. તારૂં કામ થઇ રહે એટલે અમને તે પાસો દઇ જજે મારી માવડી ! અરે રામદેજી, ઉઠ મારા ભા ઉઠ. આપણે પણુ હેંડો મારા બાપલા. વોલી ગફા સે ને ત્યાં કણે જાઈ આપણે આ દનિયાનું અમરત પીજીએ અને ત્યાંજ થોડો વખત લેરૂં મારીએ." કુંચીઓનો જુડો વિભાવરીને આપી દઈ તે બન્ને દારૂડીયા પહેરેગીરો પોતાના ધારેલા ઠેકાણે દારૂના શીશાને સાથે લઈ ઉપડી ગયા. તે દારૂમાં બેભાન થઈ જવાની ભૂકી નાંખેલી હોવાથી તે બન્ને પહેરેગીરો તરફથી કાંઈ પણ ચિંતા રાખવાનું કારણુજ નહોતું.

થોડી વારમાંજ તે બન્ને–સત્યસિંહ અને વિભાવરી–દેવાલયના દરવાજે આવી પહોંચ્યાં. પોતાની પાસેના કુંચીઓના લુમખામાંથી વિભાવરીએ એક કુંચી કાઢી સત્યસિંહને આપી અને તેને દરવાજો ઉઘાડવાનું કહ્યું. તે તાળું ઉઘાડે છે એટલામાં તો પાછળના ભાગમાં કોઈનાં પગલાંનો અવાજ તેઓના સાંભળવામાં આવ્યો. તેથી તે બન્નેએ પાછું વાળીને જોયું તો તેમને જણાયું કે, "દેવાલયની દિવાલની પાસેથી કોઇ એક ઉંચો પુરૂષ પોતાની તરફ આવે છે." એટલામાં "ત્યાં કોણ છે?" એવા બહુજ ધમકી ભરેલા અને કડક અવાજે ઉચ્ચારવામાં આવેલા શબ્દો તેઓના સાંભળવામાં આવ્યા. આવી આકસ્મિક રીતે પોતાના કામમાં વિઘ્ન આવેલું જોઇ વિભાવરી જોગણની હિંમત તદ્દન નષ્ટ થઈ ગઇ અને ભયભીત અવાજે નીચેના શબ્દો તેના મુખમાંથી બહાર પડયા.

"સત્યસિંહ! ગજબ થયો! ઘાત થઇ ગયો!! હવે શું થશે?"

## પ્રકરણ ૨૬ મું.

### પરમાનંદ કે પાપાનંદ?

" પરમહંસ પરમાનંદ નામના આ મઠના માલેક–મહન્ત અહીં આવી પહોંચ્યા છે." વિભાવરીના આ ભયભીત શબ્દો સાંભળતાંજ, પોતાના ઉપર કેવી આફત અચાનક આવી પડી છે, તે વાત તરતજ સત્યસિંહના ધ્યાનમાં આવી ગઈ. પણ હવે તેને વિચાર કરવા માટે બે ચાર પળ સિવાય વધારે વખત નહોતો

" અરે ! આ તો વિભાવરીના શબ્દો ! આવા અંધકારમય રાતના વખતમાં તું અહીં ક્યાંથી !? શા માટે આવી હતી ? તારી સાથે આ કોણ છે !?" પરમહંસ પરમાનન્દે પરમાશ્ચર્યથી વિભાવરીને પૂછ્યું.

આ વખતે વિભાવરી તદ્દન ગભરાઈ ગઈ. તે થરથર ધ્રુજવા લાગી અને બહુજ દયામણું મોઢું કરી–ઝટપટ કરતી બોલી:–" સ્વામિ મહારાજ ! ક્ષમા કરો. મારી ભૂલ થઈ. મારા ઉપર દયા કરો !"

" હું સમજ્યો સમજ્યો ! હું સારી રીતે સમજ્યો વિભાવરી !! મારી સાથે કપટ કરવાનો તમારો બધાનો વિચાર થયો લાગે છે. પણ યાદ રાખજે કે મારા જેવા પરાક્રમી પુરૂષની સાથે બાથ ભીડવાની છે."

વિભાવરી અને પરમહંસ પરમાનંદની વચ્ચે થતી વાતચિત પૂરી થાય તે પહેલાં તો સત્યસિંહે હવે શું કરવું એ બાબતનો પોતે પૂરેપૂરો નિશ્ચય કરી લીધો હતો. વિભાવરી જેમ જેમ વખત જતો હતો તેમ તેમ પ્રસંગાવધાનનો–હિંમતનો–વધારે ને વધારે ત્યાગ કરતી જતી હતી તે વાત સત્યસિંહ પામી ગયો અને તે બાવાએ ખરી

વાત જાણી લીધી છે એમ પણ તેને ખાત્રી થઈ. અત્યારે પોતાની ઉપર જે સંકટોથી ભરપૂર—શિરસટ્ટાનો પ્રસંગ આવી પડયો છે, તેમાંથી બહુજ હિંમત અને બહાદુરીથી મુક્ત થવાનો વિચાર તેણે કરી લીધો. જેમ કોઈ વાઘ પોતાના ભક્ષ ઉપર એકદમ ઝડપ મારે છે, તે પ્રમાણે સત્યસિંહે તે પરમહંસ પરમાનંદ ઉપર ઝડપ મારી અને તરતજ તેને તેણે જમીન ઉપર ચત્તોપાટ પાડી દીધો.

પછી તેની છાતી ઉપર ઢીંચણ ટેકવી, પોતાના પગની નીચે તેનો એક હાથ દબાવી, પોતાનો ડાબો હાથ તેના મુખ ઉપર દબાવી રાખ્યો અને જમણે હાથે એક કાતિલ ખંજર તેની છાતી સામે ધરી રાખી તે બોલ્યો—"ઓ લુંટારા બાવા ! સાધુના રૂપમાં શયતાન ! જો એક પણ બુમ તેં પાડી છે તો તરતજ આ ખંજરથી હું તારી છાતી ચીરી નાંખીશ. અત્યારે હું મારા જીવ ઉપર આવી ગયો છું—મરણીયો બની ગયો છું. જો તું જરાએ ગડબડ કરીશ તો જરૂર હું તને મારી નાંખીશ ! પછી મારૂં ગમે તેમ થશે તેની મને લગારે પરવાહ—દરકાર નથી."

વિભાવરી આ વખતે અચાનક આવેલી આફતથી બાવરી બની જઈ સત્યાસંહનું તમામ કામ સ્તબ્ધપણે જોતી—થથરતી—ધ્રુજતી ઉભી હતી. તેની તરફ જોઇ સત્યસિંહે કહ્યું:—

"વિભાવરી ! ઉતાવળ કર, દરવાજાનું તાળું ઉઘાડી નાંખ. ડરી જવાનું કાંઇ પણ કારણ નથી. આપણો ઉદ્દેશ હજુ પણ વગર હરકતે સિદ્ધ થશે. પહેલાં તું એકાદ દોરી મળે તો મને જલદી લાવી આપ !"

વિભાવરીને પુનઃ હિંમત આવી. તેણે દરવાજાનું તાળું ઉઘાડયું અને અંદર જઇને દોરી ખોળવા લાગી. થોડાજ વખતમાં તેને બહુજ મજબુત, ચીકણી અને ઝીણી દોરીનું એક બંડલ મળી આવ્યું. તે

તેણે તરતજ લાવીને સત્યસિંહને આપ્યું. સત્યસિંહે પોતાનો જમણો હાથ છુટો કરવા ખંજર પોતાના મુખમાં લીધું અને ઢીંચણવતી તે સાધુની છાતી ખુબ દબાવી રાખી. પોતાનો ડાબો હાથ પણ તેણે તેના મુખ ઉપરથી લઈ લીધો. મોઢું ખુલ્લું થયું છતાં પણ તે પરમહંસ પરમાનન્દના મુખમાંથી એક પણ શબ્દ બહાર નીકળી શક્યો નહિ. કારણ કે સત્યસિંહના તમામ શરીરનો ભાર તેની છાતી ઉપરજ હતો.

પરમહંસ પરમાનન્દની આવી સ્થિતિ થવાથી તેની મુખમુદ્રા એક રાક્ષસ સરખી ભયાનક દેખાવા લાગી.

તેની તરફ જરાએ ધ્યાન ન આપતાં સત્યસિંહે પ્રથમ પરમહંસના બે હાથ બાંધ્યા અને પછી પગ પણ જકડીને ખુબ સખત બાંધ્યા. આ કાર્ય પુરૂં થતાંજ સત્યસિંહ તેની છાતી ઉપરથી નીચે ઉતર્યો અને ખંજર પાછું મોંમાંથી હતુ તેમ ને તેમ હાથમાં લીધું.

છાતી ઉપરનો ભાર જરા ઓછો થતાંજ તે ભયંકર મહન્ત ધીમેથી બોલ્યો—“ મારા પ્રાણ લેવાનો તો તમારો વિચાર—ઇરાદો નથી ને ?”

એ પ્રશ્ન પૂછવાનું કારણ એ હતું કે પહેલાં સત્યસિંહે તેને જે ધમકી આપી હતી અને તેણે અત્યારે જે કામ કરવા માંડયું હતું, તે ઉપરથી આ માણસ મારા પ્રાણ લેશે કે શું ? એવી શંકા તે મહન્તના મલીન મનમાં ઉત્પન્ન થઈ હતી.

“ઓ મલીન મનના મહન્ત ! તું જો અમારા કામમાં કાંઇ પણ અડચણ નહીં કરીશ તો તારા પ્રાણ લેવાની મારી બિલકુલ ઇચ્છાજ નથી.” સત્યસિંહે ભાર દઇને કહ્યું.

“ તમારૂં તેવું તે શું કામ છે ? મારી ઉપર આમ ગજબ ગુજારવાનું કારણ ?”

“ઓ નટખટ—નરખર ! ચૂપ રહે. વગર કારણે કોઇને ત્રાસ આપવો

આવા રક્તપાત કરવો, એ વાત કે વિચાર મને જરાએ પસંદ નથી. તો પણ અત્યારે માટે આ સમય બહુજ કટોકટીનો અને જોખમ ભરેલો હોવાથી મેં દયા–માયાને ગોટાપોટા કરી એક તરફ મૂકી દીધી છે. હવે જો તું એક પણ શબ્દ બોલીશ તો હું આ ખંજર તારી છાતીમાં ભોંકી દઈશ. ફક્ત હું તને પૂછું તે સવાલોના જવાબોજ તું આપ."

તે બાવાના હાથ–પગ બાંધવામાં અને ઉપરની વાતચિત કરવામાં બહુ તો બે ચાર મિનિટ જેટલો વખત લાગ્યો હશે. પછી સત્યસિંહે તેના હાથ પગ એકત્ર બાંધીને તે મહન્તની ગાંસડી બાંધી. તે ગાંસડી પોતાના ખાંધે ઉપાડી લઈ વિભાવરીએ જે દરવાજો ઉઘાડયો હતો તે દરવાજામાંથી સત્યસિંહ દેવાલયમાં ગયો. દરવાજો બંધ કરવા વિભાવરીને કહેવામાં આવતાંજ તેણે તેમ કર્યું. વિભાવરીએ અંદરથી દરવાજાને તાળું મારીને તેની કુંચી સત્યસિંહને આપી.

આ ઈમારતમાં એક સમાઇમાં ઝીણો દીવો બળતો હતો. સત્યસિંહે તેની ચારે તરફ એક વાર સૂક્ષ્મદ્રષ્ટિએ અવલોકન કર્યું અને ત્યાં કોઇ માણસ નથી, એવી તેણે ખાત્રી કરી લીધી.

તે નામે પરમાનન્દ પણ કરણીએ પાપાનન્દ જેવા બાવાની બાબતમાં પૂર્ણપણે સંતોષકારક નહીં તો પણ કેટલેક અંશે સંતોષજનક ગોઠવણ થઇ. હવે તેને વધારે હેરાન કરવાનું સત્યસિંહે માંડી વાળ્યું; પણ સમય બહુજ કઠિન હોવાથી હજુ પણ તે બાવાની બાબતમાં એક બંદોબસ્ત વધારે કરવાની જરૂર હતી.

હવે જો તે તે બાવાને તેજ સ્થિતિમાં મૂકી ચાલ્યો જાય તો પોતે દૂર ગયા પછી કદાચને તે બુમાબુમ કરી મૂકશે તો મઠમાંના લોકો હોંશિયાર–સાવધ થઇ ત્યાં આવી પહોંચશે અને બહુજ ગડબડ થઈ જશે અને ઘણા દિવસથી રાતદિવસ સખત સંકટો સહન કરી જીતેલી બધી બાજી બગડી જશે અને ધાર્યું સોનું બધુંએ ધુળધાણી થઈ

જશે. એના પરિણામે શું ? ભયંકર મોત અને સુલોચનાની નિરાશા !

એ વાત સત્યસિંહને પોતાની દ્રષ્ટિ સમક્ષ એક પ્રજ્વલિત દીપક જેવી સ્પષ્ટ દેખાતી હતી. જેની રીતે તેના હાથ પગ બાંધીને તેની હાલચાલ બંધ કરી હતી તેવીજ રીતે તેનું મોઢું પણ બંધ કરવાની અતિશય આવશ્યકતા હતી. તેથી તેણે પરમાનન્દે જે કફની પહેરી હતી તે ફાડી નાંખી અને તેનો ડુચો વાળી તેના ( પરમાનન્દના ) મોંમાં ઘાલ્યો અને તે ડુચો તે બહાર ન કાઢી નાંખે માંટે ઉપરથી તેને મોઢે એક પાટો પણ તેણે સજ્જડ રીતે બાંધી દીધો.

આ કામ કરવામાં વિભાવરી પણ તેને અંતઃકરણપૂર્વક પોતાથી બની શકતી તમામ મદદ આપતી હતી. કારણ કે, જો તે મહન્ત છુટો થઇ બુમાબુમ કરી પોતાના માણસોને ભેગા કરી શકે તો હાથમાંથી જીવતાં છુટી જવાની આશા તેના મનને આકાશકુસુમવત્ હતી. માટેજ પોતે તથા સત્યસિંહ જ્યાં સુધી મઠમાંથી બહાર નીકળી જઇ કોઈ નિરાપદ સ્થાનમાં ન પહોંચી જાય, ત્યાં સુધીને માટે તે બાવાની બાબતમાં સખતમાં સખત બંદોબસ્ત કરવાનું તે સત્યસિંહને વારંવાર કહેતી હતી.

તે મહંતના હાથે-પગે બાંધેલી દોરીઓ બહુજ મજબુત છે અને તેની ગાંઠો પણ સખત વાળેલી છે, એવી પોતાના મનને પૂરેપૂરી ખાત્રી થયા પછી સત્યસિંહે તે મહન્તને કહ્યું કે—

“ઓ કાવાદાવાઓથી ભરેલા બાવા ! અમે અમારૂં કામ પૂરૂં કરી તરતમાંજ અહીં પાછાં આવીએ છીએ. ત્યાં સુધીમાં જો તું કાંઇ પણ બોલવાની હિલચાલ કરીશ અથવા તારે હાથે-પગે બાંધેલી દોરીઓ તોડવાની કંઈ પણ કોશીશ કરીશ તો યાદ રાખજે કે—હું પાછો અહીં આવ્યા બાદ તને તારા એ અપરાધને માટે બહુજ ભયંકર એટલે દેહાન્તદંડની શિક્ષા કર્યા વિના રહીશ નહિ.”

"ઓ પરમહંસના પવિત્ર પોશાકમાં છૂપાયલા પાપી પિશાચ ! હું તને ઘણી સારી રીતે જાણું છું. ભયંકર રક્તપાતી સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના એક ઉચ્ચ અધિકારી ! હું તને સારી રીતે પીછાણું છું. ઓ સાધુના વેશમાં રહેલા શયતાન દુષ્ટ બાવા મહા મલીન મતિવાળા ચતુર મહન્ત ! તું ભૂલીશ નહિ કે આ સત્યસિંહ તારા દરેકે દરેક ભયંકર કૃત્યથી અજાણ્યો હોય ! તારાં કૃત્યોજ એવી નીચતા અને પાપોથી ભરેલાં છે કે જેમાં પુણ્યનો કે સજ્જનતાનો અંશ પણ નથી. તારૂં નામ પરમહંસ પરમાનંદ છે પણ તારાં કૃત્યો અધમાધમ છે. ઓ પરમહંસ પરમાનંદ અમારે તને પરમાનંદ કહેવો કે પાપાનંદ ? તુંજ કહે કે—'તું પરમાનંદના સ્વરૂપમાં છુપાયેલો પુણ્યાનંદ છે કે પાપાનન્દ ? !' વિભાવરી, ચાલ હવે આપણે આપણા કામની સિદ્ધિને માટે બની શકતી તમામ કોશીશ કરીએ."

એટલું કહી ત્યાંથી તે બન્ને ચાલ્યાં ગયાં અને પરમાનંદ રૂપમાં જણાતો તે મઠનો મલીન મનનો માલેક પાપાનંદ બંધાએલો ને બંધાએલો ત્યાંજ પડ્યો રહ્યો.

સત્યસિંહ અને વિભાવરી બન્ને ત્યાંથી ચાલી નિકળ્યા બાદ એક મંદિરમાં આવ્યાં. તે મંદિરનો દરવાજો ઉઘાડીને બહાર પડતાંજ બહાર બહુજ અંધકાર છે, એમ તેમને જણાયું. તેથી વિભાવરી પાછી મંદિરમાં દીવો લેવા આવી. ત્યાંથી એક કોડિયું લઇ તેમાં બળતી સમઈમાંથી ઘી અને વાટય નાંખી તે પાછી સત્યસિંહ પાસે આવી.



## પ્રકરણ ૨૭ મું.

### બસ ફત્તેહ ! !

સત્યસિંહ અને વિભાવરી તે દરવાજામાંથી બહાર નિકળ્યાં અને એક બુરજ પાસે તેઓ જઇ પહોંચ્યાં. ત્યાંથી પગથીએ થઈ ઉપર ચઢવા માંડયું. તે પગથીઆં કેટલાં છે, તેની સત્યસિંહ ગણુતરી કરતો ચઢતો હતો. તમામ પગથીઆં તેઓ ચઢી રહેતાં તે પગથીઆં બરાબર એકાણું છે. એમ તેને જણાયું.

આ ઠેકાણે બહુજ સૂસવાટા મારતો પવન આવતો હતો. તેથી દીવો સંભાળતાં વિભાવરીને બહુજ મહેનત પડી.

પત્થરના દાદરનાં પગથીઆં ચડી રહ્યા પછી તેઓ જરા આગળ વધ્યાં ત્યાં તેમને સામેજ એક ગોળ ઇમારત જણાવા લાગી. આ ઠેકાણે તટની દિવાલ બહુજ ઉંચી હતી. તે મઠમાંના લોકો તે જગ્યાને બુરજ એવા નામથી ઓળખતા હતા.

આ જગ્યાએ ઢંગધડા વિનાનું પણ વાયુ અને વરસાદની સામે બહુ બહુ ટક્કર ઝીલે તો પણ તેની મજબુતી ઓછી ન થઇ શકે, એવું એક મજબુત છાપરૂં બાંધવામાં આવ્યું હતું. ત્યાં આવેલી તે ઇમારતના દેખાવ બહુજ ભવ્ય દેખાતો હતો. આ સમયે જો વિભાવરીના હાથમાંના દીપક જરા વધારે પ્રકાશ આપનાર હોત તો સત્યસિંહ ત્યાં થોડો વખત ખોટી થઇને પણ તે જગ્યાનું અવલોકન કર્યા વિના રહેત નહીં. તેમને આ ઇમારત દેખાવા લાગી તેજ સમયમાં ભીંતમાં એક મોટો પ્રચંડ દરવાજો પણ તેમના જોવામાં આવ્યો.

તરતજ તેઓ તે ઇમારત પાસે ગયા. તે ઇમારતનો દરવાજો

બહુજ મજબુત હતો. તેને એક જબરૂં તાળું મારવામાં આવ્યું હતું. તે તાળાની કુંચી પોતાની પાસે નથી, એમ ખબર પડતાંજ તેઓને જરા ક્ષોભ થયો. આપણા રસ્તામાં આવેલ આ અડચણને કેવી રીતે દૂર કરવી, તેની તેઓને બહુજ પંચાત થઇ પડી. તો પણ તે તાળું બંધ કરેલું છે કે નહીં, તે જોવાના વિચારથી સત્યસિંહે તેને ખેંચી જોયું તો તે એકદમ ખુલી ગયું ! ! આ કામમાં જાણે પ્રત્યક્ષ પરમેશ્વરની પોતાને મદદ મળી હોયને, એમ સત્યસિંહના મનમાં આવ્યું અને તેથી તેણે તથા વિભાવરીએ પોતાના ખરા અંતઃકરણથી ઇશ્વરનો આભાર માન્યો.

તે દરવાજાનું તાળું બંધ ન હોવાનું કારણ શું ? કારણ એ છે કે ચાર દિવસ થયાં તે દરવાજે તાળું મારવાનું કામ મહન્ત પોતે કરતો હતો. ચાર દિવસ પહેલાં કેદીએ પોતાને મુક્ત કરવાની સત્યસિંહને વિનંતિ કરી હતી એ વાત તે મહન્તના સાંભળવામાં આવી ત્યારથી તે મહન્ત પોતેજ બુરજના દરવાજે તાળું વાસીને કુંચી પોતાની પાસે રાખતો હતો. સંધ્યાકાળને સમયે કેદીને કોટડીમાં પૂરી દીધા પછી દરવાજે ફક્ત તાળું એમને એમ રાખવામાં આવતું હતું. જે કોટડીમાં સરદાર સામંતસિંહ કેદ હતો તે કોટડીના દરવાજેજ તાળું મારવા મહંત પોતેજ જતો હતો પણ તે તે કોટડીની પાસે પહોંચે તે પહેલાં તો તેની કેવી સ્થિતિ થઇ તે અમારા વાંચકો જાણેજ છે.

વિભાવરી અને સત્યસિંહ એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં કોટડીનો દરવાજો ઉઘાડી અંદર પેઠાં.

તે ઓરડી લગભગ દશ હાથ લાંબી પહોળી હતી. ત્યાં એક ખાટલો, કોડીયામાં બળતો એક ઝીણો દીવો, પાણીનો લોટો, એવા એવાજ પાંચ ચાર નિરૂપદ્રવી પદાર્થો પડ્યા હતા.

તે કોટડીમાંના ખાટલા ઉપર સૂતેલો એક માણસ સત્યસિંહને જોતાંજ એકદમ ઉઠીને બેઠો થયો. તે મનુષ્યનો ચહેરો જો કે સુંદર હતો છતાં પણ તે ફિક્કો દેખાતો હતો. ચિંતા અને દુઃખની વિષાદમય છાયા તેની ઉપર પથરાયેલી હતી.

વિભાવરી જરા આગળ વધી અને અજવાળું સત્યસિંહના મુખ ઉપર બરોબર પડે તેવી રીતે દીવો ઝાલી રાખ્યો. સત્યસિંહ તરફ દયાળુ મુખે જોઇ આતુરતાપૂર્વક તે બંધીવાન પુરૂષે સત્યસિંહને કહ્યું–" તમારો ચ્હેરો ઓળખતો હોઉં તેમ લાગે છે. થોડાજ દિવસ પહેલાં મેં તમને જોયા હોય તેમ લાગે છે. "

" હા. તેમ છે ખરૂં. ચાર દિવસ પહેલાં તમે જે માણસને તમને મુક્ત કરવા માટે વિનંતિ કરી હતી તે હું પોતેજ છું. આજે હું તમને છોડાવવા માટેજ અહીં આવ્યો છું. "

" મારા છુટકારા માટે તમે અહીં આવ્યા છો એ તે કેમ બને ? " અત્યંત આનંદ અને અજાયબીથી તે કેદીએ કહ્યું.

" આ વાત તદ્દન સાચી છે. ચાલો ઉતાવળા થાઓ. એક ક્ષણનો પણ વિલંબ ન કરો ! જે વખત જાય છે તે બહુજ કિંમતી–અમૂલ્ય છે. "

પોતાની બગલમાંનું પોટલું વિભાવરીએ નીચે મૂક્યું અને તેમાંથી કફની, રાખ અને માળા કાઢી તે કેદીની સમક્ષ મૂક્યાં. પછી તે બોલી–" એકદમ આ કફની ધારણ કરી લ્યો, આ માળા કંઠમાં પહેરી લ્યો અને આ રાખના કપાળમાં આડા અવળા ગમે તેવા પટા કાઢો. વાહ વાહ બહુજ સારી વાત છે કે, તમારી દાઢી અને મૂંછો વધેલી હોવાથી તમને આ વેશ બહુજ શોભે છે. ઘણુ ભાગે આ વેશમાં તમને કોઇ ઓળખી શકે તેમ નથી "

વેશ બદલવાનું કામ પુરૂં થતાંજ ત્રણે તે કોટડીમાંથી બહાર આવ્યાં. બહુજ ઉતાવળથી તે એક્રાણું પગથીઆવાળો પત્થરનો દાદર

ઉતરી જઈ એકદમ તેઓ જ્યાં મહંત પરમાનંદને બાંધી મૂકયો હતો ત્યાં આવ્યાં. આ વખતે ચારે તરફ નિસ્તબ્ધતા છવાએલી હતી.

તે મંદિરમાંથી બહાર નિકળતી વખતે સત્યસિંહે તે મહાત્માના પોશાકમાં છુપાઇ રહેલા દુરાત્મા જેવા મહંત પરમાનંદ તરફ એક વખત જોયુ. સત્યસિંહ તેને જે સ્થિતિમાં છોડી ગયો હતો તેજ સ્થિતિમાં તે હતો. તેની શ્વાસોશ્વાસની ક્રિયા નાકદ્વારાએ સુખરૂપ થતી હતી છતાં પણ તે બોલી કે બુમ પાડી શકે તેવી સ્થિતિમાં નહોતો. સત્યસિંહે તેને કહ્યું કે, " મહંત મહાશય ! તમને આવી અવસ્થામાં મૂકી આગળ ચાલી જવા માટે મને દુઃખ થાય છે પણ મારા અને બીજા પુષ્કળ પુરૂષ પ્રાણી ઉપર કોઈ દુઃખદ પ્રસંગ ન આવે તે માટે અહીં આવી બીજો કોઈ તમારી મુક્તતા ન કરે, ત્યાં સુધી તમારે આને આ સ્થિતિમાં પડી રહેવાનું છે. ખરી રીતે જોતાં મહંત મહારાજ ! તમને આનાથી પણ ભયંકર શિક્ષા થવી જોઇએ, એમાં કાંઈ પણ ગેરવ્યાજબી નથી છતાં પણ હું ન્યાયાધીશ ન હોવાથી તમને આના કરતાં વધુ શિક્ષા કરી શકતો નથી."

આ વખતે આવી અપમાનાસ્પદ અવસ્થામાં આવી પડવાથી તે પોતાના મનમાં ને મનમાંજ ધુંઆ-પુંઆ થઈ રહ્યો હતો. અપમાનના અગ્નિમાં તે બળતો હતો. તેની મુખમુદ્રા એક રાક્ષસ જેવી વિકરાળ અને પિશાચ જેવી ભયાનક દેખાતી હતી તે જોઇને સત્યસિંહ જેવા સાહસિક શૂરવીર પુરૂષ પણ જરા અચકાયો. તેની ભયંકર મુખમુદ્રા પર કઠોરતા, નિર્દયતા-ક્રૂરતા અને દ્વેષ મત્સરાદિક તામસિક મનોવૃત્તિઓના ભયાનક છટા સ્પષ્ટપણે દેખાઈ આવતી હતી.

ત્યાંથી તેઓ ચાલ્યા અને જે જગ્યાએ દમન અને રામદેજી નામના પહેરેગીર સૂતા હતા ત્યાં આવ્યા. સત્યસિંહે તે પહેરેગીરની કમરમાંથી તરવાર લઇ લીધી. તે તરવાર તે છુટા કરેલા ગૃહસ્થના હાથમાં આપીને સત્યસિંહે તેને કહ્યું-" સરદાર સાહેબ ! આ હથિયાર

તમારી પાસે રાખો. વખત આવે તેનો કેવી રીતે ઉપયોગ કરવો તે તો તમે જાણોજ છો. મને ખબર પડી છે કે તમે અવંતિનગરીમાંના એક ઉચ્ચ અને ખાનદાન કુલીન કુટુંબના કુળદીપક છો અને હું જો ન ભૂલતો હોઉં તો તમારૂં નામ પણ સરદાર સામંતસિંહ છે!"

આ હથિયાર વાપર્યાને—તેનો ઉપયોગ કર્યાને આજે આઠ વર્ષ થઇ ગયાં છે તેથી મને તેનો અભ્યાસ નથી છતાં એક વખતે મારી આસપાસ વિંટાઈ ગયેલા દશ વીશ દુસ્મનોમાંથી માર્ગ કાઢીને હું બહાર નિકળી શકીશ ખરો.

આખરે તેઓ ત્રણે જણાં કાંઇ પણ હરકત વિના જે ઓરડામાં ગઇ રાત્રે સુલોચના સૂતી હતી ત્યાં આવ્યાં. ત્યાં આવતાંજ પોતાના અંતઃકરણમાં આવેલા અત્યંત આનંદના અતિશય આવેગને અટકાવવા અસમર્થ થઇ પડવાથી સત્યસિંહે કહ્યું કેઃ—"આપણું કામ સોળે સોળ આના સફળ થઈ ગયું. આપણે અનેક આફતો સહન કરી તેનો બદલો આપણને પરમેશ્વરે પૂરેપૂરો આપ્યો છે."

"તમે મારી મુક્તતા કરી તે માટે હું પરમાત્માનો તેમજ તમારો ઉપકાર માનું છું. હું તમારા આ કામથી તમારો બહુજ ઋણી થયો છું." સરદાર સામંતસિહે કહ્યું.

આ વખતે લગભગ અર્ધી રાત વ્યતીત થઈ ગઈ હતી. સત્યસિંહે ઉચ્ચારેલા ઉક્ત શબ્દો સાંભળતાંજ આનંદ પણ તે ત્રિપુટીને આવી મળ્યો તે બોલ્યા—"ઇશ્વર કૃપાએ આપણી મહેનત સફળ થઇ એ ઘણીજ ખુશીની વાત છે."

પ્રથમ વિભાવરી જાગણું ત્યાર બાદ સરદાર સામંતસિંહ, આનંદ અને સત્યસિંહ એમ અનુક્રમે ચારે મનુષ્યો તે ચોર દરવાજામાં થઇને બહાર નિકળી ગયાં. થોડાજ વખતમાં ગુફા વિગેરેમાંથી સુરક્ષિતપણે બહાર પડી તે નાનકડો સમુદાય તે ભયંકર મઠથી બહુ દૂર પહોંચી ગયો.



## પ્રકરણ ૨૮ મું.

## સુખ દુઃખની બે વાતો.

સરદાર સામંતસિંહની ઉમ્મર આ વખતે લગભગ બેતાળીસેક વર્ષની હશે. આ સમયે જો કે તેની મુખમુદ્રા દુઃખ અને ચિંતાયુક્ત જણાતી હતી છતાં પણ તેનો ચહેરો એકંદર રીતે જોતાં બહુજ સુંદર દેખાતો હતો, એમ નિઃશંક અને નિર્વિવાદ છે. કેદખાનાનાં કઠિન કષ્ટો તેણે બહુજ ભોગવ્યાં હતાં એ જો કે ખરૂં છે છતાં પણ તેનાં નયનોમાંથી તેજસ્વીપણું કમી થયું નહોતું અને તેના મસ્તકના તેમજ દાઢી કે મુંછના વાળ જરાએ પાક્યા નહોતા. તેનો વિશાલ ભાલ-પ્રદેશ ભવ્ય, તેજસ્વી અને બુદ્ધિમત્તાદર્શક હતો. તેના શરીરના એકંદર દેખાવ પ્રભાવશાળી અને ભવ્ય હતો. તેનો અવાજ મર્દાની અને આજ્ઞા-દર્શક હતો છતાં તે બહુજ મધુરતાથી ભરપૂર હતો. એકંદર રીતે જોતાં તેની વર્તણુક બહુજ સભ્યતા અને સજ્જનતા ભરેલી, તેમજ સરળ અને ઉદાર હતી. તો પણ અત્યારે જે માણસ અવન્તિનગરીમાં તેનું નામ—સરદાર સામંતસિંહ—ધારણ કરીને રહ્યો હતો, તે વિલાસવતીના પતિના સ્વરૂપમાં અને આ માણસના સ્વરૂપમાં આશ્ચર્યજનક અને ચમત્કારિક સમાનતા હતી. એ સામ્યતા ફક્ત શરીરના સંબંધમાં હતી. તેના અને આના સ્વભાવમાં અવની અને આકાશ જેટલું અંતર હતું. વિલાસવતીનો પતિ ગામડીયા જેવો, હલકટ, હિણો અને માનસિક સંસ્કાર રહિત હતો; પણ આ ગૃહસ્થ સંભાવિત, સજ્જન, સદાચારી, સદગુણી અને સરળ સ્વભાવનો તેમજ ઉચ્ચ માનસિક સંસ્કારો યુક્ત હતો.

સત્યસિંહ એક માર્મિક અને ચતુર ચિત્રકાર હોવાથી તેણે જ્યારે પોતાના અંતઃકરણની સમક્ષ તે બન્નેની કાલ્પનિક પ્રતિમાઓ ઉભી

ફરી તે બન્નેની તુલના કરી જોઇ ત્યારે—તે વખતે—તેને જણાઇ આવ્યું કે—અવન્તિનગરીમાં રહેનારો પોતાનો બનેવી નામધારી સરદાર સામંત આ ખરા સરદાર સામંતસિંહનું ફક્ત અપવિત્ર પુતળુંજ છે. એમાં જરાએ સંદેહ નથી.

સત્યસિંહે કહ્યું કે—“સરદાર સાહેબ સામંતસિંહજી! તમો પોતેજ ખરા હક્કદાર સરદાર સામંતસિંહ છો, એવી મારી કલ્પના છે, તે સર્વથા સત્યજ છે ને?”

“હા. હું તેજ દુર્ભાગી મનુષ્ય છું. આજે જો તમે તે ભયંકર બંધીવાસમાંથી મારી મુક્તતા ન કરી હોત તો હજુ પરતંત્રતાનાં દુઃખો મારે કેટલાં સહન કરવાં પડત તેની હું કલ્પના કરી શકતો નથી. હું મારા મકાનમાં જઇ પહોંચ્યો એટલે તમે મારા ઉપર કરેલા આ ઉપકારનો અલ્પ બદલો—ફુલ નહીં તો ફુલની પાંખડી—આપવા માટે હું જે કાંઇ કરી શકું તેમ છું તે કર્યા વિના રહીશ નહીં. તરૂણ અને સજ્જન ગૃહસ્થ! કૃપા કરી તમારૂં ભાગ્યશાળી નામ શું છે, તે તમે મને કહો. જેથી કોના કલ્યાણ માટે મારે પરમેશ્વરની પ્રાર્થના કરવી, તે મારા સમજવામાં આવે.”

“તમારા આ દાસનું નામ સત્યસિંહ છે. તમારા તરફથી ખાસ બદલો મેળવવા માટેજ મેં કાંઇ આ કામ કર્યું નથી. મને થોડું ઘણું ચિત્રકળાનું જ્ઞાન છે અને તેના ઉપર સારી રીતે મારી આજીવિકા ચાલે છે. અત્યારે મને સારા દિવસો પ્રાપ્ત થયા છે. ભવિષ્યમાં મારે કોઇના મોં સામે જોવાની ઘણા ભાગે જરૂર પડશે નહિ એવો મને વિશ્વાસ છે. મારા સંબંધમાં અત્યારે કાંઇ પણ કહેવા કરવાની જરૂર નથી. મારે તમને ઘણી ઘણી વાતો કહેવાની છે. તે વાતો કેટલીક સુખદાયક છે અને કેટલીક દુઃખોત્પાદક છે. તે બે સુખદુઃખની વાતો મારે તમને કહેવીજ જોઇએ. મને ખાત્રી છે કે સુખની સારી

વાતો સાંભળવાથી આપને જે સુખ પ્રાપ્ત થશે તેની આગળ ખરાબ વાતો સાંભળવાથી જે દુઃખ થશે તે કાંઇજ હિસાબમાં નથી!"

"જો એમજ હોય તો પ્રથમ મને સુખનીજ વાતો કહો. એક સરખી રીતે આજ સુધી મેં અનેક આકરી આફતો ને આફતોજ અનુભવી છે. કેટલાક વર્ષો થયાં ફક્ત સુખ, સમાધાન કે શાન્તિના શબ્દો પણ સાંભળવા મારા કાન ભાગ્યશાળી થયા નથી. એટલા માટે મારા ઉપર ઉપકાર કરનાર પરોપકારી પુરૂષના મુખેથી મને આનંદ–સુખની વાતજ સાંભળવા દ્યો. એકાદ દુર્ભાગી માણસનું આંધળા થવું પુષ્કળ વર્ષોના વર્ષો સુધી તેણે અંધપણાની અનેક આપત્તિઓનો અનુભવ લીધા પછી, એકાદ કુશળ શસ્ત્રવૈદ્યે તેની દ્રષ્ટિ પહેલાંના જેવીજ કરી દેવી, તેવીજ આ સંસારમાં મારી સ્થિતિ થઈ છે. અત્યારે આ અવનીમાંની સર્વે વાતો મારે માટે નવીનજ છે."

"તો તો પ્રથમ હું તમને આનંદનીજ વર્તા કહીશ વારૂજી, પણ તમે સુલોચના નામની સ્ત્રીને ઓળખો છો ખરા કે?" સત્યસિંહે તેને ઉત્સાહથી પૂછ્યું.

"હું ઓળખું છું કે કેમ, શું તમે એ વાત મને પૂછો છો? પ્રત્યક્ષ અને ખાસ કરી પોતાની વિવાહિતા ધર્મપત્નીને બંધીખાનામાં પડેલો કોઈ પણ પુરૂષ ભૂલી જઈ શકશે ખરો કે? હાય હાય!! મારા અભાગીયા માટે તે મારી મનોમોહિનીને કેટલી બધી મહાન્ મુશીબતો–સખતમાં સખત સંકટો સહન કરવાં પડયાં હશે ભલા? મારી આ હકીકત તેના સમજવામાં શી રીતે આવી શકે? સત્યસિંહ! કેવળ મારી તે પત્નીના સ્મરણને લીધેજ હું આ બંધીખાનાનાં દુઃખો સહન કરી શકતો હતો. નહિ તો ગમે તેવું અશુભ સાહસ કરીને પણ હું બંધીખાનાનાં દુઃખોમાંથી મુક્ત થઇ ગયો હોત–મૃત્યુને સુખપૂર્વક આલિંગન કર્યું હોત, તેની તમને કાંઇ ખબર છે? તે જીવતી તો છે ને?"

"હા. તે જીવતી છે. એટલુંજ નહિ પણ તમે જે સમયે ચંપાવતીનગરીમાં હતા તે વખતે તમારા ઉપર તેનો જેવો પ્રેમ હતો તેવોજ અત્યારે પણ છે અને તેમાં એક તલ જેટલો પણ ફરક પડયો નથી."

અહાહા ! કૃપાળુ પરમાત્મા ! તારી કરણી અગાધ અને અગમ્ય છે. મારી પ્રિયા હજુ સુધી જીવે છે એટલુંજ નહિ પણ તે હજુ મારા ઉપર જેવો ને તેવોજ પ્રેમ રાખે છે—તે મને પહેલાંની જેમજ ચાહે છે, એ વાત સાંભળી મને અતિશય આનંદ થાય છે અને જાણે મારા ઉપર અમૃતનીજ વૃષ્ટિ થતી હોય ને ? તેમ લાગે છે. સત્યસિંહ ! જે વાત સાંભળવા માટે મેં અત્યાર સુધી મારા પ્રાણ ટકાવી રાખ્યા, તેનું સાર્થકય થયું હોય, તેમ મને ભાસે છે. હવે મારે ગમે તેવી દુઃખદ વાર્તા સાંભળવી પડશે તો પણ હું તે દુઃખદ બાબતની જરાએ પરવાહ કરીશ નહિ. અરે ! પણ હું આ સ્વપ્ન તો નથી જોતો ને ? ફિકર નહિ, આ જો ખરેખરૂં સ્વપ્ન હોય તો પણ હું દરકાર કરતો નથી. આવાં સુખદાયક સ્વપ્નાંઓ સદા સર્વદા મને આવ્યા કરશે તો પણ હું આનંદિતજ થઇશ. હું સત્યસિંહ ! તમને પ્રાર્થના કરૂં છું કે મારી પ્રિયાના સંબંધમાં મને બીજી પણ જે હકીકત તમે જાણતા હો તે કહી સંભળાવો."

"કેટલાક દિવસો પહેલાં તે મને મળી હતી. તે વખતે તે તમારી શોધખોળ કરતી હતી પણ તમારો પત્તો ન લાગવાથી તે પાછી ગઈ. ક્યાં ગઇ, તેની મને ખબર નથી. પણ તે હજુ પણ માલવદેશમાંજ છે. એવી મારી માન્યતા છે—ખાત્રી છે. આ વિભાવરી જોગણ સાથે તે ગઈ કાલે વાતચિત કરતી હતી અને તે ગઇ કાલે આ ભયંકર મઠમાંજ રાત રહી હતી. એમ મારા જાણવામાં આવ્યું છે."

"સત્યસિંહ ! સત્યસિંહ ! તમે આ શું કહો છો ! શું તે ગઇ

સતી આ ભયંકર મઠમાં હતી ? ! વાહ, પણ તે ત્યાંથી સુખરૂપ નિકળી ગઇ કે નહીં ? તે મને જલદી કહો. જો હજુ તે મઠમાંજ હોય તો ચાલો, આપણે પાછા જઇને તેને છોડાવી આવીએ." એમ કહી સામંતસિંહે પાછા વળવા માટે સત્યસિંહનો હાથ પકડયો.

"સરદાર ! તમારે ભય પામવાનું કાંઇ પણ કારણ નથી. તમારા મનને તમે શાન્ત કરો, તેની ઉપર કાબુ મેળવો ! તમારૂં મન જ્યાં સુધી સારી રીતે શાન્ત નહીં થાય ત્યાં સુધી તે ક્યાં છે ? તે હું તમને કહી શકીશ નહીં." એમ કહી સત્યસિંહ હસ્યો.

"આ અનન્ય આનંદની વાતો સાંભળી હું બેભાન થઇ જઇશ, એમ જો તમને લાગતું હોય તો તેમાં કાંઇ પણ ખોટું નથી. પણ કૃપા કરી ફક્ત એટલુંજ જણાવો કે–તે મને મળશે ખરી ને ?"

"હા. મળશે અને તે પણ તરતમાંજ !" એટલું કહી વચમાં થોડો વખત જવા દેવા માટે સત્યસિંહે તેને ગયા ચાર દિવસમાં બનેલા બનાવોની ટુંક હકીકત કહી સંભળાવી. ફક્ત સુલોચનાની વાતજ તેણે તે બનાવોની હકીકત કહેતાં છોડી દીધી. પછી તેણે કહ્યું–"સામંતસિંહજી ! હવે પરમેશ્વરની કૃપાના પ્રભાવે બે ઘડીમાંજ તમને તમારાં ધર્મપત્નીની મુલાકાત થશે."

એટલી ત્વરાથી પોતાની પત્નીનો મેળાપ થશે, એ સાંભળવાથી સરદાર સામંતસિંહને એટલો બધો તો આનંદ થયો કે, તે થોડા વાર સુધી કાંઇ પણ બોલી શકયો નહીં.

"અરે પ્રભુ ! આ સઘળું સત્યજ છે ને ? સત્યસિંહ ! હું ખરેખર કહું છું કે, તમે મને માણસ નથી લાગતા પણ તમે કોઈ દેવ કે ગાંધર્વ જેવા લાગો છો અને ફક્ત મારા દારૂણ દુઃખને દૂર કરવા માટેજ તમે અવતાર લીધો હોય ને ! એવો મને ભાસ થાય છે."

આ વખતે સત્યસિંહ ખરા સામંતસિંહ અને ખોટા નામધારી

સામન્તસિંહની પોતાના મનમાં ને મનમાંજ તુલના કરી જોતો હતો. આ સરદારનો સુસ્વભાવ અને તે નામધારી સરદારનો તોછડો સ્વભાવ એઓમાંનું અંતર તરતજ પૂર્ણપણે તેના ધ્યાનમાં આવી ગયું હતું. તેની સાથેજ તે નામધારી સરદારની સ્ત્રી અર્થાત્ પોતાની બહેન વિલાસવતી અને આ ખરા સામંતસિંહની ધર્મપત્ની સુલોચના, તે બન્નેની કાલ્પનિક પ્રતિમાઓ પણ તેના દ્રષ્ટિ સમક્ષ આવી ઉભી રહી. પોતાની બહેને પોતાના નિંદ્ય આચરણથી પોતાના કુલીન કુળને કલંકની કાળી મેંશ લગાડી છે, એ વિચાર તેના મનમાં આવવાથી તે ખિન્ન થઇ ગયો.

થોડા વખત પછી સરદાર સામંતસિંહનું ચિત્ત પૂર્ણપણે શાન્ત થયું એટલે તે બોલ્યો—"મારી પ્રિયાની અને તમારી મુલાકાત કેવી રીતે થઇ, તે તે મઠમાં શા માટે અને કેવી રીતે આવી હતી, વિગેરે બાબતો હું તમને પૂછતો નથી. કારણ કે, આવો યોગાયોગ પરમાત્માની ઇચ્છા અને કૃપા વિના બનતો આવતો નથી એવી મને ખાત્રી છે. આ સર્વ હકીકત જો મારી પ્રિયાને મુખે મારા સાંભળવામાં આવશે તો તેથી મને જે આનંદ થશે તેની કલ્પના બીજો કોઇ કરી શકે તેમ નથી. એવી એવી વાતો તમે મને કહી સંભળાવો તે માટેજ હું કાંઇ આગ્રહ કરતો નથી. સત્યસિંહ! તમે પ્રથમ જે પ્રસ્તાવના કરી હતી તેજ પ્રમાણે મને આનંદના—સુખના સમાચાર તો કહી સંભળાવ્યા. હવે ખુશીથી જે કાંઈ દુઃખદ હકીકત હોય તે પણ કહો. હવે હું ગમે તેવી દુઃખદાયક વાર્તા હશે તો તે પણ સાંભળવાને માટે તૈયાર છું."

"તે દુઃખદાયક હકીકત તમારી માલમિલકતના સંબંધમાં છે. પહેલાં જે અપાર સંપત્તિ તમારી હતી તે ધુળધાણી થઇ ગઇ છે."

"ત કેવી રીતે બન્યું? મારી સંપત્તિ પડાવી લેવાને માટે કેટલાક લોકો ખટપટ કરતા હતા. તેઓએ અનેક વખત મને ધમકીઓ આપી—ભય દેખાડી વિગેરે કરીને મારી પાસેથી એક કોરા કાગળ

ઉપર સહી માગતા હતા. પરંતુ હું તેમનાથી જરાએ ડર્યો નહીં. વધારે તો શું કહું પણ મારી સર્વ સંપત્તિ આપી દેતાં મારી મુક્તતા થશે, એ વાત હું જાણતો હતો છતાં પણ મેં મારી સ્વતંત્રતા વેચાતી લીધી નહીં. કેટલાંક વર્ષો પહેલાં હું તે લોકોને મારી અર્ધી સમ્પત્તિ આપી દેવા તૈયાર થયો હતો પણ મન છળનારાઓનું તેટલેથી સમાધાન થયું નહોતું. વળી મારી સર્વ સંપત્તિ સરકારના ખજાનામાં ગઈ હશે તેમ માનવાનું પણ કારણ નથી. કારણ કે, મેં સરકારનો કોઈ પણ અપરાધ કર્યો નથી."

"સરદાર સામંતસિંહજી! મારે પ્રથમ તમને એક વાત પૂછવાની છે. તે વાત એ છે કે, તમારા જેવીજ આબેહુબ આકૃતિનો—રૂપ રંગે તમારા જેવોજ એકાદ મનુષ્ય હોવાનું તમે જાણો છો? દુનિયાના બજારમાં પુષ્કળ બનાવટી ખોટું નાણું આવે છે તે ઉપર ઉપરથી તદ્દન ખરૂંજ હોય તેમ જણાય છે અને તેથી બહારના દેખાવ જોઈને ઘણા મનુષ્યો ભૂલ કરે છે—છેતરાય છે. કેટલીક વખત ડાહ્યામાં પણ ડાહ્યા ગણાતા માણસો તેથી છેતરાઈ જાય છે. એવોજ કાંઈક બનાવ તમારા સંબંધમાં બન્યો છે."

"હા. રૂપે—રંગે—ચહેરે આબેહૂબ મનેજ મળતો—તદ્દન મારાજ જેવો એક મનુષ્ય છે. તે એટલો બધો તો નીચ છે કે, તેના જેવા નીચ મનુષ્યો આ સંસારમાં ઘણા ભાગે તો હશેજ નહીં. તેને હું જાણું છું—પિછાણું છું. પણ આ પ્રશ્ન પૂછવાનો તમારો ઉદ્દેશ મારા ધ્યાનમાં આવતો નથી."

"જ્યારે હું તે ખેદજનક—દારૂણ દુઃખદાયક વાત તમને કહેવાજ બેઠો છું તો સર્વ વાત મારે તમને કહેવીજ જોઈએ. તે સાંભળવાને માટે પહેલાં તમારા મનને સખત કરો! તેજ માણસે તમારૂં નામ ધારણ કરી તમારી સર્વ સંપત્તિનો વિધ્વંસ કરી નાંખ્યો છે."

"શું તે નીચ કૃષ્ણપ્રસાદ મારૂં નામ ધારણ કરીને અવન્તિ-નગરમાંના મારા ભવ્ય અને પવિત્ર મકાનમાં રહે છે ?"

"હા. તેમજ છે !"

"તો તો મારા પૂર્વજોએ બહુજ ડહાપણથી અને અનેક આફતો સહન કરીને તેમજ સદાચરણથી સંપાદન કરેલી સમ્પત્તિનો તે નાચ નરાધમે નાશ કરી નાંખ્યો હશે ?"

"સરદાર સામંતસિંહજી ! દુર્ભાગ્યે તમારૂં કથન સત્ય કરી બતાવ્યું છે !"

"અસ્તુ ! જે પરમેશ્વરને ગમ્યું તે ખરૂં ? આપણે તેમાં શું કરી શકીએ તેમ છીએ."

"સરદાર સાહેબ ! તમારો સાધુ જેવો સ્વભાવ જોઇને મારા મનમાં એક સમયાવચ્છેદે કરી આશ્ચર્ય અને આનંદ આવિર્ભાવ થાય છે. આપના એક મહારાજા જેવા સર્વ વૈભવો—વિલાસો અને સંપત્તિ વિગેરેનો નાશ થઈ ગએલો છે, એ જાણવા છતાં પણ તમારૂં ચિત્ત દુઃખથી વ્યાપ્ત થતું નથી, હૃદય ભ્રમથી મૂઢ બનતું નથી અને તમારૂં અંતઃકરણ ક્રોધથી ખળભળી ઉઠતું નથી, તે ઉપરથી હું તમારા સુસ્વભાવની થોડીક કલ્પના કરી શકું છું. આપનો સ્વભાવ કેટલો બધો ગંભીર છે, એની પરિપૂર્ણપણે કલ્પના તમારા સરખા ધીરવીર પુરૂષ શિવાય બીજા કોઇ પણ પુરૂષને આવી શકે તેમ નથી. અત્યારે તમારૂં નામ ધારણ કરનાર નરરાક્ષસે—નરાધમે મારી એકના એક સગી બહેન સાથે વિવાહ કર્યો છે અને તેના જન્મનુ સત્યાનાશ કરી નાંખ્યુ છે !"

"શું તે નાચ કૃષ્ણપ્રસાદે તમારી બહેન સાથે લગ્ન કર્યું છે ?"

"હા. અમારા કમનસીબે તેમ બન્યું છે !"

"છતાં પણ તમે મારી મુક્તતા માટે આટલી બધી ખટપટ કરી છે ?"

આ પ્રશ્નના પ્રતિ ઉત્તરમાં સત્યસિંહ સ્તબ્ધજ રહ્યો.

"તે નીચનું કારસ્થાન ખુલ્લું થતાંજ તેને ભયંકર શિક્ષા થશે, એટલે તમારી બહેનનું સર્વ રીતે સત્યાનાશ થશે, એ વાત તમે જાણવા છતાં મારો છુટકારો કર્યો!"

સત્યસિંહે મૌન છોડયું નહીં.

"સત્યસિંહ! તમે શા માટે પ્રત્યુત્તર આપતા નથી? તમારા આચરણ ઉપરથી તમારી સજ્જનતા, પરોપકાર બુદ્ધિ, પરદુઃખ કાતરતા અને મનોધૈર્ય આદિક સદ્‌ગુણો મારા જાણવામાં આવ્યા છે. અહાહા! તમારા જેવા પરોપકારી સજ્જન સાથે મને મિત્રતા થઇ છે—તમારા જેવા મિત્રનો મને મહાન્ લાભ મળ્યો છે, તેની આગળ તે સંપત્તિને હુ તુચ્છ માનું છું—ગણું છું. તમે જાણો છો દ્રવ્ય એ શું ચીજ છે? તે એક અશાશ્વત પદાર્થ છે. લક્ષ્મી ચલિત છે, આજે અહીં તો કાલે વળી બીજે! એમ સ્થળે સ્થળે ભ્રમણ કરતીજ રહે છે. ક્યાંએ ઠરીને રહેતી નથી. તેની કિંમત શી—પ્રતિષ્ઠા શી? પણ તમારા જેવા સજ્જનનો લાભ થવો તે બહુજ દુર્લભ છે. સત્યસિંહ! તમે આ બાબતમાં જરાએ ખેદ કરશો નહીં અથવા માઠું લગાડશો નહિ. તમારી બહેન દુઃખી થાય, તેમ હું કોઈ કાળે કરીશ નહીં. વધારે તો શું કહું પણ મને જો અર્ધો રોટલો મળશે તો તેમાંથી પણ અર્ધો ભાગ હું તેને આપ્યા વિના રહીશ નહીં!"

"સરદાર મહાશય! હવે બસ કરો. હવે તમે એમ સમજજો કે, આ સત્યસિંહને તમારી ઉદારતાનો પૂરેપૂરો પરિચય મળી ગયો છે. સુલોચનાએ તમારા સ્વભાવનું જે વર્ણન મને કહી સંભળાવ્યું હતું તે સર્વથા યથાર્થ છે. તે બાબતમાં હવે મારા મનમાં જરાએ શંકા રહી નથી."

આપને એક આનંદ અને બીજી દુઃખની એમ સુખ દુઃખની

એ વાતો કહી સંભળાવવાની હતી તે મેં કહી સંભળાવી છે. તમને જે અત્યંત પ્રિય છે એવી આપની અહીંઆના તરતમાંજ આપને મળશે, એ તદ્દન ખરૂં છે. છતાં પણ તમારા પાસે હવે ધનભાર વિગેરે ન હોવાથી તમારે બહુજ અગવડો વેઠવા પડશે—અડચણો ભોગવવી પડશે. ”

“ સત્યસિંહ ! તે હરામખોર બદમાશને મારા ઘરમાંથી હાંકી કાઢવા માટે મને બહુ વખત લાગશે, એમ મને તો લાગતું નથી. મારા સ્વર્ગસ્થ પૂજ્ય કાકાશ્રીએ જે ગોઠવણ કરી રાખી હતી તે જો હજુ સુધી કાયમ હશે તો કોઈ જાતની હરકત આવશે નહિ. હું હવે સંપત્તિના સંબંધમાં કાંઇ પણ વધારે બોલવા માગતો નથી—વિશેષ વાદવિવાદ કરવા ઇચ્છતો નથી. મારૂં હૃદય અત્યારે મારી પ્રિયતમાના સંબંધનાજ વિચારો કર્યા કરે છે, માટે હું કહું તે સાંભળો. ”

## પ્રકરણ ૨૯ સું.

### પતિ પત્નીનું સુખદ મિલન—પ્રેમનો પ્રભાવ !

“ તરૂણ ચિત્રકાર ! પ્રેમ એટલે શું ? પ્રેમનો પ્રભાવ કેવો છે ? તેનો કોઈ દિવસે તમને અનુભવ મળ્યો છે ખરો કે ? શું ના કહો છો ? તો તો તમને પ્રેમ એ શું પદાર્થ છે અને તેનો પ્રભાવ કેવો છે, એ તમારા સમજવામાં આવી શકશે નહીં !

સત્યસિંહ ! પ્રેમ એ એક અનિર્વાચ્ય પદાર્થ છે તેની ઉત્પત્તિ છે પણ અન્ત નથી. અર્થાત્ તે આદિ અનંત છે. પ્રેમ એ જીવનના આધારનો મહાન્ અને મજબુત સ્થંભ છે. જે સચો પ્રેમ છે તેને દુઃખ એ શબ્દની માહિતીજ હોતી નથી. ખરા પ્રેમની વ્યાખ્યા કરવા માટે મોટા કવિઓ, કથાકારો અને ચિત્રકારો એ બધાએ પોતપોતાનું

સામર્થ્ય વાપર્યું છે છતાં પણ તેઓ તેની યથાર્થ વ્યાખ્યા કરી શક્યાં નથી. તમે મારોજ દાખલો લ્યો.

મારો અને મારી પ્રિયતમાનો અમારો પરસ્પરને પરસ્પરનો વિયોગ થયો આજે લગભગ પંદર વર્ષ થયાં હશે છતાં પણ હજી સુધી મારો તેના ઉપર એટલો બધો તો પ્રેમ છે કે આજે મને તેનો મેળાપ થશે તે વાત જાણતાંજ હું તરત બંધીખાનાનાં તમામ દુઃખો ભુલી ગયો છું. લગ્ન થયા પછી તેને માટે અલંકારો લઇ આવવા માટે હું જ્યારે બજારમાં ગયો હતો ત્યાર પછી જાણે ચાર ઘડીમાંજ પાછો તેની પાસે જતો હોઉંની ! એમ મને ભાસ થાય છે. ખરો પ્રેમ એવો હોય છે અને એનુંજ નામ છે **પ્રેમનો પ્રભાવ !**

બીજા પદાર્થોનો કાલાન્તરે વિનાશ થાય છે પણ પ્રેમનો નાશ કદાપિ થતો નથી. મારી પ્રિયતમાનું હૃદય કેવું છે, તેની સાક્ષી મારો પ્રેમજ મને આપે છે. વિયોગના અગ્નિથી તેનો મારા ઉપરનો આંતરિક પ્રેમ કદાપિ બળી જવાનોજ નથી. જે પ્રમાણે અગ્નિ સંસ્કારથી સુવર્ણ વિશેષ તેજસ્વી બને છે તેવી રીતે પ્રેમ વિરહાગ્નિથી અધિકાધિક પવિત્ર અને ઉજ્વલ થાય છે.

સત્યસિંહ ! શુદ્ધ પ્રેમ એ જીવનનું રહસ્ય છે. પણ જો તેજ પ્રેમ અશુદ્ધતા કે અપવિત્રપણાને પામે છે તો તેના સરખું જીવનનો નાશ કરનાર બીજું કોઇ પણ ભયંકર વિષજ નથી. તેવો પ્રેમ એક જાલિમ ઝેર જેવો છે.

હલાહલ અને કાળકૂટ વિગેરે વિષનો પ્રાણઘાતક ધર્મ પ્રસિદ્ધજ છે પણ તેના કરતાં અપવિત્ર પ્રેમ બહુ જાલિમ-ભયંકર છે !

મારી પ્રિયતમા મારા પ્રત્યે નિષ્ઠુર થઇ ગઇ કિંવા મારા ઉપરથી તેનો પ્રેમ નષ્ટ થઇ ગયો અથવા તેના હૃદયમાંનો મારા પ્રત્યેના પ્રેમનો પ્રવાહ અન્ય દિશાએ વળ્યો છે, એવું મારા અંતઃ

કરણમાં વસતા પ્રેમે મને કોઈ દિવસ કહ્યું નથી. જો તેમ કહ્યું હોત તો મને દિવાનાપણાનું દારૂણ દર્દ લાગુ પડી જાત અને તેથી મારો આત્મા મારા શરીર મંદિરનો ત્યાગ કરી બીજાજ લોકમાં ચાલી ગયા વિના રહેતજ નહીં.

તારી પ્રિયા જીવે છે, તે તારા પુનઃ દર્શનની આશાએજ જીવે છે. એવા વાત મારો પ્રેમ મને હમેશાં કહેતો હોવાથીજ હું જીવતો રહ્યો છું. પ્રેમના પ્રભાવેજ સખતમાં સખત સંકટો સહન કરવાનું મને સબળ સામર્થ્ય આવ્યું હતું અને તેજ પવિત્ર પ્રેમદેવ આજે મને પુનઃ સુખના દિવસો દેખાડવા તૈયાર થએલ છે."

આખરે તે ચારે જણાં જે મંદિરમાં સુલોચના હતી તેજ મંદિરના પાસે આવી પહોંચ્યાં અને તેમાં પ્રવેશ કર્યો. તેજ વખતે સુલોચના પોતાના પતિને જોઈ બહુજ આનંદ પામી. સરદાર સામંતસિંહ અને સુલોચના બન્ને પરસ્પરના બાહુપાશમાં બદ્ધ થઇ ગયાં. બન્નેની આંખોમાંથી આનંદનાં આંસુઓ વહેવા લાગ્યાં.

વિરહાગ્નિથી બળતાં તે પ્રેમાળ દંપતીની આવી રીતે આકસ્મિક ભેટ થવાથી તેઓને જે આનંદ થયો તે કલ્પનાતીત તો હતોજ પણ સત્યસિંહ, આનંદ. વિભાવરી જોગણ અને એ માર્ગદર્શક એ સર્વેને પણ એટલો બધો આનંદ થયો હતો કે તેમની આંખોમાંથી પણ આનંદનાં આંસુઓ વહેતાં હતાં. તે સર્વેના મુખમાંથી એક પણ શબ્દનો ઉચ્ચાર થઇ શકતો નહોતો. આખરે સુલોચના સત્યસિંહને ઉદ્દેશીને કહેવા લાગી કે—" ભાઈ સત્યસિંહ! તમારા મારી ઉપરના આ અલૌકિક ઉપકારના બદલો વાળવા હું અસમર્થ છું. તેમજ ભાઇ આનંદ! હું તમને પુષ્કળ દ્રવ્ય આપીશ છતાં પણ તમારા આભારના ભારમાંથી હું મુક્ત થઇ શકીશ નહીં. આ બહેન વિભાવરીની આખી જીંદગીને માટે ભરણ–પોષણની ગોઠવણ કરવાની. મારી એક પવિત્ર ફરજ છે

અને તે પૂર્ણ કરવા હું ચૂકીશ નહીં. સત્યસિંહ ! ટુંકામાં હું તમને મારા એક સગા ભાઇ જેવા માનું છું. એના કરતાં વધારે શું કહું ? તમે મને તમારી બહેન માનજો અને અમો બન્નેને ભૂલી જશો નહિ. તમારા સુખને માટે અમો અમારાથી બનતા પ્રયત્નો કરીશું ને એ અમો બન્નેનું કર્તવ્યજ છે." એટલું કહી સુલોચનાએ પોતાના પતિની તરફ જોયું.

"સત્યસિંહ ! હું પણ તમને મારા સગા ભાઈ જેવા ગણું છું. હવે તમે મારા એક કુટુંબનાજ ગૃહસ્થ છો એમ હું માનીશ અને તમે પણ માનજો. મારી પ્રિયતમાની જેમ હું પણ સમજુ છું કે, મારા આખા જન્મારામાં પણ હું તમારા ઉપકારનો બદલો વાળી શકું તેમ નથી."

આ પ્રમાણે સરદાર સામંતસિંહ અને તેની ધર્મપત્ની સુલોચનાનું ભાષણ સાંભળી સત્યસિંહનું હૃદય પરમ પ્રેમ અને અસીમ આનંદથી ભરાઈ ગયું. તેના મુખમાંથી એક પણ શબ્દ બહાર પડે તેમ નહોતું.

તે આખી રાત આનંદની—પ્રેમની—શોકની-આશ્ચર્યની અને કરૂણા-રસથી ભરેલી નાના પ્રકારની વાતો કરવામાં ક્યારે વીતી ગઇ ! ? તે ચારેને જણાયું પણ નહીં ! !



## પ્રકરણ ૩૦ મું.



## નીચની અસીમ નીચતા.

પાછળના પ્રકરણમાં અમે જે વાત જણાવી આવ્યા છીએ તેને આજે બે મહિના થઈ ગયા છે અને ત્યાર પછીની વાત અમે અત્રે લખીએ છીએ.

પોતાના અંતઃકરણમાં ઉદ્ભવેલી અનેક પ્રકારની મહત્વાકાંક્ષાઓ

પૂર્ણ થવા માટે પોતે જે જે યુક્તિઓ ગોઠવી રાખી છે, તે યુક્તિઓ સફળ ન થાય તો બીજી કઈ યુક્તિ-પ્રયુક્તિઓ ગોઠવવી, એવા પ્રકારના નાનાવિધ વિચારોમાં નિમગ્ન થઈ વિલાસવતી પોતાના એક ખાનગી ઓરડામાં બેઠી હતી.

સંધ્યાકાળનો સમય થઈ ગયો હતો. વિલાસવતી જે દિવાન-ખાનામાં બેઠી હતી ત્યાં એક સરસ દીવો બળતો હતો અને તેના અંધારામાં પલંગ ઉપર આડી પડીને તે મસ્તક ઉપર હાથ ટેકવી રાખી ઉપર પ્રમાણેના વિચાર કરતી હતી.

એટલામાં એકાએક તે દિવાનખાનાનો દરવાજો ઉઘડયો અને તેનો પતિ અંદર આવ્યો. તેની તરફ કેવળ દ્રષ્ટિપાત કરતાંજ તે હંમેશ મુજબ દારૂના ધુનમાં બેહોશ થઇ ગએલો છે, એમ તેને જણાઇ આવ્યું.

તેના તરફ તિરસ્કારથી જોતાં તે બોલી—“ તમને તમારા દારૂડીયા દોસ્ત મદનપાળને છોડીને અહીં આવવાને શી રીતે ફુરસદ મળી ? તેના સહવાસનો તમને શું હજુ કંટાળો નથી આવ્યો ? તેને અહીં આવે ઘણાજ મહિના થઇ ગયા છે છતાં તે પીટ્યો અહીંથી ખસતો કેમ નથી ? ઉપરાંત તે આજ કાલ એવી રીતે વર્તે છે કે, જાણે તે આ મકાનનો અને તમારો માલેક અને તમે તેના ગુલામ હો ! ”

“ બસ—બસ ! તારો બકવાદ હવે બંધ કર. આપણા વચ્ચે થએલા ઠરાવનું—શરતનું સ્મરણ કર ! હું શું કરૂં છું કે શું નથી કરતો, તે તરફ તારે ધ્યાન દેવાનું નથી અને મારે પણ તારી તરફ—તારી વર્તણુક તરફ જરાએ ધ્યાન દેવાનું નથી. જ્યારે આંમ નક્કીજ થએલું છે ત્યારે તું નકામો શા માટે બકવાદ કર્યા કરે છે. આપણે બન્નેએ આપણા ઠરાવ પ્રમાણે વર્તવામાં બન્નેનું હિત સમાએલું છે. એમાંજ આપણું માન રહે તેમ છે.”

"જો એમજ છે તો હું અહીં એકાન્તમાં છું છતાં તમે મને પૂછ્યા વિના શા માટે અંદર આવ્યા? તેનો જવાબ મને આપો."

"મારે એક મહત્વની બાબતમાં તને કાંઇક પૂછવાનું છે એટલા માટે હું ખાસ તારી પાસે આવ્યો છું. ટુંકાણમાં કહું તો એટલુંજ કે, મારો મિત્ર તારી ઉપર મોહિત થયો છે!"

"અરે ઓ નાદાન પતિ! હવે તમારા નિર્લજ્જપણાની કમાલ થઇ છે—હદ આવી ગઇ છે. આવા દુષ્ટ શબ્દો તમારા મુખમાંથી કેમ નિકળે છે? તે હું સમજી શકતી નથી."

"એમાં તું શું નથી સમજી શકતી અથવા તો તને તેમાં નવાઇ પણ શાની લાગે છે? હું તારો પતિ છું, એમ જો કે લોકો સમજતા હશે પણ તેમ તું સમજતી નથી અને મારી તેવી કલ્પના પણ નથી; જ્યારે એમ છે ત્યારે મારે એવું બોલવામાં હરકત શી છે? મદનપાળ ચૈતન્યદેવ જેવો ખુબસૂરત કે મોહક નહીં હોય તે વાત સાચી છે પણ તે કાંઇ તું કહે છે તેવો ખરાબ માણસ નથી. તારા સરખી પતિવ્રતાને એક જાર હોય તોએ શું અને બે હોય તોએ શું? તારે મન તો સર્વ સરખુંજ છે એટલે તે વાત કાંઇ મહત્વતાની અથવા તો નવાઇ પામવા જેવી નથીજ."

વિલાસવતીની આ વખતે બહુજ દીન સ્થિતિ થઇ ગઇ. તેના દુષ્ટ પતિના ઉક્ત ભાષણથી તેને મરવા કરતાં પણ વધારે અનિષ્ટ લાગ્યું. આખરે તે બોલી:—

"હવે તો તમારી અહીં સુધી અમર્યાદિત નીચતા આવી પહોંચી છે નહીં વારૂ? પણ હું તમને સાફ સાફ કહું છું કે, આ તમારી કોશીશમાં તમને સફળતા કોઇ પણ કાળે મળશે નહિ!"

"તેજ હવે જોવાનું બાકી છે! વારંવાર તું તેનું અપમાન કરે છે, તેથી તેનો બદલો આવી રીતે લેવાનો તેણે નિશ્ચય કર્યો છે. હવે

થોડાજ વખતમાં તે અહીં આવશે. હું તને ફરી કહું છું કે, તું તેનો ધિક્કાર કરીશ નહીં."

"તમે પણ નક્કી માની રાખજો કે, મારો પ્રાણ આ દેહમાંથી ચાલ્યો જવાનો વખત આવશે તો પણ હું તેની ઇચ્છા પૂર્ણ કરવાની નથી તે નથીજ! હું એક વખત ફરીને અને તે પણ છેવટનુંજ કહું છું કે, તમારી આ નીચતા—નિર્લજ્જતા તમને બહુ ભારે પડી જશે અને તે કદાચિત્ તમારા બન્નેનું સત્યાનાશ પણ વાળી નાંખશે!"

"તારે આમ કરવું એ કોઈ પણ રીતે સારૂં કે વ્યાજબી નથી. તે ગમે તેવો છે તો પણ મારો—તારા પતિનો મિત્ર છે."

"તમારો તે મિત્ર જો તમને આટલો બધો વ્હાલો હોય તો તમ પોતેજ તેને તમારા પોતાના ગળામાં બાંધી રાખો! હું જો કે તમારી સ્ત્રી તરીકે તમારી પાસે રહું છું તે ખરૂં છે, તો પણ તમારા અને મારા વચ્ચે કોઈ પણ જાતનો સંબંધ છેજ નહિ. ફક્ત મારે તમને જેટલું દ્રવ્ય જોઇએ તેટલું પુરૂં પાડવું અને તમારી નામ માત્રનીજ સ્ત્રી તરીકે રહેવું. આ શિવાય મારા ઉપર તમારો કોઈ પણ જાતનો હક્ક નથી. આપણામાં થએલો ઠરાવ તમેજ તોડો છો. મેં આજ સુધી તમારે જેટલા દ્રવ્યની જરૂર હતી તેટલું દ્રવ્ય તમને પુરૂં પાડયું છે છતાં પણ તમે તમારા વચનનો ભંગ કરી ઘણી વખત મારી સ્વતંત્રતાના વચમાં આવ્યા છો. મને સતાવવા ખાસ કરીને તમે તમારા મિત્ર મદનપાળને અહીં રાખ્યો છે. આ સતાવણીની હવે હદ આવી રહી છે. એનું પરિણામ સારૂં નહીં આવે, બહુજ ભયંકર આવશે તે ખૂબ ધ્યાનમાં રાખજો."

"બસ! વિલાસવતી હવે બસ કર! હું તને છેલ્લુંજ પૂછું છું કે, તું કાંઇક સમજીશ કે આવી ને આવીજ હઠ પકડી રાખીશ?"

"તે વાત કોઇ કાળે બનશે નહિ."

"તારી હઠનું પરિણામ કેટલું બધું ભયંકર આવશે, તેની તમે કલ્પના છે ખરી કે ?"

'તેની ધમકીઓથી તમે ડરતા હશો પણ મને તેની શું પરવાહ ? તમે તમારૂં ફોડી લ્યો. તમે જે કાંઈ ઘોર અપરાધ કે ભયંકર ગુનોહ કર્યો હશે તેનું ફળ તમે ભોગવશો. તમારી કોઈ છુપી વાત તે જાણતો હશે તેને લઇ તમારૂં જે થવાનું હોય તે ભલે થાય ! હવે હું તેને માટે બહુ દરકાર કરૂં છું, એમ જો તમે માનતા હો તો તે તમારી મોટામાં મોટી ભુલ છે !"

"એમ છે કે ? ઠીક છે ! તું તારા મનમાં શું ખાંડ ખાય છે?!"

એટલામાં તો એકદમ દિવાનખાનાનો દરવાજો ઉઘાડી મદનપાળ અંદર આવ્યો. તે સરદાર સામંતને કહેવા લાગ્યો કે:—"અરે એ સરદાર ! તે હઠીલી આમ સમજશે નહીં. આ બહાદુર બંકો તેને એક અરધી ઘડીમાં કેવી રીતે ઠેકાણે લાવે છે તે તો તું જોજે ! હા હા હા. હું તારી પાછળ પાછળ આવ્યો હઈશ એવી તને કલ્પના પણ નહીં હોય પણ આ માશુક પ્રેમેરાને મળવા માટે મને ચટપટી લાગી હતી તેથી હું એકદમ તારી પાછળ ને પાછળજ અહીં ચાલ્યો આવ્યો છું. આજે લગભગ બે મહિના થયા આ કામ માટે હું વાટ જોઈ જોઇને થાકયો પણ આજ સુધી તું આજકાલ કરીશ એવા ને એવાજ ખોટે ખોટા વાયદા કરતો હતો. આજે મને તારી બાબતમાં શંકા આવી એટલે હું 'તું તે વાત આ હઠીલી પાસે કરે છે કે નહીં ?' તે જોવા—જાણવા માટે તારી પાછળ પાછળ અહીં આવ્યો છું. હા હા હ !"

"મદનપાળ ! આજ સુધી મારી સાથે તારે કાંઈ પણ લાગતું વળગતું નહોતું તેથી હું કાંઇ પણ બોલી નહોતી. હવે તારી નાચતાની મર્યાદા આવા રહી છે."

"વાહરે ફુટડી છબીલી ! તું ગુસ્સાથી ફફડે છે તેથી તારૂં રૂપ

બહુજ મોહક દેખાય છે. અને અત્યારે જો તું તારા ગાલ ઉપર એક મીઠું મીઠું...'

તે સાંભળી વિલાસવતીનો ક્રોધ અનાવર થઈ ગયો. તેની આંખો લાલચોળ થઈ ગઈ. તેનું આખું શરીર થરથર કંપવા લાગ્યું. તેને પરસેવો છૂટ્યો તે કાંઈ બોલવા જતી હતી પણ સંતાપને લીધે તેના મુખમાંથી એક પણ શબ્દ બહાર પડયો નહિ. તે જોઈ ફરીને મદનપાળ બોલ્યો:—

"સુંદરી ! તું આમ ગુસ્સે ન થા. તને મારા સોગંદ છે જો તું વધારે ગુસ્સો કર તો. આ જો, હું કાંઈ ભલતીજ માગણી તારી પાસે કરતો નથી. જો તું ખરેખરી પતિવ્રતા હોત અને તારો તે રાજા ચૈતન્યદેવ સાથે કાંઇ પણ નાજુક સંબંધ ન હોત તો કદાચિત્ મારા મનમાં આવત કે, 'મારી માગણી ગેરવ્યાજબી છે.' તમારા બન્નેનો—એટલે આ નામધારી સરદાર સામંતસિંહનો અને તારો—સબંધ જો કે સ્ત્રી પુરૂષ તરીકેનો છે છતાં પણ આ સરદાર ફક્ત ભાડુતી છે, એ વાત હું ઘણી સારી રીતે જાણું છું. પરસ્પરમાં તમારે જે કાંઈ ઠરાવ થયો છે, તે પણ હું સારી રીતે જાણું છું. ઉપરાંત તેં અને આ તારા ભાડુતી પતિએ જે કાંઇ ઘોર અપરાધો કર્યા છે, તે પણ મારી જાણ બહાર નથી. સુંદરી ! આમ ક્રોધ ન કર ! ફક્ત હું તારા કાનમાં એકજ વાત કહીશ તો તું મારે પગે પડયા વિના રહીશ નહીં. એટલુંજ નહીં પણ પછી હું તને જે જે કાંઈ કામ બતાવીશ તે તું એક ક્ષણાર્ધમાં કબુલ-મંજૂર કરવા તૈયાર થઇ જઇશ. અરે એ સરદાર ! તું અહીંથી ચાલવા માંડ જોઇએ. તું ચાલ્યો જા એટલે હું આને સત્વર સમજાવી લઇશ."

"નહીં—નહીં—સરદાર ! તમે અહીંથી બિલકુલ બહાર જશો નહિ. જો તમે અહીંથી એક પણ પગલું બહાર ગયા છો, એમ મારા

જોવામાં આવશે તો હું બુમાબુમ કરીશ અને મકાનમાંના સર્વે નોકર ચાકરોને ભેગા કર્યા વિના રહીશ નહીં. પછી ભલે મારૂં ગમે તે થાય અને મારે ગમે તે સહન કરવું પડે તો પણ તેને માટે હું તૈયાર છું."

"અરે સરદાર! તું અહીંથી જાય છે કે નહીં? કે હું તને બે..." વિલાસવતીનો પતિ તે નામધારી સરદાર પણ ખૂબ તપી જઇને બોલ્યો કે, "મદનપાળ! બસ કર! હવે બહુ થયું હું પણ તને જે કાંઇ કહું તે સારી રીતે સાંભળી લે! હું અહીંથી એક ડગલું પણ ખસવાનો નથી. તારે જે કરવાનું હોય તે કરી લે!"

"તો તો હવે તને અહીંથી હાંકી કાઢવો પડશેજ!" એમ કહી તેણે પોતાનો હાથ પોતાની કમરે બાંધેલી સમશેર ઉપર નાંખ્યો.

તે નામધારી સરદાર પણ પોતાની તરવારને મ્યાનમાંથી બહાર કાઢી બોલ્યો:—"આજે નહીં તો કાલે અથવા ગમે ત્યારે તારો સંબંધ આટલી બધી હદ ઉપર પહોંચવાનોજ છે, એ નક્કી છે." હું હવે તને છેલ્લામાં છેલ્લીજ વાત કહું છું તે તું સાંભળ! હવે હું તારાથી તદ્દન કંટાળી ગયો છું, તારી હંમેશની ઉદ્ધતાઇ તારી હંમેશની ધમકીઓ, તું હંમેશાં મારા નોકર—ચાકર સામે મારૂંજ જે અપમાન કરે છે તે ઈત્યાદિક તારી તમામ ચાલચલગતો હવે મને અસહ્ય થઈ ગઈ છે. આજ સુધીમાં મેં તારા તરફથી અપમાન વિગેરે બહુ ખમ્યાં છે છતાં આજે વાત બિલકુલ બહેકી ગઇ છે. માટે હવે એક વખત તડ ને ફડ કરી નાંખવુંજ જોઇએ કે જેથી હંમેશની મારા પાછળની પીડા તો ટળી જાય."

પછી પોતાની તરવારને હાથમાં લઈ તે બોલ્યો—"હવે તું તારો જીવ બચાવવા તૈયાર થઇ જા!"

"ભલે બહાદૂર ભલે! તારી એવીજ મરજી છે તો મારે ક્યાં ના છે? આપણે બધો ઝઘડો આ તરવારની ધારથીજ પતાવી લઇએ.

તું પણ તૈયાર થા અને મારો ઘા ઝીલ !"

ક્ષણાર્દ્ધમાં બન્નેની તરવારો એક બીજાની સાથે અથડાઇ. તે જોઇ વિલાસવતી ગભરાઇ ગઈ. પોતે હવે અહીંથી ખસી જવામાં સારૂં છે, એવો વિચાર કરી ત્યાંથી જવા માટે તૈયાર થઇ તેટલામાં દિવાનખાનાનો દરવાજો પુનઃ ઉઘડયો અને એક દાસી ગભરાતી ગભરાતી ત્યાં આવી.

દાસીને આમ એકાએક ત્યાં આવેલી જોતાંજ મદનપાળ અને તે નામધારી સરદાર બન્નેએ પોતાની તરવારોને મ્યાન કરી. કારણ કે તેઓ એક બીજાના દિલોજાન દોસ્ત કહેવરાવતા હતા તેથી આવી રીતે નોકર–ચાકરોની સામે હાથોહાથ આવી જવાનું તે બન્નેને ઠીક લાગ્યું નહીં. આવો વિચાર બન્નેના મનમાં એક સાથેજ આવ્યો હતો. તે બન્નેના હાથમાં પ્રાણઘાતક શસ્ત્રો હતાં અને પોતાને જોતાંજ તેઓએ તે મ્યાનમાં મૂક્યાં. આ વાત દાસીના ધ્યાનમાં આવવાથી તે બહુજ ગભરાઇ ગઇ હતી. ફક્ત–" નામદાર સરદાર ! " એટલાજ શબ્દો તેના મુખમાંથી મહાન મુશીબતે બહાર પડી શક્યા. તેની તરફ મમતાથી જોતાં વિલાસવતી બોલીઃ–" અરે દાસી ! તું આમ ઉતાવળી ઉતાવળી અહીં શા માટે આવી ? તે કહે જોઉં."

"સરદાર સાહેબને મળવા એક ગૃહસ્થ નીચે આવી ઉભા છે."

" પણ હું આજે–અત્યારે કોઇને પણ મળવાનો નથી. એમ મેં બધા નોકરોને કહી રાખ્યું હતું છતાં તું અહીં કેમ આવી ? "

" અત્યારે આપની મુલાકાત થશે નહીં, એમ મેં તેને વારંવાર કહેવા છતાં પણ તેણે મારી વાત માની નહીં અરે ! સાંભળી પણ નહીં, ફક્ત મારૂં નામ તમના કાન સુધી જવુંજ જોઇએ એમ તેણે કહ્યું છે. "

" તેનું નામ શું ? " સરદારે ઉતાવળથી પૂછ્યું.

" તેનું નામ અજબસંધ છે!"

તે નામ સાંભળી તદ્દન ભયભીત થએલા માણસના જેવી સરદારની મુખમુદ્રા થઈ ગઈ તે બોલ્યો—" કોણ, કો...ણ અજબસંધ! એ અહીં છે?" એમ કહી તે ઝપાટાબંધ દિવાનખાનામાંથી બહાર નિકળ્યો. જતાં જતાં તે પોતાના મનમાં ને મનમાંજ બોલ્યો—" આવા કવખતે તે શા માટે આવ્યો હશે?"

તેની પાછળ પાછળ જતાં મદનપાળ પણ મનમાં ને મનમાંજ બોલ્યો કે—" તે કેમ આવ્યો છે, તે જાણવા માટે મારે પણ તેની મુલાકાત લેવીજ જોઇએ. ગમે તે હોય પણ કાંઇક નવાજુની છે ખરી."

તેઓ બન્ને સપાટાબંધ દિવાનખાનું છોડી નીચેના મજલે ગયા તો ત્યાં અજબસંધ આમથી તેમ અને તેમથી આમ આંટા મારતો ફરતો હતો તરતજ નામધારી સરદાર પોતાના મિત્ર મદનપાળ સાથે તેની પાસે આવ્યો.

વિલાસવતીના પતિની પાસે જઈ અજબસંધે તેના કાનમાં ધીમેથી કહ્યું કેઃ—" આપણી તમામ બાજી ઉંધી વળી ગઈ છે અને પિંજરમાં પુરેલું પક્ષી ઉડી ગયું છે! બહુજ વસમો વખત આવ્યો છે!"



# પ્રકરણ ૩૧ મું.



## પાપી પોતેજ ફસાયા.

" જે ગૃહસ્થને ઉદ્દેશીને અજબસંધે ઉક્ત શબ્દો કહ્યા હતા તે પોતાની કમબખ્તી આવી ગઇ, એમ એકદમ સમજી ગયો ફરી અજબસંધે બન્ને મિત્રોને ઉદ્દેશીને કહેવા માંડયું કે—" ખરેખરા સરદાર સામંતસિંહને અમારા હાથમાંથી જ્યારે સત્યસિંહ નામના એક

મનુષ્યે નસાડયો ત્યારે મહન્ત મહાશય મહાન્ મુશીબતે મરતાં મરતાં બચી ગયા."

"તે સરદારને કોણે છોડાવ્યો ?" બનાવટી સરદારે કહ્યું.

"સત્યસિંહે !"

"હેં ! સત્યસિંહે ! અજબસંઘ તું આ શું કહે છે ! ?"

"જે બન્યું છે અને મેં નજરે જોયું છે તેજ હું કહું છું."

"ત્યારે તો મારી પૂરેપૂરી કમબખ્તી આવી."

"કાંઇક તેમ છે ખરૂં ! પણ તદ્દન નિરાશ થવા જેવું નથી !"

"એટલે ?"

"મહન્તરાજ પોતેજ તારો બચાવ કરવા અહીં આવ્યા છે !"

"પણ તેને સત્યસિંહજ છોડાવી ગયો એ શા ઉપરથી કહોછો?"

"તે સત્યસિંહ એક વખત વિલક્ષણ યોગાયોગથી આપણા મઠમાં આવ્યો હતો ત્યારે મેં તેને જોયો હતો. મહન્ત મહાશયે જ્યારે તેનું વર્ણન કર્યું ત્યારે મને લાગ્યું કે, તેજ ખરા સરદારને આપણા હાથમાંથી છોડાવી ગયો અને પછીથી તેની મને ખાત્રી પણ થઇછે."

"આ બધું કાવત્રુ ફુટી ગયું લાગે છે; હવે આપણે અહીં રહેવામાં કંઇ પણ સાર નથી માટે છ પાંચ ગણવામાંજ મજા છે. બચ્યા મદન ! જો રહ્યો તો તારા તો બારજ વાગ્યા સમજજે !" મદનપાળે પોતાના મનમાં ને મનમાંજ કહ્યું.

અજબસંઘ એટલી ચેતવણી આપી તરતજ ચાલ્યો ગયો.

મદનપાળ ભયમાં ને ભયમાં એકદમ દિવાનખાના તરફ ગયો અને ધડ કરતી કે દરવાજા ઉપર લાત મારી. દરવાજા ઉપર લાત લાગતાંજ તે ઉઘડયો અને તેની પાછળ કાન લગાડી તે ત્રણેની વાત સાંભળવા ઉભેલી વિલાસવતીને કપાળમાં વાગ્યો. વિલાસવતી આથી એકદમ પૃથ્વી ઉપર પછડાઇ પડી. મદનપાળે તેને અંબોડેથી પકડી

અને ખેંચતો ખેંચતો દિવાનખાનામાં લાગ્યો. પછી તે બોલ્યોઃ—

"અરે ઓ ગધેડા નામધારી—ભાડુતી સરદાર! આ તારી રાંડ જો દરવાજાની પાછળ ઉભી ઉભી આપણી બધી વાતો સાંભળતી હતી."

આ વખતે સરદાર પોતે દિગ્મુઢ બની સઘળો બનાવ જોતો ઉભો હતો.

મદનપાળના હાથમાંથી પોતાનો અંબોડો છોડાવી લઈ બહુજ તોરમાં આવી જઇ વિલાસવતી બોલીઃ—"ઓ દુષ્ટો—નરાધમો! આ વાતની તાલિમ મેં તમારી પાસેજ લીધી છે. મેં તમારી બધી વાતો સાંભળી છે. ખરો સરદાર નાસી ગયો! તેને સત્યસિંહે નસાડયો! એવું જે મેં સાંભળ્યું તેનો અર્થ શો? મારા ભાઇ સત્યસિંહે શું કર્યું? તેણે કોને નસાડયો? આમાં ખરેખરો ભેદ શો છે તે મને ખુલ્લેખુલ્લો જણાવો."

મદનપાળ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, જ્યારે આ લોકોની ગોઠવણ નકામી ગઇ છે. બધી બાજી ઉંધી વળી ગઈ છે ત્યારે હવે સાફ સાફ—ખુલ્લેખુલ્લું કહી દેવામાં કોઇ પણ જાતની હરકત નથી. પછી તે બોલ્યોઃ—વિલાસવતી તું સરદારણ બનીને જે નખરાં કરતી ફરે છે—માનમાં માતી નથી અને મનમાં ને મનમાં મરડાતી ફરે છે—તે તારાં બધાં નખરાં હવે એક ક્ષણમાં ભૂલી જવા વખત આવ્યો છે. તું તારા આ પતિને ખરો સરદાર સામંતસિંહ. સમજીને બહુજ ઘમંડમાં છે, પણ હું જેવો ગામડિયો રાબો છું તેવોજ આ મારો મિત્ર પણ ગામડિયો ગધેડો છે. સમજી ને? ખરા સરદાર સામંતસિંહની સાથેજ આ રાજેશ્રીની નામદાર સ્વારી એક આપેના રાજ્યના કેદખાનામાં પડી પડી સબડતી હતી. આ મારા મિત્રનું ખરૂં નામ સામંતસિંહ નહિ પણ રા. રા. મહાશય શ્રીકૃષ્ણ-પ્રસાદ છે!

પોતાના બન્ને હાથથી મોઢું છુપાવી રડતાં રડતાં વિલાસવતી બોલી:—" હાય ! હાયરે ! ! હવે મારૂં શું થશે ? "

એટલામાં ફરી દીવાનખાનું ઉઘડયું અને સરકારના સિપાઇઓથી તે ભરાઇ ગયું. બનાવટી સરદાર પાસે જઈ સિપાઇઓના અધિકારીએ કડક અવાજે કહ્યું—" તમને પકડીને ચોકી ઉપર લઇ જવાનો મને હુકમ થયેલો છે ! "

આ શબ્દો સાંભળતાંજ એકદમ વિલાસવતી સરકારના અધિકારી સામે જઇને બોલી કે—" સાહેબ ! મારા પતિએ જે કાંઇ અપરાધ કર્યો હશે તે અપરાધમાં તેમનો આ દુષ્ટ મિત્ર મદનપાળ પણ મદદગાર હતો, માટે એમની સાથે આ નીચ નરાધમને પણ કેદ કરવો જોઇએ. "

વિલાસવતીનું બોલવું પુરૂં થાય તે પહેલાંજ કેટલાક સિપાઈઓએ મદનપાળના હાથમાં બેડી નાંખી તેને ચતુર્ભુજ બનાવી દીધો. પછી ત્યાં આવેલા સરકારી સિપાઇઓના અધિકારીએ મદનપાળ તરફ વળી તેને કહ્યું—" તમે પણ આ કાવત્રામાં મદદગાર હોવાનો સંભવ હોવાથી હું આ સરદાર સામંતસિંહની સાથેજ તમને પણ કેદ પકડું છું. "

મદનપાળને કેદ પકડેલો જોતાંજ વિલાસવતીને બહુજ આનંદ થયો. તે આનંદના આવેશમાં ભાન ભૂલી જવાથી—ત્યાં તે સરકારી અધિકારીની હાજરીનું પણ ભાન ભૂલી જવાથી—તે ખુશી થતી બોલી કે:—" આ પાપી પિશાચો પોતાનાજ પ્રપંચપિંજરમાં—પ્રપંચજાળમાં પોતેજ ફસાયા ! એ ઘણું સારૂં થયું. ટાઢા પાણીએ ખસ ગઈ ! પંચાત પતી ગઇ ! "



## પ્રકરણ ૩૨ મું.



### આશ્વાસન.

ઓચિંતી પોતાની ઉપર આવી ભયંકર વિપત્તિ આવવાથી સરદાર સામંતસિંહ બહુજ ગભરાઇ ગયો હતો. મદનપાળ જે ચતુર્ભુજ બની એક તરફ ઉભો હતો તે વિલાસવતીને કેદ કરાવવાના ઉદ્દેશથી બોલ્યો:—

"અધિકારી સાહેબ ! જ્યારે તમે અમને કેદ કરો છો તો આ રંડાને કેમ કેદ કરતા નથી ? તેણે જો કે આ અપરાધ નથી કર્યો પણ અમારી સાથે કેદખાનામાં આવવા જેવો બીજો એક ઘોર અપરાધ કર્યો છે. ખરી રીતે જોતાં ( કૃષ્ણપ્રસાદે ) આ સરદારે જે લુચ્ચાઇ કરી છે તેમાં મારી જરા પણ મદદ કે સામેલગિરી છેજ નહિ છતાં તમે મારા જેવા નિર્દોષને કેદ કરો છો અને આ રાંડ જે ગુનેહગાર છે તેને કેદ કરતા નથી. શું તમારો આ અન્યાય નથી–તમે અન્યાય કરતા નથી ?"

"મને કોઇ પણ સ્ત્રીને કેદ કરવાનો નામદાર સરકાર તરફથી હુકમ નથી. ફક્ત અહીં જેટલા પુરૂષો હોય તેટલાનેજ કેદ કરીને ન્યાયાધીશ મહાશય તરફ લઇ જવાનો મને હુકમ છે." તે સરકારી અધિકારીએ કહ્યું.

"અધિકારી સાહેબ ! આ રંડાએ પોતાના પતિની સાથે મળી જઇને બીજા પણ ઘણા અપરાધો કરેલા છે, જે હું ઘણીજ સારી રીતે જાણું છું. હું કહું છું કે તમે આને જરૂર જરૂર કેદ કરી લ્યો."

મદનપાળનું આ બોલવું સાંભળી વિલાસવતી ગભરાઈ અને

જરાં જરા કંપવા લાગી.

"તેના અપરાધો શા શા છે તે જાણ્યા વિના હું તેને કેદ કરી શકતો નથી. પ્રથમ તમે તેના અપરાધો શું છે, તે સ્પષ્ટપણે મને કહી સંભળાવો."

"તે હું સ્પષ્ટપણે કહી શકું તેમ નથી પણ આ પતિપત્નીએ કરેલા એકાદ અપરાધ માટે વાતચિત કરતાં મેં તેમને સાંભળેલાં છે !"

"એ બેવકૂફ ગધેડા ! તું જો તેના અપરાધ સાફ સાફ કહી બતાવતો નથી તો હું તેને શું તારા શબ્દો ઉપર કેદ પકડી શકું ખરો કે ? આજે તેં હદ ઉપરાંત દારૂ તો પીધો નથી ને ?"

"ના રે સાહેબ !"

"મને તો લાગે છે કે તેં ખૂબ દારૂ ઢીંચ્યો છે. નહીં તો આવું ગાડું ગાંડું બોલે ખરો કે ?"

"તો શું તમે એ રાંડને કેદ નથી પકડતા ?"

"ના."

"અધિકારી મહાશય ! તમે પસ્તાશો !"

"ફિકર નહિ ! હું જોઈ લઈશ. સિપાઇઓ ! આ બન્ને કેદીઓને બહુજ બંદોબસ્તથી લઈ ચાલો !"

સર્વની પહેલાં મદનપાળને બહાર કાઢવામાં આવ્યો. તેને આવી રીતે લઈ જતાં જોઈ વિલાસવતીને સમાધાન થયું અને તે વિજયી મુખમુદ્રાથી–તિરસ્કાર ભરેલી દ્રષ્ટિથી તેના તરફ જોવા લાગી. પોતાના પતિનું કપટ પ્રકટ થતાંજ પોતાના કેવા બુરા હાલહવાલ થશે, અથવા પોતાનું એક લુચ્ચા અને હરામખોર મનુષ્યની સાથે લગ્ન થયું છે, તે લોકો જાણશે ત્યારે તેઓ પોતાને કેવો ફિટકાર આપશે, એ બાબતના કોઈ પણ વિચારે તેના અંતઃકરણને સ્પર્શ પણ કર્યો નહિ.

બન્ને કેદીઓને દિવાનખાનામાંથી બહાર લઈ જવામાં આવ્યા.

બહાર જતાં તે નામધારી સરદાર સામંતસિંહ નીચું મુખ કરી ચાલતો હતો. તેણે વિલાસવતી તરફ અથવા તો વિલાસવતીએ તેના તરફ એક વાર જોયું સરખું નહિ.

આજ સુધી જે ભવ્ય અને મહેલ જેવા મકાનમાં તે નામધારી સરદાર માલેક તરીકે રહેતો હતો, તેજ મકાનમાંથી સર્વે નોકરો-ચાકરો સમક્ષ તે મૃત્યુ જેવી અપમાનકારક સ્થિતિમાં બહાર પડયો. તે જે વખતે પોતાના મકાનની દેવડીમાંથી બહાર પડયો તેજ વખતે મોટા રાજમાર્ગની ઉપર સર્વાંગ જેણે કાળા ઝભાથી ઢાંકી લીધું છે એવી એક સ્ત્રી કૃષ્ણપ્રસાદે જોઈ. કૃષ્ણપ્રસાદનું ધ્યાન પોતાની તરફ આકર્ષાય, તેથી તે ભેદી સ્ત્રીએ પોતાનો જમણો હાથ ઉંચો કર્યો, ત્યારે તે સ્ત્રીના-ભેદી સ્ત્રીના હાથમાં સિંહમુખી સુવર્ણ મુદ્રિકા છે, એમ તેના જાણવામાં-જોવામાં આવ્યું. તે કેદીનું પોતાની તરફ ધ્યાન આકર્ષાયું છે, એ જોતાંજ તે ભેદ ભરેલી સ્ત્રી બોલી-" ડરશો નહિ-જરાએ ગભરાશો નહિ ! અત્યારે મહાત્મા પરમાનન્દજી તમારી મુક્તતા કરવા માટે અહીં આવ્યા છે. ગમે તેવા પ્રયત્નો કરીને પણ તેઓ તમને મુક્ત કર્યા વિના-તમારો છુટકારો કર્યા વિના-રહેવાના નથી. એવી હકીકત તમને કહેવાની તેઓશ્રીએ મને આજ્ઞા કરી છે !"

આ શબ્દો તે સ્ત્રીએ જે ભાષામાં ઉચ્ચાર્યા તે ભાષાથી તમામ સિપાઇઓ અજ્ઞાત-અપરિચિત હોવાથી તેઓ તેમાં કાંઇ પણ સમજી શકયા નહિ. તેથી એક સિપાઇએ નામધારી સરદારને પૂછયું કે-" સરદાર સાહેબ ! આ બાઇ શું તમારી સાથે બોલતી હતી ?"

" છટ્ છટ્, તે મારી સાથે શા માટે બોલે ?" નામધારી સરદારે જવાબ આપ્યો.

તે ભેદ ભરેલી ભયાનક ભામિનીનાં આશ્વાસનસુચક શબ્દોથી તે કેદીઓના મનમાં બહુજ હિંમત ઉત્પન્ન થઇ હતી.



# પ્રકરણ ૩૩ મું.



## ભેદી ભામિની અને ચૈતન્ય.

હજુ સુધી સૂર્યનારાયણ પૂર્ણપણે અસ્ત થયા નહોતા. એવા સમયમાં અવન્તિનગરીના મહાન્ ન્યાયમંદિરમાંના એક ખુણામાં એક બુરખો ઓઢેલી સ્ત્રી ઉભી હતી. ન્યાયમંદિરમાંના તમામ માણુસો નિકળી જવાની તે વાટ જોતી હતી તેવામાં તેના ઉપર ચૈતન્યની દ્રષ્ટિ ગઈ. ચૈતન્ય અને તે ભેદી સ્ત્રી બન્ને ન્યાયમંદિરમાં શા માટે આવ્યાં હતાં ? તેનો ખુલાસો આગળ આવશે.

ન્યાયમંદિરમાંની ભીડ ઓછી થતાંજ તે સ્ત્રી એકદમ ઉતાવળી ઉતાવળી ન્યાયમંદિરમાંથી બહાર નિકળી ગઈ. તેના હાથની એક આંગળીમાં એક ચમત્કારિક સિંહમુખવાળી સુવર્ણ મુદ્રિકા હતી. થોડો વખત રાજમાર્ગે ચાલી તે એક સાંકડી ગલીમાં પેઠી. આ ગલીમાં ગયા પછી તેણીએ પોતાની ચાલ બહુજ વધારી દીધી. આ વખતે જો એકાદ ચતુર પુરૂષનું તેના તરફ ધ્યાન ખેંચાયું હોત તો તેની ગતિ ઉપરથીજ તેના મનમાં કાંઇ ચળવિચળતા થએલી છે, એમ તેના અનુમાનમાં આવ્યા વિના રહેત નહિ.

તે ભેદી સ્ત્રીના ઉપર એક ચતુર પુરૂષની નજર હતી. ચૈતન્યદેવ તેની ઉપર પોતાની પૂર્ણપણે નજર રાખતો પાછળ પાછળ ચાલ્યો જતો હતો. ન્યાયમંદિરમાં સરદાર સામંતસિંહે વૈશાલીયનગરીમાં જોએલા અદ્ભુત બનાવની ચમત્કારિક હકીકતનું વર્ણન કર્યું હતું ત્યારથીજ ચૈતન્યની દ્રષ્ટિ તે ભેદી ભામિની ઉપર હતી.

સરદાર સામંતસિંહે ન્યાયમંદિરમાં શી હકીકત કહી હતી ? તે

હજુ વાર્તાના વમળમાંજ છે.

સૃષ્ટિસુંદરીએ હજુ શ્યામ વર્ણનો સાળુ સંપૂર્ણપણે ધારણ કર્યો નહોતો. તે ભેદી સુંદરી નિઃશંકપણે આગળ ને આગળજ ચાલી જતી હતી. પોતાનો કોઈ પીછો પકડશે, એવી તેના મનમાં કલ્પના પણ નહોતી. તે ચાલતી હતી ત્યારે તેના જે અવયવો દ્રષ્ટિગોચર થતા હતા અને તેની કોમળ કાયાનો વર્ણ ચમકતો હતો તે ઉપરથી તે કોઈક પરમ રમણીય રમણી હશે, એમ ચૈતન્યને લાગતું હતું. તે જે ગલીમાંથી પસાર થતી હતી તે ગલી જરા ભયાનક હતી. આવો સમય સાધીને ચૈતન્યે જલદીથી જરા આગળ જઈ તેને અટકાવી અને તે બોલ્યો:—

" સુંદરી ! આ અમારી અટપટી અવન્તિનગરીના રસ્તાઓની તમને બરાબર માહિતી નહિ હોય, એમ લાગે છે. શહેરના આ ભાગમાં હમેશાં ચોટ્ટા લોકોનો ઉપદ્રવ થયા કરે છે તેથી હું તમને જણાવવાની રજા લઉં છું કે તમારે કયાં જવું છે, તે જગ્યા મને કહો એટલે હું તમને સુરક્ષિતપણે ત્યાં લઈ જઈશ. "

" મને કાંઈ ચોર લોકોનો બહુ ભય લાગતો નથી પણ આ અવન્તિનગરીના મોટા લોકોની—અડેખાંઓની મને બહુજ બીક લાગવા માંડી છે. "

આ શબ્દો તે સુંદરી ચૈતન્યદેવને ઉદ્દેશીને બોલતી હોવાથી તેનો અવાજ અને શબ્દો બહુજ તીક્ષ્ણ અને કઠોર લાગતા હતા છતાં પણ તેથી તેના સ્વરમાંની નૈસર્ગિક માધુર્યતા કાંઇ ઢંકાઈ ગઇ નહોતી. તે સાંભળી ચૈતન્યે પણ સ્મિતહાસ્ય કરી કહ્યું–" સુંદરી ! મારૂં વર્તન તમને ઉદ્ધતપણાનું લાગ્યું હશે, એ ખરૂં છે પણ તમને પીડા ઉપજાવવાનો મારો જરાએ ઉદ્દેશ નથી. તમે જેમ ન્યાયમંદિરમાં હતાં તેમ હું પણ ત્યાંજ હતો. ત્યાં સરદાર સામંતસિંહે વૈશાલીય

નગરીમાંની અપૂર્વ અલૌકિક અને અદ્ભુત હકીકત કહી તે મેં સ્પષ્ટપણે ધ્યાનપૂર્વક સાંભળી છે."

તે સ્ત્રી જરા મુંઝવાઇ અને બોલી-" સદ્ગૃહસ્થ ! તમે આ શું કહો છો ?" પછી પોતાના ચળવિચળ થએલા ચિત્તને જરા શાન્ત પાડીને તે બોલી-" તે સરદારે જે હકીકત પોતાની આંખોએ જોઈ છે, એમ જે કહ્યું તે તમામ કલ્પનાનો તમાસોજ હોવો જોઇએ. કારણ કે આવી વાતો-ભૂત, પિશાચની વાતો-કહીને ભોળા લોકોનાં મન રંજન કરી તેઓની પાસેથી પૈસા પડાવી લેનારા ફક્ત ધાપમારૂ લોકોના મુખેથીજ સાંભળવામાં આવે છે. આવા આવા અવનવા અનેક અતિશય અજાયબીથી ભરેલા બનાવો કયાંએ બનતા હશે, એ હું માની શકતી નથી."

" સરદાર સામંતસિંહે કહેલી વાત એક જાતની ધાપ હશે અથવા સામંતસિંહ પોતેજ કોઈ ધાપમારૂ હશે, એમ તમારી જેમજ મને લાગત પણ ઘણાં કારણોથી તેણે કહેલી તમામ હકીકત ધાપજ હશે, એમ હું માની શકતો નથી."

" આપ મોટા માણસ છો, ગમે તેમ માનો તેમાં મારે શું ? મોટા લોકોની વાતોજ કાંઈ મોટી અને અજાયબીઓ ઉપજાવે તેવી હોય છે, એમ મારે કહેવું જોઇએ. કારણ કે, મને તે બાબતમાં અનેક અનુભવો મળેલા છે. હવે અહીંથી આ બે રસ્તાઓ નિકળે છે, તેમાંથી તમારે કયે રસ્તે જવું છે, તે મને કહો એટલે હું તમારો માર્ગ ત્યાગ કરી બીજે રસ્તે જઈશ."

" સુંદરી ! એમ ન બોલો ! તમને આવા ભયાનક માર્ગે હું એકલાં જવા દઈશ નહીં. તમારે માટે મારા મનમાં સારી લાગણીઓ પેદા થઇ છે."

" તે માટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું."

"સલુણી! આભાર માનવાની આવશ્યકતા નથી."

"ત્યારે આપ શું કહેવા માગો છો?"

"એજ કે મને તમારા માર્ગદર્શકનું કામ કરવા દ્યો."

"આમ કરવાનું કાંઈ કારણ?"

"કારણ? તમારા અંતઃકરણને પૂછો."

"તે તો અત્યારે શૂન્ય બની ગયું છે."

"મને તો એમ લાગતું નથી."

"શા ઉપરથી?"

"તમારા ભાવો ઉપરથી!"

"હું તો કાંઈ પણ સમજી શકતી નથી."

"સુંદરી! તમારા આંતરિક ભાવોને ન છુપાવો. દુનિયાની કહેવત સ્મરણમાં લાવો?"

"તે કઈ કહેવત?"

"શું તમે નથી જાણતાં કે અંતર અંતરને ઓળખી શકે છે!?"

"સુંદરી! તમને મારે નમ્રતાપૂર્વક જણાવવું જોઇએ કે આ શરીરને મણીપુરના મહારાજા ચૈતન્યદેવને નામે દુનિયાના લોકો ઓળખે છે!"

"એમ કે? તો તો મારી ધારણા બરોબર છે."

"તમારી ધારણા શી છે વારૂ?"

"આજે જે મુકદ્દમો ન્યાયમંદિરમાં ચાલ્યો હતો તે તરફ આપનું સ્વાભાવિક રીતે લક્ષ જાયજ, એવી મારી ધારણા છે!"

"સુંદરી! તમે તેમ શા ઉપરથી ધારો છો?"

"એટલા ઉપરથી કે, જે મનુષ્ય ઉપર અત્યારે મહાન્ મુશીબતો ભમે છે, તે કૃષ્ણપ્રસાદને જો જબરદસ્ત શિક્ષા થશે તો, તેના પ્રમાણમાં તમારા પ્રેમપાત્રના નામને કલંક લાગશે! વિલાસવતી અને તમારા

વચ્ચે શો સંબંધ છે તે મારા સાંભળવામાં આવેલ છે."

"શું કહો છો? કેવો સંબંધ?"

"એક કુલીન સ્ત્રીનો નીચ સંબંધ એક પ્રખ્યાત ગૃહસ્થની સાથે જોડાવો, એ વાત બહુજ શરમ ભરેલી છે તે માટે તમારે શરમાવું જોઇએ."

એટલામાં ચૈતન્યના મનમાં બીજાજ વિચારો આવ્યા અને તે ગુપ્ત વાતના મનમાં ને મનમાંજ ખુલાસા થવાથી તે પુનઃ આગળ બોલ્યો—

"સુંદરી! હવે બધી વાત મારા ધ્યાનમાં આવી ગઈ છે."

"શા ઉપરથી?"

"જે માણસે તે વાત છુપી રાખવાની હતી તે માણસે તે છુપી રાખી નથી તે ઉપરથી."

"તે માણસનું નામ તમે જણાવી શકશો?'

"હા."

"શું?"

"પેલો નીચમાં નીચ કૃષ્ણપ્રસાદ—નામધારી સરદાર સામંત!"

"એ હું માની શકતો નથી. પણ તમે તે વાત કોની પાસેથી જાણી શક્યાં"

"તે વાત ગમે તે મનુષ્યદ્વારા મેં સાંભળી હશે—જાણી હશે. તેનું તમારે શું કામ છે. તમે તે વાત નાકબુલ તો કરતા નથી ને?"

"સરદાર સામંતસિંહે વૈશાલીય નગરીમાં બનેલી જે વાત કહી હતી તે વાતનો ખુલાસો આપવાનું તમે પણ નાકબુલ કરતાં નથી ને?"

"તે કઈ સ્ત્રી?"

"શું તેને તમે નથી જાણતાં?"

"ના!"

"સુંદરી જુઠું ન બોલો!"

"ત્યારે તમેજ કહો ને કે કઈ સ્ત્રી ?"

"શું તે મારેજ કહેવું પડશે ?"

"મારી તો તેવીજ ઈચ્છા છે."

"તો સાંભળો સુંદરી ! તે સ્ત્રી કે જેના જમણા હાથની આંગળીએ એક સિંહમુખી મુદ્રિકા હતી."

"હશે !"

"અને તે મુદ્રિકા મેં તમારાજ જમણા હાથની આંગળીએ જોઈ છે."

"સરદાર સાહેબ ! તમારી અહીંજ મોટી ભૂલ થાય છે !"

"મને તો લાગતી નથી."

"એનુંજ નામ મોટા લોકો–રાજા લોકો ! તમને તમારી દ્રષ્ટિ દગો દે છે રાજન્ !"

"કમનીય કામિની ! જો એમજ હોય તો કૃપા કરી મારી ભૂલ ભાંગો !"

"ચૈતન્યદેવ ! આ જુઓ, મારા હાથમાંની મુદ્રિકા સિંહમુખી નહીં પણ સર્પમુખી છે. જુઓ બરાબર તપાસો અને નક્કી કરો."

એમ કહી તે ભેદી જણાતી ભયંકર ભામિનીએ પોતાનો જમણો હાથ ચૈતન્યના હાથમાં આપ્યો. તેનો મધુર હાથ જોતાંજ ચૈતન્ય મોહાશક્ત થઈ ગયો. તેણે તે મુદ્રિકા જોઈ તો તે સિંહમુખી નહીં પણ સર્પમુખી હતી. તેમજ તે મુદ્રિકા તપાસતી વખતે તેના મનમાં ઉત્પન્ન થએલી ખરાબ ઈચ્છાના આવેગને દબાવવા અસમર્થ થવાથી તેણે તેણીના હાથ ઉપર એક મધુર ચુંબન લઈ લીધું અને પછી હાથ છોડી દીધો અથવા એમ કહો કે તે સ્ત્રીએ પોતાનો હાથ પાછો ખેંચી લીધો. ત્યાર પછી ચૈતન્ય બોલ્યો કે–"આ મુદ્રિકા સર્પમુખી છે તે વાત ખરી પણ બીજી સિંહમુખી મુદ્રિકા હે ચંદ્રમુખી ! તમારી

પાસે હોવીજ જોઇએ."

"મહારાજા ચૈતન્યદેવ! આવા તર્ક-કુતર્ક કરવામાં કાંઈ પણ સાર નથી."

"એટલે તમારા હાથમાં સિંહમુખી મુદ્રિકા હતીજ નહિ!"

"હું સોગંદ લઇને કહું છું કે આજે આખા દિવસમાં મેં આ મુદ્રિકા સિવાય બીજી મુદ્રિકા મારા હાથની આંગળીમાં ધારણ પણ કરી નથી."

"ત્યારે તમારી પાસે બીજી સિંહમુખી મુદ્રિકાજ નથી ખરૂં ને?"

"પ્રતિજ્ઞાપૂર્વક નથીજ!"

થોડો વખત ચૈતન્ય વિચારમાં પડયો અને તે સ્ત્રી જરા આગળ વધી ગઈ. ચૈતન્ય પણ તેની પાછળ પાછળ ગયો.

"સુંદરી! જરા થોભો અને કૃપા કરી મારી વાત સાંભળો!"

તે સ્ત્રી ઉભી રહી. એટલે ચૈતન્ય પુનઃ બોલવા લાગ્યો—

"મનમોહિની! મારે તમારી સાથે આવી રીતે મુદ્રિકાના સંબંધમાં વાદવિવાદ કરવો, એ અનુચિત છે તે હું કબુલ કરૂં છું. છતાં પણ આજે ન્યાયમંદિરમાં તમારા હાથમાં સિંહમુખી મુદ્રિકાજ હતી. એ નિઃસંશય છે. તમે વાત છુપાવતાં હો તો ભલે, જેવી તમારી મરજી! વિશેષમાં તે મુદ્રિકા સિંહમુખીજ હતી અને તેમાં સિંહનાં નયનોને બદલે બે હીરાઓ જડેલા હતા."

"ચૈતન્યદેવ! તમેજ કહો છો અને કબુલ કરો છો કે—મુદ્રિકાના સંબંધમાં વાદવિવાદ કરવો, તે અનુચિત છે, છતાં તમે પોતેજ પુનઃ તે સંબંધમાં વાદવિવાદ કરવા તૈયાર થાઓ છો, શું એ તમને ઉચિત લાગે છે? શું એ વાત મને તમારી બાબતમાં અજાયબી ઉત્પન્ન કરે તેવી નથી? ગમે તેમ હશે પણ હવે એ વાતને પડતી મૂકો! અને તમે તમારે રસ્તે જાઓ અને હું મારે રસ્તે જઇશ."

## પ્રકરણ ૩૪ મું.

## ચૈતન્યની કબૂલાત.

તેઓ બન્ને પુનઃ આગળ ચાલ્યાં. ફરી ચૈતન્યે તે સ્ત્રીને ઉભી રાખી. ત્યારે તે બોલી કેઃ—"રાજન્! શું તમે મારી પૂંઠ પકડવાનો નિશ્ચયજ કર્યો છે?"

"હા."

"તો હું તમને બે વાત પુછું તેનો ખુલાસો આપશો?"

"અવશ્ય!"

"હવે તમે કૃષ્ણપ્રસાદના સંબંધમાં શું કરવાનું ધાર્યું?"

"સાંભળો સલુણી! તેને તેના અપરાધને માટે શિક્ષા થશેજ. તેને છોડાવવા માટે હું કોશીશ કરૂં, અને તે આ સમયે છુટો પણ થાય, છતાં તેના નામને જે કલંક લાગશે તે કાંઈ નષ્ટ થશે નહિ. તો પછી તેને છોડાવવાનો ઉપયોગ શો? વિલાસવતીનું કહેવું પણ મારા મનને મળતુંજ છે. એટલા માટે કૃષ્ણપ્રસાદની બાબતમાં વિશેષ ધ્યાન ન આપતાં જે કાંઇ થાય તે ચુપચાપ જોઇને બેસી રહેવા ઉપરાંત મારે કાંઇ પણ કરવાની ઇચ્છા નથી."

"જો એમજ છે તો મારે કહેવું જોઇએ કે—તેને છોડાવવાનું સામર્થ્ય તમારામાં છે. એ વાત તમે કબુલ કરો છો ખરા ને?"

"તેને છોડાવવાનું સામર્થ્ય મારામાં છે, એવું મેં કહ્યું હોય તેમ મને તો નથી લાગતું!"

"તેવું જો તમે સ્પષ્ટ નહિ કહ્યું હોય તો પણ મને ખાત્રી છે કે તેને છોડાવવાનું સંપૂર્ણ સામર્થ્ય તમારામાં છે. રાજન્! તમારામાં

જે સામર્થ્ય છે તેનો ઉપયોગ કરીને ગમે તેમ કરીને પણ તેનો છુટકારો કરાવો તો હું આપની બહુજ ઋણી–આભારી થઈશ."

"સુંદરી ! તમારા જેવી સૌંદર્યવતી સુંદરીની મરજી રાખવાને માટે હું મારાથી થઈ શકશે તેટલી કોશીશ કર્યા વિના રહીશ નહિ પણ...પણ......સુંદરી......"

"હું સુંદરી છું, એમ તમે શા ઉપરથી કહો છો ?"

"કેમ વારૂ ? તમને તેમાં નવાઈ લાગે છે ! તે સરદાર સામંતસિંહે શું નહોતું કહ્યુ કે તેણે વૈશાલીયનગરીમાં જોએલી સ્ત્રી ફક્ત એક સ્ત્રી કરતાંજ ઉતરતી અને દુનિયાની તમામ સ્ત્રીઓમાં અતિશય સૌંદર્યવતી છે ? શું તે તમે ભૂલી ગયાં ? તેણે તમારા કરતાં જે સુંદર સ્ત્રી જે કહી હતી તે તેની ધર્મપત્ની સુલોચનાજ હોવી જોઇએ."

"હજુ પણ તમે મને વૈશાલીયનગરીની તે સ્ત્રીજ માનો છો ખરા કે ? તમો પોતે મારા હાથમાંની સર્પમુખી મુદ્રિકા તમારી નજરે જોયા છતાં પણ તમે તમારો દુરાગ્રહ છોડતા નથી !"

"અત્યારે તે મુદ્રિકા ઉપર સર્પનું મુખ છે, એ જો કે ખરૂં છે છતાં પણ..."

"જહન્નમમાં ગઈ તે મુદ્રિકા ! આપણે તેની સાથે કાંઇ પણ સંબંધ નથી. વારૂ, પણ હવે મને મદદ કરશો ખરા કે નહિ ?"

"કઈ બાબતમાં ?"

"તે કેદીઓને છોડાવવાની બાબતમાં !"

"તે ગામડીયા, જંગલી અને દારૂડીયા લોકોની સાથે તારો કાંઈ નાજુક સંબંધ તો નથીને સુંદરી !" ચૈતન્યે જરા જોરથી પૂછ્યું.

"જેના ડહાપણ–બુદ્ધિમત્તા માટે આખા વિશ્વમાં વિખ્યાતિ છે, એવા મહારાજા ચૈતન્યદેવે આવા વિચિત્ર પ્રશ્ન પૂછવા, એ બહુજ અજાયબી પામવા જેવું છે. સ્ત્રીઓના અંતઃકરણમાં પ્રેમ સિવાય

બીજા કોઇ પણ પ્રકારના મનોવિકાર હોતાજ નથી, એવી આપ નામદારની કલ્પના છે કે શું ? ચૈતન્યદેવ ! હું બહુજ ઉચ્ચ કુળખાનદાનની ખાનદાન સ્ત્રી છું. મારા પિતાશ્રી અત્યારે એક રાજ્યના સિંહાસન ઉપર વિરાજે છે. એટલુંજ નહિ પણ તેમની પોતાની ઇચ્છા પ્રમાણે ગુજરાત અને તેની આસપાસના પ્રદેશનું રાજ્યશકટ ચલાવવા તેઓ સંપૂર્ણપણે સામર્થ્ય ધરાવે છે. મારી સામે નજર કરનારા સરદારોએ ફક્ત મારા એક નેત્રકટાક્ષ માટે જે કાંઈ કઠિન કૃત્યો કરેલાં છે, તેની આગળ તમને મેં જે કામ કરવાનું કહ્યું છે, તે તદ્દન તુચ્છ છે. તે સરદારોએ કરેલા કામો આગળ આ કામ કાંઇ હિસાબમાં પણ નથી. સમજ્યા કે રાજવી મહાત્મા ?"

"અનુપમ અબળા ! તારાં સર્વે કૃત્યો અને આચરણ જો કે ગુપ્ત છે—બહુજ ગુપ્ત છે છતાં પણ તું અત્યંત સૌંદર્યવતી હોવા સબબ તારા હુકમનો અનાદર કરવાનું પાપ કરવા કોઇ પણ સામર્થ્યવાન્ થનાર નથી ! મારામાં કૃષ્ણપ્રસાદને કેદખાનામાંથી છોડાવવાનું સામર્થ્ય છે, તે ખરૂં છે અને તારા ફક્ત એક નેત્રકટાક્ષને ખાતર હું તે સામર્થ્યનો ઉપયોગ કરવા તૈયાર પણ છું." હું પણ તને ખરેખરૂંજ કહું છું કે "તારા પિતાનું સામર્થ્ય અને વૈભવ તેં કહ્યું તેના કરતાંએ અનંતગણાં હશે, તેમાં મને જરાએ શંકા નથી, પણ તારા એકજ નેત્રકટાક્ષમાં જે સામર્થ્ય છે, તેજ સામર્થ્ય મારા જેવા એક અલૌકિક શૂરવીર નરને ક્ષણાર્દ્ધમાં તારો દાસ બનાવવા બસ છે."

ચૈતન્ય આથી પણ વિશેષ બોલવા જતો હતો પણ તેણે પોતાની જીભ્હાનું સંયમન કર્યું. "તારા પિતા કરતાં પણ મહાન્ સામર્થ્યવાન્ રાજાના પણ મારી પાસ દાદ લાગે તેમ નથી !" એવાજ અર્થનું કાંઇક ભાષણ તે કરત પણ તે ચુપજ રહ્યો. કારણ કે પોતાના કથનથી કદાચ તે કામિનીને ખોટું લાગે તે ઠીક નહીં.

થોડા વખત સુધી બન્ને ચુપજ રહ્યાં. તે સ્ત્રી અને ચૈતન્ય બન્ને જણુ હવે શું કરવું, એ સંબંધમાં પોતાના મનમાં ને મનમાંજ વિચાર કરતાં હતાં. આખરે તે સ્ત્રીજ પ્રથમ બોલીઃ—

" જ્યારે તમો પોતે તમારા સામર્થ્યનો મારે માટે ઉપયોગ કરવાં તૈયાર થયા છો ત્યારે હવે મારે પણ તમારી સાથે જુદાઈ રાખવી જોઇએ નહીં. " એમ કહી તે જરા આગળ વધી. રસ્તાની બાજુએ આવેલા એક ઘરની બારીમાંથી બહાર જ્યાં સારી રીતે દીપકનો પ્રકાશ પડતો હતો ત્યાં જઇ તે ઉભી રહી. તરતજ તેણે પોતાના મુખ ઉપરનો બુરખો દૂર કર્યો અને બોલીઃ—" મહારાજા ચૈતન્યદેવ ! જોઈ રાખો—બહુજ સારી રીતે જોઇ રાખો. તમે જો કેદી કૃષ્ણપ્રસાદને કેદખાનામાંથી છોડાવશો તોજ મારાં નેત્રકટાક્ષ અને સ્મિતહાસ્યને પાત્ર થશો ! "

તે રમણીનું સૌંદર્ય જોઇ ચૈતન્યનાં નેત્રો અંજાઇ ગયાં. સ્વર્ગના નન્દનવનમાં વિહાર કરનારી એકાદ અપ્સરા પોતેજ પોતાની સમક્ષ આવીને ઉભી રહી હોયની ! એવો તેને ભાસ થયો અને ખરેખર તે ભેદી સ્ત્રી તેટલી સૌંદર્યવતી પણ હતીજ.

તે સ્ત્રીની ઉમ્મર જો કે ત્રીસેક વર્ષની હતી તો પણ તેની પ્રાઢતાને લીધે તેના રમણીય રૂપમાં—સૌંદર્યમાં—કમનીયપણામાં જરાએ કમતરતા આવી નહોતી; પણ ઉલટું તેનું સૌંદર્ય વિશેષ આકર્ષક દેખાય છે, એવી ચૈતન્યને ખાત્રી થઇ.

" હે સૌંદર્યવતી સુંદરી ! તું કોણ છે, કયાંની છે, વિગેરે બાબતોથી હું તદ્દન અજાણ્યો છું છતાં પણ હું તારા કહેવા પ્રમાણે કરવા તૈયાર છું—ખુશી છું. તારા કહેવા મુજબ મેં કૃષ્ણપ્રસાદને કેદખાનામાંથી ન્હસાડી મૂકયો છે, એ સંબંધમાં તને ખબર આપવા મારે તારા દર્શને કયાં—કયે સ્થળે આવવું ? તે તુંજ કહે. "

પુનઃ પોતાનું સુંદર મુખ બુરખાથી આચ્છાદિત કરી લઇ ચૈતન્ય સાથે આગળ વધતાં વધતાં તે બોલી:–" હા. આપણે બન્નેએ ફરી મળવાની ખાસ જરૂર છે. તમારે તે કેદીને કેદખાનામાંથી આજ ને આજ છુટો કરવો જોઇએ. નહીં તો આવતી કાલે તેની તપાસ વખતે ભયથી તે કાંઇ ને કાંઈ બોલી જશે તો બહુજ અનર્થ થશે. આપણું આ કામ સિદ્ધ થયું તો હું આજ સમયે આવતી કાલે સાયંકાળે તમને આ નગરીના કિલ્લાના દક્ષિણ–દિશા તરફના દરવાજા પાસે આવીને અવશ્ય મળીશ ! મને લાગે છે કે હવે આપણે એક બીજાંને પૂરેપૂરાં ઓળખી લીધાં છે અને આપણા ઉદ્દેશો પણ એક બીજાના ધ્યાનમાં આવી ગયા છે."

"ભલે, સુંદરી ભલે ! તારી ઇચ્છા પ્રમાણે તારૂં જે કામ છે તે આજ રાત્રેજ હું પૂર્ણ કરીશ અને આવતી કાલે સાયંકાળે–આજ વખતે–તટના દક્ષિણ દિશાના દરવાજા પાસે તારી વાટ જોતોજ ઉભો રહીશ."

એમ કહી તે ભેદી સ્ત્રીની રજા લઇ તે પોતે જે રસ્તે આવ્યો હતો તેજ રસ્તે પાછો ફર્યો અને તે ભેદી સ્ત્રી પણ ધારેલે માર્ગે આગળ ચાલી ગઇ. વહાલા વાંચક ! તે ભેદી સ્ત્રી કોણ હતી–ક્યાંની હતી તે આપણે આગળ જાણીશું.

તેઓમાં જે વાતચિત થઇ તે કોઈ સાંભળતો હશે, એવી તે બન્નેના મનમાં શંકા પણ આવી નહોતી. પરંતુ ખરી રીતે જોતાં વિલાસવતી તે સમયે તેઓથી બહુ દૂર નહોતી. તે તેમની પાસેજ હતી અને તેઓમાં થતી વાતચિત સાંભળતી ઉભી રહેલી હતી.

પોતાનો ઉપપતિ ન્યાયમંદિરમાંથી બહાર નિકળે એટલે તેને મળવું અને ન્યાયમંદિરમાં શું શું બન્યું ? તે સર્વ હકીકત તેને પૂછી લેવી એવા વિચારથી તે ન્યાયમંદિરની પાસેજ આવેલા એક દેવા-

સમયમાં બેઠી હતી. ચૈતન્ય ન્યાયમંદિરમાંથી ક્યારે બહાર આવે, તેની તે વાટ જોતી હતી અને શું બન્યું—શું ન બન્યું તે સાંભળવા ઉત્સુક થઇ રહી હતી. જ્યારે ચૈતન્ય ન્યાયમંદિરમાંથી બહાર નિકળ્યો ત્યારે તેણીની—વિલાસવતીની નજર તેની—ચૈતન્યની ઉપર હતી. ચૈતન્ય એક બુરખાવાળી સ્ત્રીની પાછળ પાછળ ચાલ્યો જાય છે, એ વાત તેનાથી અજાણી રહી નહીં. તેણે પોતે પણ તે બન્નેનો પીછો લીધો. તે ભેદી સ્ત્રી અને ચૈતન્યની વચ્ચે થએલી બધી વાત જો કે તેના સાંભળવામાં પૂરેપૂરી આવી ન હતી છતાં પણ તેમનામાં કાંઇક અનન્વિત સંબંધ થયો અને તેઓએ આવતી કાલે સાયંકાળે કોટનો દક્ષિણ દિશાના દરવાજા પાસે મળવાનું નક્કી કર્યું છે, એ વાત તેના સમજવામાં પૂરેપૂરી આવી ગઇ. વિલાસવતી જેવી મહત્વાકાંક્ષી માનિનીના મનમાં મત્સરબુદ્ધિ જાગૃત કરવા માટે બીજું શું જોઇએ તેમ હતું? તેને પોતાના પ્રિયતમ ઉપર અને તે ભેદી સ્ત્રી ઉપર બહુજ સંતાપ થઇ આવ્યો હતો. ચૈતન્યના એક વાળને પણ વાંકો કરી શકે તેવી પોતાનામાં શક્તિ નથી એ વાત તે સારી રીતે સમજતી હતી, તેથી પોતાના મનની દાઝનો બદલો ફક્ત તે સ્ત્રી ઉપરજ લેવાનો નિશ્ચય વિલાસવતીએ કર્યો હતો અને તેમાં જો જીવનું જોખમ થાય તો પણ તે તે સાહસ ખેડવામાં પાછી પાની કરે તેમ નહોતી.

તે ભેદી સ્ત્રી અને ચૈતન્ય એ બન્નેમાં થએલી વાતચિતનો ઘણો ખરો ભાગ વિલાસવતીએ અસ્પષ્ટપણે સાંભળ્યો હતો, પરંતુ ચૈતન્યે કૃષ્ણપ્રસાદને કેદખાનામાંથી મુક્ત કરવાનું તે સ્ત્રીને વચન આપ્યું, તે વાત તેના જાણવામાં કે સાંભળવામાં આવી નહોતી. તેણીનું ચિત્ત મત્સરબુદ્ધિ, દ્વેષ અને અદેખાઈ આદિક તામસિક ભાવનાઓથી ભરાઈ જવા સબબ ચૈતન્યને તે વખતે મળવાનું તેણે માંડી વાળ્યું. તે બન્નેની નજર ચુકવીને બીજે રસ્તે થઇ પોતાને મકાને ચાલી ગઇ.

આ જગ્યા (સરદાર સામંતસિંહનું ભવ્ય મકાન) છોડીને બીજી કોઇ જગ્યાએ જવું પડશે, એ વાત જો કે વિલાસવતી જાણતી હતી છતાં પણ તે સરદાર સામંતસિંહના મકાનમાંજ રહેતી હતી. તે તે મકાનમાં પાછી ગઇ અને પોતાની શૅાકય થએલી તે ભેદી સ્ત્રી પાસેથી બદલો શી રીતે લેવો, એ અશુભ વિચારમાં ને વિચારમાં તે ગોથાં ખાવા લાગી. તે શું બદલો લઇ શકશે ? તે અત્યારે કેમ કહી શકાય ? આગળ વધો અને જે થાય તે જોયા કરો !



## પ્રકરણ ૩૫ મું.



### દિલ ધ્રુજાવનારા અદ્દભુત બનાવો !

બીજેજ દિવસે અવન્તિનગરીમાં નીચે જણાવેલા બહુજ અદ્દભુત, ચમત્કારિક અને હૃદયને ધ્રુજાવી નાંખનારા બનાવોની ચર્ચા તમામ લોકોના મુખમાંથી ત્રાસદાયક રીતે સંભળાતી હતી.

ગઈ રાત્રે જે કાંઇ અજાગબી ઉપજાવે એવા બનાવો બની ગયા હતા તેને લીધે અવન્તિનગરીના લોકો આશ્ચર્યચકિત થઇ, દિગ્મૂઢ બની કર્તવ્યવિમુખ થઇ ગયા હતા.

### પહેલો બનાવ—કેદી ભાગી ગયો !

થોડા દિવસથી કેદ પકડેલા નામધારી સરદાર સામંતસિંહ (ખરૂં નામ કૃષ્ણપ્રસાદ) ને કેદખાનાની જે કોટડીમાં રાખવામાં આવ્યો હતો ત્યાંથી તે ન્હાસી ગયો છે. હંમેશના રિવાજ પ્રમાણે તેના હાથ પગમાં બેડીઓ પહેરાવી, તેની કમરે સાંકળ બાંધીને, કેદખાનાની મજબુત પત્થરની દિવાલમાં બેસાડેલી કડી સાથે જડીને બાંધી રાખવામાં આવ્યો હતો છતાં તે બેડીઓ સાથે ન્હાસી ગયો

છે. કેદખાનાની જે કોટડીમાં તેને કેદ કરવામાં આવ્યો હતો તે કોટડીનો દરવાજો ભાંગી ગએલો અને બારીના લોખંડના મજબુત સળીઆ વાળીને તોડી નાંખવામાં આવેલા છે. પરંતુ અજાયબી જેવી બિના એ હતી કે તે કેદી ભાગી ગયો છે, એ વાત તે કેદખાનાની સાત ચોકીઓ ઉપર ખડે પગે પહેરો ભરનારા હોંશિયાર પહેરેગીરોના જાણુવામાં કે જોવામાં પણ આવી નહોતી. તે કેદી ભાગી ગયો છે, એ વાત ખરી છે. પણ તે કેવી રીતે અને ક્યાંથી ભાગી ગયો, એ બાબતમાં કોઇ પણ સયુક્તિક કલ્પના કરી શકતો નહોતો. આ વાત તે નગરના નાગરિક લોકોને કાને પૂરેપૂરી જઈ પહોંચી નહિ હોય તેટલામાંજ એક મહત્વની અને ભય ભરેલી બીજા બનાવની ખબર તે લોકોના જાણુવામાં આવી હતી.

## બીજો બનાવ—મહારાજાના દૂતનું ખૂન !

મહારાજાધિરાજ અવન્તિનરેશની આજ્ઞાપત્રિકાઓ લઇને જે દૂત દક્ષિણુ માલવના અધિકારી તરફ જતો હતો તેનું મડદું અવન્તિનગરીથી બે ગાઉ દૂરજ રસ્તાની એક બાજુએ પડેલું મળી આવ્યું છે. તે દૂતની છાતીમાં ખંજર મારીને દુષ્ટ લોકોએ તેના પ્રાણુ લીધા હતા. તે ખંજરની મૂઠની આસપાસ લીલા રંગની દોરી વિંટાળેલી હતી. એટલા ઉપરથી સ્પષ્ટ સમજાતું હતું કે તે બિચારા દુર્દૈવી દૂતનું ખૂન રક્તપાતી મહામંડળના કોઈ અનુયાયીએજ કરેલું હોવું જોઇએ. તે દોરીએ એક નાનકડી ચિઠ્ઠી બાંધેલી હતી અને તેમાં નીચેની હકીકત હોવા ઉપરાંત તે ભયંકર રક્તપાતી મંડળના સાંકેતિક ચિહ્નો તરીકે ખંજરની ત્રણુ નિશાનીઓ પણુ હતી. તે ચિઠ્ઠીમાં નીચેની હકીકત હતી:—

"આ મનુષ્યનો જે ભયંકર રીતે અન્ત થયો છે, તે પરિપૂર્ણુપણે ધ્યાનમાં લઇ સર્વે લોકોએ સાવધાન થઈ જવું. તેમજ સ્વયંસિદ્ધ પવિત્ર ન્યાયમહામંડળનાં વર્તમાન સમયે જે જે કાર્યો થાય છે,

તેની કોઇએ ચર્ચા કરવી નહિ. મહામંડળના કાર્યમાં પ્રત્યક્ષ રીતે ઘોટાળો કરનાર વ્યક્તિને મહામંડળ કેવી ભયંકર શિક્ષા કરે છે, તે આ ઉપરથી લોકોએ સમજી લેવું. ઉપરાંત તેની પાછળ પણ અપ્રત્યક્ષ રીતે–જે લોકો તેની બાબતમાં નકામી લે મૂક કરે છે અને તેમાં અનુમોદન આપે છે, તેવા લોકોને પણ ભયંકરમાં ભયંકર શિક્ષા કરવા આ મંડળ સર્વથા અને સમ્પૂર્ણપણે સામર્થ્યવાન્ છે. એમાં જરાએ શંકા નથી.”

પવિત્ર સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળનો શિક્કો.

* *
*

જે દૂતનું ખૂન થયું હતું તે દૂતની પાસેનું દ્રવ્ય અને અલંકારો વિગેરે પદાર્થો જેવાં ને તેવાં જે સ્થિતિમાં હતાં તેજ સ્થિતિમાં હતાં. ફક્ત તેની પાસેની સરકારી આજ્ઞાપત્રિકાઓ અને બીજા સરકારી કાગળપત્રો ગુમ થયાં હતાં.

## ત્રીજો બનાવ–મહારાજાધિરાજને ધમકી !

આ ત્રીજો બનાવ બીજા બે બનાવો જેવો નહોતો તો પણ ખરી રીતે જોતાં તેનું મહત્વ લોકોને વધારે લાગતું હતું.

ગત રાત્રિએ મહારાજાધિરાજ અવન્તિનરેશ પોતાના શયનભુવનમાં નિત્યના નિયમ પ્રમાણે જઇને સૂતા હતા. આજે પ્રાતઃકાળે જ્યારે જાગૃત થયા ત્યારે તેઓને પોતાના પલંગ ઉપર એક ખંજર દેખાયું. તે ખંજરની મૂઠ ઉપર પણ તે રક્તપાતી મહા ભયંકર મંડળનું સાંકેતિક ચિહ્ન જે લીલી દોરી તે હતી. તે દોરીએ એક નાનકડી ચિઠ્ઠી પણ હતી. તે ચિઠ્ઠીમાં ફક્ત એટલુંજ લખ્યું હતું કે–“હોંશિયાર સાવધાન ! યાદ રાખ !” એ ચારજ શબ્દો ફક્ત હતા પણ તેનો અર્થ બહુ ભેદ ભરેલો હતો.

## ચોથો બનાવ—મુએલો જીવતો થયો !

લગભગ પચ્ચીસ વર્ષ પહેલાં જે માણુસને ફાંસીએ ચઢાવવામાં આવ્યો હતો તેજ માણુસ ગઈ કાલે અને આજે પ્રાતઃકાલે કેટલાક વૃદ્ધ પુરૂષોના જોવામાં આવ્યો. તે માણુસનું નામ પુંડરીક હતું. યુવરાજ સિંહદત્તના જન્મ સમયે બાળકોની અદલાબદલી કરવાનું જે કાવત્રું કરવામાં આવ્યું હતું તે પ્રકટ થઈ જવાથી જે ૭ ગુનેહગારોને ફાંસીએ ચઢાવવામાં આવ્યા હતા તેમાંનો તે એક હતો. દૈવયોગે દેવગૃહના દરવાજા ઉપર પહેરો ભરવા માટે તેનીજ યોજના થઈ હતી પણ તેણે પોતાનું કર્તવ્ય બજાવવામાં કસૂર કરવાથી અને બાળકોની અદલાબદલીના કાવત્રામાં મદદગાર થવાથી ત્યાંના નિયમ પ્રમાણે તેને ફાંસીની સજા થઇ હતી અને તેને તેજ વખતે ફાંસીએ ચઢાવવામાં પણ આવ્યો હતો. તેજ પહેરેગીર પુંડરીક આજે કેટલાક લોકોની નજરે પડેલો હોવાથી તેનું લોકોને રહી રહીને આશ્ચર્ય થતું હતું.

આ સમયે તે મનુષ્યનો પોશાક એક મોટા બાવાના જેવો હતો. એક ગૃહસ્થે તેને ન્યાયમંદિરની પાસે ભમતો—ગઈ કાલે સાયંકાળે—જોયો હતો. બીજો એક સદ્‌ગૃહસ્થ કહેતો હતો કે ત્યાર પછી બે ઘડીએ એટલે લગભગ અંધકાર થવાની વખતે પોતે તેને કોટના દક્ષિણ દિશાના દરવાજાની આસપાસ ભમતો જોયો હતો.

આ બન્ને ગૃહસ્થો એક બીજાને ઓળખતા હતા અને તેઓ પુંડરીકને પણ ઘણીજ સારી રીતે ઓળખતા હતા. એ કારણથી આ બાબતમાં—પુંડરીકની બાબતમાં—તેઓ છેતરાઈ જાય તેવો જરાએ સંભવ નહોતો. શિવાય તે ગૃહસ્થો સ્વભાવે બહુજ ભલા અને ઉમદા હતા. તેથી તેઓ ખોટેખોટો ગપગોળો ગબડાવે છે, એવું માનવાને કે શંકા કરવાને કારણુજ નહોતું. તે બન્ને ગૃહસ્થો પોતાના લાભને માટે કદાપિ ખોટું બોલતાજ નથી—તેઓ સર્વથા સત્યવાદી છે, એવો નાગરિક

લોકોને તેમનો સમ્પૂર્ણ વિશ્વાસ હતો. ઈત્યાદિક કારણોથી તેઓએ કહેલી વાત ખોટી હશે, એમ માનવાનું પણ કાંઈ કારણ નહોતું. તેઓએ વિશેષમાં એમ પણ જણાવ્યું કે પચ્ચીસ વર્ષ પહેલાં તે જેટલો સશક્ત દેખાતો હતો તેટલો સશક્ત આ વખતે જણાતો નહોતો. તેના અર્ધા ઉપર વાળ પાકી ગયા હતા. છતાં પણ તેની મુખમુદ્રા ઉપર જે જે કાંઈ ખાસ ચિહ્નો હતાં તે અમે જાણુતા હોવા સબબ જ્યારે અમે તેને જોયો–તેની મુખમુદ્રા જોઈ ત્યારે તરતજ અમોએ તેને ઓળખી લીધો. તેના સંબંધમાં અમને કાંઈ પણ શંકા આવતી નથી. તે ખરેખરો પુંડરીકજ હતો.

પચ્ચીસ વર્ષ પહેલાં જ્યારે તે પુંડરીકને બીજા પાંચ જણાઓની સાથે ફાંસીએ ચઢાવ્યો હતો તે સમયે ફાંસીનો દેખાવ પોતાની નજરો નજર જોનારા પુષ્કળ પુરૂષો હજુ સુધી હૈયાત હતા. તેઓએ પુંડરીકાદિક છએ મનુષ્યોનાં મડદાં પોતાની નજરોનજર જોયાં હતાં એટલુંજ નહીં પણ તે મડદાંઓ શારીર શાસ્ત્રનો અભ્યાસ કરનારા એક વૈદ્યે સરકાર પાસેથી માગી લીધાં હતાં એ વાત પણ પુષ્કળ પ્રતિષ્ઠિત પુરૂષો જાણુતા હતા. આવી રીતે સર્વે લોકો જે છએ જણાઓને મરી ગએલા સમજતા હતા તેમાંથી હજુ એક જીવે છે, એમ લોકોના જાણુવામાં આવવાથી તેઓને કેટલી બધી અજાયબી લાગી હશે, તેની કલ્પના અમારા સુજ્ઞ વાંચકોએજ કરી લેવી.

ઉપર જણાવેલા ચારે બનાવો વિષે અવન્તિનગરીના નાગરિકો એક સરખી રીતે ઉહાપોહ કરતા હતા–ચર્ચા ચલાવતા હતા. આ બનાવોનો પત્તો લાગી શકે તેમ ન હોવાથી સરકારના અધિકારીઓ ચિંતાતુર થઇ બહુજ ગુંચવણમાં પડી ગયા હતા. તેઓ કેમે કરી ભયંકર બનાવોના ગુંચવાઈ ગએલા–કઠિન થઈ પડેલા કોકડાને ઉકેલી શકતા નહોતા.

આ ચારે બનાવોમાં જાણે વધારો કરી લોકોને વધારે ગભરાવવા–ભયભીત કરવા માટે એક પાંચમો બનાવ બની આવ્યો. તેની હકીકત સાંભળી ભયભીત થઈ અવન્તિનગરીની પ્રજા ત્રાહિ ત્રાહિના પોકાર કરવા લાગી. એવો તે તે બનાવ કેવો ભયંકર હશે વારૂ ?



## પ્રકરણ ૩૬ મું.



### ખૂન–ખૂન–ભયંકર ખૂન !

મારા ભાઇને ધાપ મારી અહીં આવવા માટે મારે બહુજ ખટપટ કરવી પડી. મારા ભાઇનું અંતઃકરણ મારા સંબંધમાં બહુજ શંકાઓથી ભરાઇ ગએલું છે પણ મારે કરવું શું–હું શું કરી શકું ?

તે મહારાજા ચૈતન્યદેવને મળવા માટે મારૂં અંતઃકરણ અતિશય ઉત્સુક થઇ ગયું તેથી તે ઉત્સુકતાના આવેગને શાન્ત કરવા–તૃષિત નયનોની તૃષા શમાવવા અને અધીરા થએલા હૃદયને ધીરજ આપવા, હું ગઇ કાલે રાત્રે ચૈતન્યને આપેલા વચન પ્રમાણે અહીં આવીને હાજર થઈ છું. મેં મારૂં વચન પાળ્યું છે.

ચૈતન્યદેવ બહુજ સુંદર છે–સ્વરૂપવાન્ છે, દેખાવડા છે, શ્રીમંત છે, સાહસિક છે અને તે ઉપરાંત પાપ–પુણ્યની જરાએ પરવાહ કરનારા નથી. એ વાત પણ મારી જાણ બહાર નથી.

એવા શૂરવીર પુરૂષ સાથે જો મારો સ્નેહ સંબંધ જોડાય તો અમારાં બન્નેનાં સંપત્તિ, ડહાપણ, હોંશિયારી વિગેરે એકત્ર થાય અને અમો આ ધરણી થરથર ધ્રુજાવીએ તેમજ આ દુનિયાને ઉંધી–ચત્તી કરી નાંખીએ !

પછી અમારૂં સામર્થ્ય કઇ તરફ અને અમારા દુશ્મનોનું સામર્થ્ય

કઇ તરફ ? અમે અમારા દુશ્મનોનો નિઃપાત—અધઃપાત—કરીને જબરદસ્ત વિજય સંપાદન કર્યો છે અને અમો સર્વ સંસાર સુખોનો સુખેથી અને શાન્તિથી અનુભવ લઇએ છીએ ! એમ છાતી ઠોકીને કહી શકીશું.

આવા સુખદ સમયમાં જો મહારાજા ચૈતન્યદેવ સાથે અમારો સંબંધ બંધાશે તો કેવો બહાર આવશે !

અમારી પાસે જેવાં છુપાં સાધનો છે તેવાંજ છુપાં સાધનો તેમની પાસે પણ હોવાંજ જોઇએ !

તેઓ કારાગૃહમાંથી છૂટયા, તેમને અપાર સંપત્તિ મળી અને ચારે તરફ તેમનું વજન પડે છે, માટે તેઓની પાસે કાંઈ પણ છુપું સાધન અને તેએ પ્રબળમાં પ્રબળ અને પ્રચંડમાં પણ પ્રચંડ સાધન હોવું જોઇએ. તે વિના તેમની સ્થિતિ એક કંગાલ જેવી હતી તેમાં પરિવર્તન શી રીતે થઈ શકે ?

પહેલાં હું તેમને મારી ઓળખાણ આપીશ અને જોઈશ કે તેમને કેટલી અજાયબી લાગે છે ! તેમણે અમારૂં આવું મહત્વનું કામ કર્યું છે તો તેમનો સ્નેહ અને પ્રેમ બન્ને મારે સંપાદન કરવાંજ જોઇએ. તેમજ અમારો પરસ્પરનો સ્વભાવ પણ એક બીજાને મળતોજ હોવાથી અમારૂં ટહુ પણ વગર હરકતે ચાલ્યું જશે. એમના જેવો સ્નેહી મારા ભાઇને મળશે તો તો કેટલો બધો તેને આનંદ થશે ! તેમજ અમારા મનના મનોરથો અને મહત્વાકાંક્ષાઓ એક ઘડીમાં જરૂર સફળ થઇ જશે.

સંધ્યાનો રમણીય સમય હતો. સૂર્યનારાયણ અસ્તાચળ પ્રત્યે જઈ આખા દિવસમાં કરેલા પરિશ્રમની શાંતિ માટે આરામ લેવા સારૂ પોઢી ગયા હતા. આવા સમયે અવન્તિનગરીના કોટની દક્ષિણ દિશા તરફના દરવાજે ઉપર પ્રમાણેના વિચારો કરતી એક સ્ત્રી આમતેમ

ફરતી હતી. તેણે પોતાનું તમામ શરીર સ્યામરંગના ઝભ્ભામાં ઢાંકી લીધું હતું. તે પોતાના મુખ ઉપરનો બુરખો આમતેમ થતાં તેને ઠીક કરવા પોતાનો હાથ બહાર કાઢતી ત્યારે તેના જમણા હાથની આંગળીએ સિંહમુખવાળી સુવર્ણમુદ્રિકા સ્પષ્ટ દેખાતી હતી. ચૈતન્યે તે સ્ત્રીના હાથમાં જે મુદ્રિકા જોઈ હતી તેજ એ મુદ્રિકા હતી. અમે ઉપર લખી આવ્યા તે પ્રમાણેના વિચારો તેના અંતઃકરણમાં રમમાણ કરતા હતા.

ઉપરના વિચારો કરવામાં–ભવિષ્યમાં પોતાની તમામ મહત્વાકાંક્ષાઓ પૂર્ણ થશે એ ધ્યાનમાં તે ગુલતાન થએલી હતી. તેને પોતાની આસપાસમાં શું બને છે, તેનું પણ ધ્યાન નહોતું. તેનું ભાન એટલું બધું તો નષ્ટ થઈ ગયું હતું કે તેની પાસેજ એક સરદાર જેવો પુરૂષ આવીને ઉભો છે, એ વાત ઘણા વખત સુધી તેના ધ્યાનમાં આવી નહિ. જ્યારે તેણે એક તરફ ફરીને જોયું ત્યારેજ જાણ્યું કે–' પોતાની પાસેજ એક સરદાર જેવો પુરૂષ ઉભો છે. '

તેનો પોશાક સરદાર જેવો જણાતો હતો છતાં તેની મુખમુદ્રા પુરૂષના જેવી નહીં પણ એક સ્ત્રીને બહુજ મળતી આવતી હતી. તેને જોતાંજ તે ભેદી સ્ત્રીએ પૂછ્યું કે–

" કોણ મહારાજા ચૈતન્યદેવ કે ? "

" દુષ્ટા ! ચૈતન્યદેવ હું નથી સમજી કે ? "

" ત્યારે તું કોણ છે ? "

" હું ! હું સાક્ષાત્ ચૈતન્યદેવ નથી પણ હું અને ચૈતન્યદેવ એક રૂપજ છીએ ! "

" તું ચૈતન્યદેવ નથી તો અહીં આવ્યો શા માટે ? "

" ફરતો–ફરતો બળતા હૃદયને શાંત કરવા ? "

"આવા સ્થાનમાં બળતા જીગરને શાન્ત કરવા આવવું એ તો નવાઈ જેવું છે!"

"એમાં નવાઈ પામવા જેવું કંઈ કારણ નથી."

"મને તો તારા બોલવામાં કંઈ પણ સમજાતું નથી."

"સમજાશે! ઓ નિષ્ઠુર હૃદયની નારી! એમાં અજાયબી પામવા જેવું કાંઈજ નથી તે તને પૂરેપૂરૂં વખત આવ્યે સમજાશે."

"તમારૂં જીગર બળવાનું કંઈ કારણ?"

"મારી એક ચીજ અહીં અને અત્યારેજ ચોરાઈ જવાની છે ગુમ થઇ જવાની છે."

"તેમ ન થાય તેનો ઉપાય કરો."

"કરીશ! ઓ નિર્દય નારી, હું હંમેશને માટેનો ઉપાય કરીશ અને તે પણ એવો તો ઉપાય કરીશ કે જેથી મારા રસ્તામાં આવવા માગતો કાંટો દૂર થઈ જશે—બળી જળીને ખાખ થઇ જશે—આ દુનિયા ઉપર રહેશેજ નહીં."

"ઓ દિવાના! તું શું બોલે છે તેનું તને કંઇ ભાન છે?"

"હા. બરાબર ધ્યાન છે—મારૂં ભાન પણ ઠેકાણેજ છે!"

"લક્ષણો તો તેવાં નથી લાગતાં?"

"શા ઉપરથી?"

"તારા ઢંગધડા વિનાના બોલવા ઉપરથી!"

"બાઇ તારે ફાવે તેમ તું બોલ પણ હું તો મારી ખોવાએલી ચીજને લીધા વિના જનાર નથી."

"તો ભલા માણસ તે ક્યાં છે તે ખોળી કાઢને?"

"તે (શત્રુ) મારી સામેજ છે."

"ત્યારે શું હુંજ તારી દુસ્મન છું?"

"હા. હા."

"અરે ભલા માણુસ, તું દિવાનો તો નથી થયો ને?"

"તું શું ધારે છે?"

"તદ્દન દિવાનો—ડાગળીનો છટકેલો!"

"જો તારી એવીજ માન્યતા હોય તો લે આ દાની સ્ત્રી લે!"

એમ કહી તે આગંતુક પુરૂષરૂપ વ્યક્તિ તે ભેદી સ્ત્રી ઉપર કૂદી પડી અને તે ભેદી સ્ત્રીના વક્ષસ્થળને પોતાના ખંજરનું નિશાન બનાવ્યું. પોતાનો હાથ પોતાના પોશાકમાંજ ભરાઈ રહ્યો છે, એમ લાગવાથી તે આગંતુક વ્યક્તિએ પોતાનો હાથ બહાર કાઢવા પ્રયત્ન કર્યો પણ તેટલામાં તો તે ભેદી ભામિની તેની પાસેથી ખસી દૂર ઉભી રહી.

પોતાનો આ પ્રથમ પ્રયત્ન વ્યર્થ ગએલો જોતાંજ તે વ્યક્તિએ પોતાનામાં જેટલું જોર હતું તે બધું એકત્ર કરીને તેના ઉપર નેમ તાકી.

ત્યારે બીજી તરફ તે ભેદી સ્ત્રીએ પોતાના હાથમાંની મુદ્રિકાની ચાંપ દાબી તે સાથેજ તે મુદ્રિકા ઉપરનું સિંહમુખ અલોપ થયું અને ત્યાં સર્પનું મુખ થયેલું દેખાયું.

જેવી તે આગંતુક વ્યક્તિ તે ભેદી સ્ત્રીની પાસે આવી તેની છાતીમાં ખંજર મારવા પોતાનો હાથ ઉંચો કરે છે તે પહેલાં તો તે ભેદી સ્ત્રીએ એકદમ વચમાંજ તેનો હાથ પોતાના ડાબા હાથમાં ખૂબ જોરથી પકડી લીધો. એવી રીતે તે ભેદી સ્ત્રીએ તે આગંતુક સ્ત્રીના હાથમાંના ખંજરનો પાકો બંદોબસ્ત કર્યો. જેથી તે ખંજરદ્વારા તે આગંતુક વ્યક્તિ પોતાને જરાએ ઈજા પહોંચાડી શકે નહીં. એટલું કર્યા પછી તે ભેદી સ્ત્રીએ તે આગંતુક વ્યક્તિના ગાલ ઉપર પોતાની વીંટીથી ફક્ત એક ઘસરકો કર્યો. એક ક્ષણાર્દ્ધમાં એટલું કામ કરી તે ભેદી સ્ત્રી પાંચ પગલાં પાછી ખસી ગઈ અને નિશ્ચિંત થઇ ત્યાં ઉભી ઉભી તેની તરફ જોવા લાગી કારણ કે તેને હવે પોતાના હરીફ તરફનો કાંઇ પણ ભય નથી, એવી તેને ખાત્રી થઇ ગઇ હતી.

ખરેખર તેને ભય તો નહોતોજ; કારણ કે તે મુદ્રિકામાંનું વિષ બહુજ સખત—અરે સખતમાં પણ સખત અને પળવારમાં આત્માને દેહમાંથી છૂટો કરી પરલોકે પહોંચાડે તેવું હતું. તે મુદ્રિકામાંના પ્રાણહારક વિષનું પરિણામ તે આગંતુક વ્યક્તિના ઉપર સત્વર થયું. એક અરધી ઘડીમાં પોતાના મુખમાંથી એક શબ્દ પણ ન ઉચ્ચારતાં તે વ્યક્તિ ધબ કરતી કે પૃથ્વી ઉપર પછડાઇ પડી. તે પડી ગઇ, એમ કહેવા કરતાં તે ઉભે ઉભેજ મડદું થઇને નીચે પડી હતી—એમ કહેવું તે વધારે યોગ્ય છે.

આવો આ વિચિત્ર બનાવ બનવાથી હવે મારાથી ચૈતન્યદેવને મળાશે નહીં, એમ બોલી તે ભેદી અને ભયંકર ભામિની ત્યાંથી એકદમ—ઝપાટાબંધ ચાલી ગઈ. તેણે ફરીને એક વાર પાછું પણ જોયું નહીં. તે સો પગલાં પણ આગળ ગઈ નહીં હોય એટલામાં તો તે સ્ત્રીના મનમાં એક વિચાર વાયુના વેગે આવ્યો. “ આ મરણ—ખૂનની ઉપર જો ચોરીનો અંધાર પછેડો ઓઢાડી દઇશ તો બહુજ મજાહ આવશે !” એમ બબડતી તે પાછી ફરી. પાંચ ચાર પળમાંજ તે પુનઃ મડદા પાસે આવી. પોતાના હાથેજ ખૂન કરેલા તે આગંતુક વ્યક્તિના મડદા પાસે આવતાં તે સ્ત્રીને જરાએ ભય લાગ્યો નહીં કે તે જરાએ ડગમગી પણ નહીં. ઉલટું તે પોતાનાજ મનમાં ને મનમાં બોલવા લાગી કે—“ આના કરતાં પણ હજારગણા ભયંકર બનાવો મારી દ્રષ્ટિ સમક્ષ બની ગયા છે. કોણ જાણે દુનિયાંના લોકો મડદાંઓથી શા માટે ભડકી—ભયભીત થઇ જતા હશે વારૂ ? ”

પોતાનું આ કૃત્ય કોઇ જોતું તો નથી ને, એની ખાત્રી કરવા તે સ્ત્રીએ પોતાની ચારે તરફ સૂક્ષ્મ રીતે અવલોકન કર્યું, પણ તેવું કાંઇજ નહોતું. તેનું આ કરપીણ કૃત્ય તે સર્વસાક્ષી પરમાત્મા વિના બીજું કોઇ પણ જોતું નહોતું.

ઉક્ત બનાવ જે જગ્યાએ બન્યો હતો તે જગ્યા સ્મશાનભૂમિના માર્ગ ઉપર આવેલી હતી એટલે તે તરફ લોકોનો અવરજવર બહુજ ઓછો થતો. પોતાને કોઇ પણ જોતું નથી એવી ખાત્રી કરી લીધા પછી તે મડદાના શરીર ઉપર જે ઘરેણાં-ગાંઠાં હતાં તે તે ભેદી સ્ત્રીએ ઉતારી લીધાં. તેના કોટના ખીસ્સામાં કાંઇ છે કે નહીં અને હોય તો તે કાઢી લેવા તે સ્ત્રીએ તેના ખીસ્સામાં હાથ ઘાલ્યો. ત્યારે તેને તેના ખીસ્સામાંથી એક પત્ર મળી આવ્યો. તે પત્ર પણ તે સ્ત્રીએ બીજા મૂલ્યવાન્ અલંકારોની પોટલીમાં બાંધી લીધો અને તે પોટલી પોતાની બગલમાં મારી લીધી.

અવ્યવસ્થિતપણે પડી રહેલા તે મડદાના હાથમાં તે ખંજર તેવું ને તેવું-તેજ સ્થિતિમાં હતું. જાણે એકાદ અજાણ્યા બાળકે મહા વિકાળ મણીધરનું પુછડું પોતાના હાથમાં પકડી લીધું હોયની! એવું તે ખંજર તે મડદાના હાથમાં જણાતું હતું.

તે ભેદી સ્ત્રીએ તે ખંજર પોતાના હાથમાં લઇ લીધું અને તે મડદાની છાતીમાં મારવા પોતાનો હાથ ઉચક્યો. એટલામાંજ કોઈ એક પુરૂષે તેનો હાથ ઉપરને ઉપરજ પકડી એવા તો જોરથી મરડી નાંખ્યો કે તે ભેદી સ્ત્રી બળવાન્ હતી તોપણ ખૂબ જોરથી એક ચીસ તેનાથી પાડયા વિના રહેવાયું નહીં. તે ગોઠણભેર હતી અને તેનો જમણો હાથ તે આગંતુક પુરૂષના હાથમાં હતો. તે સ્ત્રીને ક્રુરતાની હદ કુદાવી જતી જોઈ તે પુરૂષ દાંત કચકચાવીને ગંભીર સ્વરે બોલ્યો:-

" અરે ઓ નિષ્ઠુર નારી! હવે બસ કર, તારા હાથને વાળ! અરે હવે તે મરી ગયેલ છે, તેના કલેજામાં ખંજર મારવાની હવે જરૂર નથી. નિર્દય નારી! શું તારી છાતીમાં-કોમળ કાળજામાં આવી ક્રૂરતા-કઠોરતા ભરેલી છે ખરી કે ?"

પોતાનો હાથ કોણે પકડયો તે જોવા તે ભેદી સ્ત્રીએ ઉંચું જોયું

તો તેને એક મહાન્ ધીરવીર પુરૂષે પોતાનો હાથ પકડયો છે, એમ જણાયું. તેણે તરતજ જમણા હાથમાંનું ખંજર ડાબા હાથમાં લઈ તે મડદાના કલેજામાં મારી દીધું. પોતાનો જમણો હાથ તે પુરૂષના હાથમાં જરા ઢીલો થયો છે, તે તેને જણાતાંજ એકદમ પોતાની સર્વ શક્તિ, એકત્ર કરી તેણે એક આંચકો એવા તો જોરથી માર્યો કે તેનો હાથ તે પુરૂષના હાથમાંથી તેણે છોડાવી લીધો અને એકદમ ત્યાંથી અંધકારમાં ગુમ થઈ ગઈ–તે એક ઝાડના થડની પાછળ છુપાઈ ગઈ.

તે આવેલો પુરૂષ મડદું કોનું છે, તે જોવા નીચો વળ્યો. તેના હાથમાં તે વ્યક્તિએ પોતાને માથે બાંધેલ ફેંટાનો છેડો આવ્યો. તે તેણે ખેંચી લઈ પોતાના હાથમાં લીધો. ગોઠણ ઉપરજ બેસી તેણે તેના માથે હાથ મૂકયો તો તેના લાંબા કેશ કલાપ ઉપરથી તેને જણાયું કે, તે કોઈ ખરેખરો પુરૂષ નથી પણ સ્ત્રી છે. તરતજ એકાએક તે પુરૂષ સહસા બોલી ઉઠયો કે–" અરે આ તો કોઈ દુર્ભાગી નારીની લાશ છે ! "

" શું તે પુરૂષ નથી ? સ્ત્રી છે !? " એવા શબ્દો અચાનક તે ઝાડની પાછળ છુપાએલી સ્ત્રીના મુખમાંથી નિકળ્યા વિના રહ્યા નહીં.

તે પુરૂષે પોતાની પાસેનું દૈવી ફાનસ કાઢી તેનો પ્રકાશ તે દુર્ભાગી નારીની મુખમુદ્રા ઉપર નાંખતાંજ તે પુરૂષ એકદમ પાંચ પગલાં પાછળ હઠયો અને અત્યંત આશ્ચર્યચકિત થઇને બોલ્યો કે– " અરેરે આ તો તેજ ? અરે એ નસીબની ફુટેલી નારી ! તું અહીં શા માટે આવી હતી ? અફસોસ ! ઓ દુર્ભાગિણી દારા ! તારા ભાગ્યમાં શું આવુંજ લખાયું હતું ? "

" હા એવુંજ લખાયું હતું. લાંબાની સાથે ટુંકો જાય મરે નહિ તો માંદો થાય. ! "

એ શબ્દો ઝાડની પાછળ છુપાએલી સ્ત્રીએ ઉચ્ચાર્યા.

આ બનાવ જોઇ તે પુરૂષ દિગમૂઢ બની ત્યાંને ત્યાંજ સ્તબ્ધપણે ઉભો રહી અનિમેષ નયને તે મડદા તરફ જોતો જોતો નિશ્વાસ નાંખતો હતો.

જે સ્ત્રીનું ખૂન થયું તે સ્ત્રી કોણ હતી? તેનું ખૂન કરનારી તે ભયંકરતાથી ભરેલી ભામિની કોણ હતી અને ત્યાં આવેલો તે પુરૂષ પણ કોણ હતો? ઈત્યાદિક બાબતોનો ખુલાસો તે ભેદી સ્ત્રીના ભાગી જવાથી એમને એમ રહી ગયો તે આવતા પ્રકરણમાં જણાશે.

## પ્રકરણ ૩૭ મું.

### ભેદી ભામિનીનો ભેદ!

વ્હાલા વાંચક! જે સ્ત્રીનું ખૂન થયું હતું તે સ્ત્રી બીજી કોઈ નહીં પણ વિલાસવતી પોતેજ હતી. તેનો આત્મા પોતાનાં શુભાશુભ કર્મોનો હિસાબ આપવા માટે જગદીશ્વરના દરબારમાં ચાલ્યો ગયો અને તેની લાશ પડી રહી હતી. દેહના દેવાલયમાંથી દેવ ઉડી ગયો અને ખાલી ખોખા જેવી કાયા પડી રહી હતી અને તેની પાસે ચૈતન્ય પોતેજ આવી ઉભો રહ્યો હતો.

જે સ્ત્રીનું ખૂન થયું હતું તે સ્ત્રી ઓળખવામાં આવતાંજ તે એકદમ બુમ પાડીને બોલી ઉઠયો કે-" અરે! આ તો વિલાસવતી! એણે પુરૂષવેષ શા માટે પહેર્યો હશે વારૂ? વળી એના શરીર ઉપર ધારણ કરેલા અલંકારો કયાં ગયા? કોણ લઇ ગયું? ફાટી ગયેલા કાન, ફુટી ગએલું ગળું. ભયંકર મુખમુદ્રા, શરીર ઉપરના અલંકારો ગેબ અને વસ્ત્રો પણ ફાટી ગએલાં–આ તે કેવો ગજબ બનાવ! ઘણા ભાગે આ સ્ત્રીનું કોઇએ લુંટી લીધા પછી ખૂન કર્યું છે. આ કરપીણ કૃત્ય કોઇ ચોરેજ કરેલું હોવું જોઇએ.

"એટલામાં અરે વિવેકવિહીન મનુષ્ય! વિચાર કર!" એમ માયાવીએ ઉચ્ચારેલા શબ્દો ચૈતન્યના સાંભળવામાં આવ્યા.

કિંચિત્ ક્રોધયુક્ત સ્વરે ચૈતન્ય બોલ્યો:–"અરે પિશાચ–રાક્ષસ! તું અહીં શા માટે આવ્યો છે? મેં કાંઈ તને અત્યારે બોલાવ્યો નહોતો. આજકાલ તું...બહુજ..."

પોતાના બન્ને હાથ છાતી ઉપર તિરછા રાખીને તે માયાવી ચૈતન્યની સામે આવીને ઉભો રહ્યો. તે સ્ત્રીના મડદા તરફ પોતાની અંગારા જેવી ચળકતી લાલચોળ નજર નાંખતો વિકટ હાસ્યયુક્ત વાણીવડે માયાવી બોલ્યો:–"તેં મને બોલાવ્યો નથી એ વાત ખરી છે, છતાં પણ તારા પોતાના પ્રેમપાત્રનું ખૂન કોણે કર્યું, તે જાણવા માટે તું મને બોલાવીશજ એવી મને ખાત્રી હોવાથી ઉત્તમ પંક્તિના નોકર પ્રમાણે હું–તું બોલાવે તે પહેલાંજ–અહીં આવ્યો છું."

"તમો મનુષ્ય જાત સદા સર્વદા સંકુચિત દ્રષ્ટિવાળા છો, એમ હું વારંવાર કહ્યાં કરૂં છું તે કોઈ પણ રીતે ખોટું નથી, સર્વથા સત્ય છે. અરે ભલા માણસ! આ તારા પ્રેમપાત્રનું પ્રથમ કોઇએ ખૂન કર્યું છે અને ત્યાર પછી તેના અલંકારોની ચોરી કરી છે, એમ તારા ધ્યાનમાં કેમ નથી આવતું? જેણે ખૂન કર્યું છે, તેને ચોરી કરવાનું સાધ્ય રહી શકે નહીં, એમ તું માને છે કે? અરે ઓ મૂર્ખ! આ ખંજર તારા પ્રેમપાત્રની છાતીમાં આટલું બધું ઉંડું ગયું છે છતાં પણ તે ઘામાંથી અથવા તારા પ્રેમપાત્રની આત્મારહિત કાયામાંથી રક્ત વહેતું નથી અને વહ્યું હોય તેમ લાગતું પણ નથી તે તરફ તારૂં જરાએ ધ્યાન કેમ ખેંચાતું નથી? જીવતા માણસની છાતીમાં આટલો બધો ઉંડો ઘા થયો હોત તો તેમાંથી કેટલું બધું રક્ત નિકળત? એટલા માટે હું કહૂં છું કે 'આ સ્ત્રીના શરીરમાંના રક્તનું પાણી થઇ ગયા પછીજ કોઇએ શાંતિથી એની છાતીમાં ખંજર

માર્યું છે અને ખંજરને તેમ ને તેમજ રહેવા દીધું છે, આ વાત સાફ સાફ ઝળહળતા સૂર્ય જેવી [illegible] જણાય છે."

માયાવીની આવી સૂક્ષ્મ દ્રષ્ટિના વિષયમાં આશ્ચર્ય પામતો ચૈતન્ય બોલ્યો કે–" માયાવી–પિશાચ ! તારૂં કથન સર્વથા સત્ય છે. પણ આ ખૂન કોણે કર્યું તે તેં જોયું છે ?"

" હા." માયાવીએ ઉત્તર આપ્યો.

" તો ખૂન કોણે અને કયારે કર્યું ?"

" અહીંજ એક સ્ત્રીએ થોડા વખત પહેલાં !"

" માયાવી–મારા મિત્ર માયાવી ! તે વખતે તું કયાં હતો ?"

" આ સ્ત્રીનું ખૂન કરનાર સ્ત્રીની પાસેજ !"

" જો તું પાસેજ હતો તો પછી મારા અલ્પ સુખના સાધન રૂપ આ સ્ત્રીનું ખૂન તેં કેમ થવા દીધું ?"

" આ સમયે હું જ્યાં ઉભો છું ત્યાંજ આ સ્ત્રીનું ખૂન થતી વખતે પણ ઉભો હતો પણ જે સ્ત્રીનું ખૂન થયું અને જે સ્ત્રીએ કર્યું, એ બન્નેમાંથી કોઇને પણ દેખાતો નહોતો !"

" ત્યારે તેં આ મારા પ્રેમપાત્રનું રક્ષણ કેમ કર્યું નહીં ?"

" તેનું સંરક્ષણ કરવા માટે હું અસમર્થ હતો ?"

" કારણ ?"

" એજ કે તે જીવવાનીજ નહોતી."

" એટલે ?"

" તેના આયુષ્યનો અવધિ પૂરો થઈ ગયો હતો."

" તેના આયુષ્યની દોરી લંબાવવા શું તું અસમર્થ છે ?"

" નિઃસંશય !"

" ત્યારે તું અમસ્થી અમસ્થી તારા સામર્થ્યની ડંફાસ હાંકે છે તે ખોટીજ ને ?"

"અરે મૂર્ખ માનવ! તું ગમે તેટલો સામર્થ્યવાન્ હોઉં છતાં આયુષ્યને ઓછું કે અધિક કરવા સમર્થ નથી. તું સમજી રાખ કે વિધાતાના લેખ કોઇ પણ કાળે મિથ્યા થવાના નથી અને તે લેખને મિથ્યા કરવા સમર્થમાં સમર્થ માનવ કે દેવ પોતાની તમામ શક્તિ એકઠી કરીને પણ ગમે તેટલા પ્રયત્નો કરે તો પરિણામ એજ આવે કે–નિરાશા–તદ્દન નિરાશા!!

"હું આમાં બરાબર એવું કાંઇપણ સમજી શકતો નથી!"

"તુચ્છ બુદ્ધિના માનવ! આ **સંસાર એક શેત્રંજ** છે. તમે માનવો તેનાં મોરાં છો, તમે ગમે તેમ તેની સાથે રમત કરો. હોંશિયારીથી રમો તો બેડો પાર છે નહીં તો સમજી લેવું કે–જીવનયાત્રાનું અન્તિમ પરિણામ ઘોર અને ભયંકર નરકાગાર છે. કેમ કાંઇ સમજાયું?"

"છાર ઉપર લીંપણા જેવું અર્થાત્ કાંઇજ નહીં!"

"બેવકૂફ! સમજ–હું તને સ્પષ્ટ શબ્દોમાં કહું છું તે સમજી લે."

"બોલ, બોલ! અચકાય છે શાને?

"**કરણી તેવી પાર ઉતરણી** એ વિશ્વપતિનો ન્યાય છે!"

"અસ્તુ. પણ હવે એ તો કહે કે–આ મારા પ્રેમ પાત્રનું ખૂન કરનાર કોણ છે."

"તારા પ્રેમપાત્રનું ખૂન એક સ્ત્રીએ કર્યું છે!"

"તે તો હું પણ જાણું છું.!"

"તો મને શા માટે પૂછે છે?"

"તે ખૂની સ્ત્રી કોણ હતી?"

"ગઈ કાલે તેં જેની સાથે મસલત કરી હતી તે."

"પણ તેને આ ખૂન સાથે શું સંબંધ છે?"

"ઓ મૂર્ખ સાંભળ તો ખરો. પૂરેપૂરી વાત સાંભળી લેઇશ કે વચમાં નકામો ઉતાવળો થઇને બકવાદજ કર્યા કરીશ!"

" હાં ચલાવ–ચલાવ. "

" તમને મસલત કરતાં જોઈ વિલાસવતીને અદેખાઈ આવી તેમજ તેને વ્હેમ આવ્યો કે—" પોતાની મહત્વાકાંક્ષાઓ–મનોરથો–સફળ થવાના માર્ગમાં જરૂર આ ભેદી સ્ત્રી વચ્ચે આવશે માટે તેનું નિકંદન–કાઢી નાંખવું." આ વિચારથી તે (વિલાસવતી) સિંહમુખી મુદ્રિકા ધારણ કરનારી કામિની પાસેથી બદલો લેવા અહીં આવી હતી. "

" પણ બદલો લેતાં તે પોતાનોજ પ્રાણ ખોઇ બેઠી. ભોગ લેવાને બદલે પોતેજ ભોગ થઈ પડી ! "

એ તો સ્પષ્ટ છે કે " ખાડો ખોદે તેજ પડે. "

" એ કહેતી સમજતાં છતાં લોકો તેમ કરવામાં જરાએ પાછી પાની કરતા નથી–જાણે છે છતાં છતી આંખે અંધ થઇને તેમાં પડે છે. આ તે તમો માનવ લોકોની કેટલી બધી તુચ્છબુદ્ધિ ! કેવા વિચિત્ર વિચાર !? "

" માયાવી ! તું કહે છે તે બરાબર છે. ભાઈ તું જણાવ તો ખરો કે ખૂન આ કાતિલ ખંજરથી થયું છે કે કોઇ બીજા શસ્ત્રથી ? "

" તે તારી કલ્પનામાં આવી શકે તેમ નથી. "

" હું તને તેટલા માટેજ પૂછું છું કે તે કયા સાધનથી થયું છે ? "

" પહેલાં તું જો કે તેના ગાલ ઉપર તને કંઇ જણાય છે ? "

" હા. કશાકનો ઘસરકો હોય તેમ લાગે છે ! "

" તેજ તેના મૃત્યુનું સબળ સાધન છે. "

" તદ્દન અસંભવિત ! ફક્ત એક ઘસરકાથી માણસ જેવા પ્રાણીનું મૃત્યુ થાયજ નહીં. "

" શું માણસ તે કાંઇ કીડી–મંકોડી છે કે ફક્ત એક ઘસરકાથીજ પ્રાણ ત્યજી દે ! હું એ વાત માની શકતો નથી. "

" તારે માન્યા વિના છૂટકોજ નથી. "

"ત્યારે ખુલાસો આપ!"

"તે ખૂન કરનારી—કાલે રાત્રે તને મળેલી—સ્ત્રીના હાથમાં એક મુદ્રિકા હતી તે તેં જોઈ છે ખરૂં ને?"

"હા. તે મુદ્રિકા સર્પમુખી હતી."

"નહીં—નહીં ચૈતન્ય! અહીં પણ તારી દ્રષ્ટિને ભ્રમ થયો છે. તે મુદ્રિકા—અરે પ્રાણહારક મુદ્રિકા! સર્પમુખી નહીં પણ સિંહમુખી હતી."

"નહીં. મેં જ્યારે તે સ્ત્રીને રાજ્યમંદિરમાં જોઈ ત્યારે તે મુદ્રિકા સિંહમુખી હતી પણ રાત્રે જ્યારે અમે મળ્યાં ત્યારે તેજ મુદ્રિકા સર્પ મુખી હતી. આમાં મને કાંઇ ખબર પડતી નથી."

"ક્યાંથી ખબર પડે! તે મુદ્રિકાની બનાવટજ વિચિત્ર છે. તે મુદ્રિકા પહેરનાર માણસ જ્યારે ધારે ત્યારે ફક્ત એક ચાંપ દાબતાંજ તેને સિંહમુખીને બદલે સર્પમુખી બનાવી શકે છે.!"

"ત્યારેજ હું ધોટાળામાં પડી ગયો હતો—અજાયબીમાં ડુબી ગયો હતો."

"તે મુદ્રિકાની બનાવટજ અજાયબી પમાડે તેવી છે તો અજાયબી લાગેજ ને."

"તે સ્ત્રી આ મુદ્રિકાથી અને તે પણ ફક્ત એક તેના ઘસરકાથીજ મારા પ્રેમપાત્રનું ખૂન કરી શકી તેથી એમાં કોઇ પણ જાતનો ભયભરેલો ભેદ રહેલો હોવોજ જોઇએ."

"તે સ્ત્રી પોતેજ ભયાનક છે, તો તેની મુદ્રિકા પણ તેવીજ ભયંકર અને આશ્ચર્ય ઉપજાવે તેવી હોય, તેમાં નવાઈ જેવું શું છે? જેવી ખાણ તેવી માટી!"

"ભલા માયાવી! તે વીંટીમાં એવું તે શું છે કે જેથી—અરે ફક્ત તેના એક ઘસરકાથી માણસનો પ્રાણપક્ષી શરીરરૂપ પિંજરમાંથી

ઉડી જાય છે. ”

“ તે વીંટીમાં એક નાનકડું ખાનું છે અને તે ખાનામાં એક જાલિમ–કાતિલ ઝેર ભરેલું છે. તે ઝેર એવું તો ઉગ્ર અને તેજસ્વી છે કે આપણે જો સંસારનાં સર્વે વિષો એકત્ર કરીએ, તો તે સર્વેની અસર તેની તોલે આવી શકે તેમ નથી. ”

“ માયાવી ! હવે હું સમજ્યો–બરાબર સમજ્યો કે મારા પ્રેમ-પાત્રનું ખૂન કેવીરીતે થયું છે. ”

પોતે જાણે કોઇ આનંદની ખબર આપી હોય અથવા આપતો હોય તેવા સ્વરે–જરા વિકટ મુખમુદ્રા કરી માયાવી બોલ્યો—

“ મેં ઉપર કહ્યું તે પ્રમાણે તારા પ્રેમપાત્રનું ખૂન થએલું છે. ”

“ આ ખંજર કોણ લાવ્યું હતું ? ”

“ વિલાસવતી પોતાના પ્રતિસ્પર્ધીના પ્રાણ લેવા તે ખંજર લાવી હતી પણ તેજ ખંજર અત્યારે તેના કલેજામાં મરાયેલું તું જુએ છે. ”

“ ત્યારે તો તે બુરખાવાળી અને સિંહમુખી કે સર્પમુખી મુદ્રિકા ધારણ કરનારી સુંદરીની બાબતમાં મારે વધારે વિગત જાણવાની જરૂર છે. મેં તે સ્ત્રીનો ચહેરો ફક્ત એકજ પળ સુધી જોયો હતો. તેટલા ઉપરથીજ હું કહું છું કે તે બહુજ સુંદર અને અતિશય સ્વરૂપવતી છે. તેના જેવી અનુપમ સુંદર સુંદરી મેં મારા આખા જન્મારામાં બીજી કોઈ જોઇજ નથી. ”

“ શું તું એમ કહેવા માગે છે કે તે સ્ત્રી મધુરી કરતાં પણ સુંદર છે ? ”

“ હા. તે તેના કરતાં પણ બહુ સ્વરૂપવાન્ છે ! ”

“ આ વિલાસવતી કરતાં પણ વધારે મનોહર છે ? ”

“ નિઃસંશય તે આના કરતાં પણ સુંદર છે. મારે તેને મળવું

છે માટે પ્રથમ તું મને તેની પાસે લઇ ચાલ."

"ચૈતન્ય ! અહીં પણ તારી ભૂલ થાય છે. તારી દ્રષ્ટિ અહીં પણ ભ્રમમાંને ભ્રમમાં ભમે છે. જેને તું અનુપમ સુંદર માને છે, તે સ્ત્રી બહુજ ભયંકર છે. જે સ્ત્રીને તું રમણીય રમણી માને છે, તે માનવના રૂપમાં ભયંકર શયતાન જેવી રાક્ષસી છે. તેના ફંદમાં ફસાવાથી તું બહુજ પસ્તાઇશ—તેનું પરિણામ બહુજ અનિષ્ટ આવશે !"

"તારી શિખામણ મારે જોઇતી નથી. હું કહું તે તારે કરવાનું છે."

"ચૈતન્ય ! હું તને ફરી કહું છું કે તું હજી વિચાર કર ! જાણી જોઇને કૂવામાં ન પડ !"

"બસ, હું તારૂં કંઇપણ સાંભળવા માગતો નથી. મારો હુકમ તું બજાવે છે કે નહીં ?"

"વિચાર કર ! હજુ એકવાર વધારે કહું છું કે પસ્તાઇશ !"

"ફિકર નહીં—તું મારી આજ્ઞા ઉઠાવ !"

"ચૈતન્ય ! આ સમયનો વિચાર કર !"

"જહન્નમમાં જાય તું અને તારો સમય !"

"ઓ મોહાંધ માનવ ! અત્યારની પરિસ્થિતિ ધ્યાનમાં લે. તું ક્યાં ઉભો છે, તે તરફ નજર કરી જો કે તને શું દેખાય છે !"

"હું તે સ્ત્રીના મોહમાં અંધ બનેલો હોવાથી મને તેની મનહર મૂર્તિ શિવાય કંઇપણ દેખાતું નથી."

"પણ આ તારા પ્રેમપાત્રનું પ્રેત અહીં પડયું છે તેની કાંઇ પણ વ્યવસ્થા કર્યા વિનાજ શું તું અહીંથી જવા માગે છે."

"આ સ્ત્રીના ખૂનના સંબંધમાં જો હું ગામ ગજામણું કરીશ તો મારાજ ઉપર લોકોને સંદેહ લાવવાનું કારણ મળી આવશે માટે હું તો કાંઇજ કરવા માગતો નથી. રસ્તેથી જનારો કોઇ રાહદારી

પોતાની મેળેજ બૂમાબૂમ કરશે અને ત્યાર પછી આ પ્રેત ઠેકાણે પડી જશે. ચાલ, તે બુરખાવાળીને મળવા મારૂં મન અતિશય આતુર-ઉત્કંઠિત થઇ ગયું છે."

"તે સ્ત્રીએ તને કાંઈ પોતાની ઓળખાણ આપી છે ?"

"તે ક્યાં રહે છે, તે કોણ છે, તેનું નામ શું છે, એ બાબતમાં મને કાંઇ પણ કહ્યું નથી."

"છતાં પણ તું તેને મળવા આતુર થયો છે ખરૂં ને ! !"

"હા. ફક્ત એટલુંજ કહ્યું છે કે તેનું કુળ બહુ ઉંચું છે, અને તેનો પિતા અત્યારે એક મોટા રાજ્યના સિંહાસન ઉપર બિરાજે છે."

"શું તું તે બધું સાચું માને છે ?"

"નહીં નહીં. મને તેની વાતો ઉપર એટલો બધો વિશ્વાસ નથી."

"ત્યારે હું તને કહું છું કે, તે ભેદી ભામિનીએ તને જે કાંઈ કહ્યું તે સર્વથા સત્ય છે, ઉપરાંત એક રાજ્યકુટુંબના પુરૂષ સાથે તેનું લગ્ન પણ થઇ ગએલું છે ચૈતન્ય !"

"માયાવી-માયાવી ! આ તું શું કહે છે ? શું તેનું કોઈ સાથે લગ્ન પણ થયું છે ?"

આ વખતે ચૈતન્યની મુખમુદ્રા ઉપર કિંચિત્ નિરાશાની છાયા સ્પષ્ટ દેખાતી હતી.

"હા. તેનું લગ્ન થઇ ગયું છે પણ તેથી શી હરકત છે."

"કેમ કેમ ?"

"તે તદ્દન-પૂરેપૂરી સ્વતંત્ર છે. તે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનારી છે અને તમારા મનુષ્યોની ભાષામાં સ્પષ્ટપણે કહું તો તે સ્ત્રી બહારથી-ઉપર ઉપરથી-એકાદ અપ્સરા જેવી દેખાય છે, પણ તેનું હૃદય એક દાનવ કરતાં પણ સો ગણું કઠોર અને નિષ્ઠુર છે.

અત્યારે તું તેને મળવા જવાનું મોકુફ રાખ–તેને મળવાની આતુરતાને એક બાજુએ મૂક. હું તને એક બીજો ચમત્કાર દેખાડું છું તે જોવા તૈયાર થઇજા! ચૈતન્ય! તારો હાથ આમ લાવ!"

તરતજ ચૈતન્યે પોતાનો હાથ માયાવીને આપ્યો. તે સાથેજ ચૈતન્ય એક મોટી ઇમારતના વિશાળ દિવાનખાનામાં દાખલ થયો.

તે દિવાનખાનામાં અત્યારે બે મનુષ્યો બેઠા હતા. તેમાં એક વિંધ્યાદ્રિ પર્વતમાં આવેલા સિંહમુખઘાટમાંના ભયંકર મઠનો અધિકારી મહાત્મા પરમહંસ પરમાનંદ હતો અને બીજો એક તરૂણ હતો. તેની ઉમ્મર લગભગ ત્રીસ વર્ષની હતી. તેની મુખમુદ્રા સુંદર હતી. તે ઉંચો હતો અને તેના શરીર ઉપરનો પોશાક બહુ ભપકાદાર હતો.

તે બન્ને એક કિંમતી અને સુંદર ગાલીચા ઉપર બેઠેલા હતા. તેઓની સામે મદ્યપાત્ર પડેલાં હતાં. મદ્યપાનથી બન્નેની આંખો મદ્યના નશામાં ચકચૂર થઇ ગઇ હતી તો પણ તેઓ સારી રીતે શુદ્ધિમાં હતા. ચૈતન્ય અને માયાવી તે સ્થાને અદૃશ્ય રૂપમાં આવેલા હોવાથી, તેઓના આગમનથી તે બન્નેની વાતચીતમાં જરાએ વાંધો આવ્યો નહિ.



## પ્રકરણ ૩૮ મું.



## ત્રિપુટી માયા.

"વારૂ, ત્યારે તો તમે આજને આજજ અવન્તિનગરી છોડીને ચાલતા થશો, કેમ ખરૂંને ?" તે તરૂણ બોલ્યો.

"હા, હવે અવન્તિનગરીમાં રહેવાનું બહુજ જોખમ ભરેલું છે. કારણ કે મારે પોતાને માટે ભયપ્રદ એવી એક વાત શહેરમાં બહુજ

જોરથી ફેલાએલી છે. આ નગરીના બે નાગરિકોએ મને જોયાનું ખાત્રીપૂર્વક પ્રજાને કહ્યું છે. હું શું કહું છું તે તમારા ધ્યાનમાં આવ્યુંજ હશે. તેથી મારા જેવા સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળના મહાત્મા–પુરસ્કર્ત્તા–પ્રમુખે હવે અવન્તિનગરીમાં રહેવું, એ બહુજ જોખમ ભરેલું છે. કારણ કે આ સ્થળમાં અમારો મજબુત જેવો જોઇએ તેવો પગ-પેસારો હજુ સુધી થયો નથી." પરમાનંદે કહ્યું.

"છતાં પણ તમે મહારાજાધિરાજને ધમકી આપી ખરી!" તે યુવકે સ્મિત હાસ્ય કરીને કહ્યું.

"સારા ભાગ્યે અમારા મહામંડળનો એક મનુષ્ય મહારાજા-ધિરાજની નોકરી કરે છે. તેના હાથે તે ખંજર અને દોરીવાળું મહામંડળનું સાંકેતિક ચિન્હ–મેં તેમના શયનભુવનમાં નંખાવ્યું છે."

"તો તો જે રાજદૂતનું ખૂન થએલું છે તે ખૂન પણ તમારા તે ખીદ્‌મતગારેજ કરેલું હશે?"

"છટ્, છટ્! તે કામ મારે પોતાને કરવું પડયું હતું. મને તે અમારા મનુષ્ય તરફથી એટલીજ બાતમી મળી હતી કે, અમુક સમયે તે રાજદૂત આજ્ઞાપત્રિકાઓ લઇને નિકળશે. કોઈ કોઈ વખતે મહા-મંડળના સભાસદોને પોતાનું વરિષ્ઠપણું લુગડામાં વિંટી એક બાજુએ મૂકી દેવું પડે છે અને મહામંડળની આબરૂને બચાવવા માટે હલકાં કામો પણ કરવાં પડે છે. તે આજ્ઞાપત્રિકામાં શું લખેલું હતું, તે અમારે જાણવાની બહુજ જરૂર હતી. એટલા માટે તે સમય મેં નકામો જવા દીધો નહિ અને મારૂં કામ મેં સમ્પૂર્ણપણે પાર ઉતાર્યું છે." પરમાનન્દે ગંભીરતાથી કહ્યું.

"ત્યારે તો તમારૂં કામ પૂરેપૂરૂં થઇ ગયું છે. તમારો ઉદ્દેશ સમ્પૂર્ણપણે સફળ થયો છે નહિ વારૂ? પણ તે આજ્ઞાપત્રમાં શું લખેલું હતું?"

"દક્ષિણ—માલવદેશના વિભાગના અધિકારીને એવી આજ્ઞા કરવામાં આવી હતી કે, તેણે અમારા મઠમાં જવાના જે ત્રણ રસ્તાઓ છે, તે ત્રણે રસ્તાઓ બંધ કરવા અને અમારા મઠમાં અન્નાદિ આવશ્યકીય સાધનો બહારથી આવવા દેવાં નહિ. અમારો તે મઠ એવી તો સરસ જગ્યાએ આવેલો છે કે જો અમે ફક્ત એક કે બે તોપો તૈયાર રાખીએ તો અમારૂં પૂરેપૂરૂં—સોળેસોળ આના સંરક્ષણ થઇ શકે તેમ છે. એટલુંજ નહિ પણ દુસ્મનોનો અમે સત્વર નાશ કરી નાંખી શકીએ તેમ છીએ. એમ હોવાથી અમારી સામે આવી યુદ્ધ ન કરતાં અમને અટકાવી શરણે લાવવાનો તે પ્રયત્ન હતો."

"જો એમજ છે તો તે મઠનો ત્યાગ કરી હવે બીજી તરફ જવાનો મંડળે વિચાર કરવો જોઇએ."

"છટ્ છટ્ ! અમે તેવો વિચાર કર્યો નથી અને તેવો અમારો વિચાર છે પણ નહિ. મેં પોતેજ ગઇ કાલે તે રાજદૂતના પ્રાણ લીધા, તેમાં મારો ઉદ્દેશ કાંઇ જુદોજ છે. મેં કાલે કરેલાં એ કૃત્યોથી અમારા સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળનું સામર્થ્ય કેવું અને કેટલું છે, તે બાબતમાં મહારાજાધિરાજને દહેશત લાગે અને અત્યારે તે સ્વસ્થ બેસી રહે. ત્યાં સુધી અજબસંધ અને કૃષ્ણપ્રસાદ બન્ને મઠમાં જઇ ત્યાં પુષ્કળ અન્નસામગ્રી—યુદ્ધોપકરણ—દારૂગોળો વિગેરે સજ્જ કરી—નવાં લાવી રાખી મૂકશે. ત્યાર પછી જો અમારા મઠને ઘેરી લેવામાં આવશે તો તો અમે જરાએ ભય પામવાના નથી. તેમજ સરદાર યુદ્ધ કરવા આવશે તો તે પણ કંટાળીને પાછો ચાલ્યો જશે."

"તમારા મંડળનો સભાસદ ગઈ રાત્રે બહુજ હોંશિયારીથી ન્હાસી છુટયો. તેને આવી તક શી રીતે મળી, તે તે પોતેજ સારી રીતે કહી શકશે કે નહિ તેની મને તો જબરદસ્ત શંકાજ છે. મહન્ત મહાશય ! મારી બહેને મહારાજા ચૈતન્યદેવ સાથે સંબંધનો દ૮ બંધ

બાંધી તેમની સહાયતાથી આ કામ કરી લીધું હશે, એવું હું સચોટ અનુમાન કરી શકું છું અને તે અનુમાન તદ્દન ખરૂં છે એમજ મને તો લાગે છે."

"આ બાબતમાં તમારી બ્હેન અમારી સાથે કપટ કરે, એવું કાંઇ પણ કારણ દેખાતું નથી. ગમે તેમ હો પણ તે અત્યારે મુક્ત થઇ ગયો છે અને મઠને માર્ગે ચાલ્યો જાય છે. હું પણ તેજ માર્ગે એક પ્રહરમાં ચાલ્યો જઇશ."

"હું પણ મારી બ્હેનને સાથે લઇ આવતી કાલે આ અવન્તિ-નગરીનો ત્યાગ કરીશ. કહો ન કહો પણ મારે કહેવું જોઇએ અને હું માનું છું કે તે કૃષ્ણપ્રસાદનું નશીબ ખરેખર બહુજ જબરદસ્ત છે. તેની અને આપણી મુલાકાત કટોકટીને સમયે થઈ. પોતેજ સરદાર સામંતસિંહ છે, એવું વગર અચકાતાં કહી બધા લોકોની આંખમાં ધૂળ નાંખીને તેની સર્વ સંપત્તિ પોતાના કબજામાં લઈ લીધી, એ તેની હિંમત અને સાહસ જોઈ મારા મનમાં રહી રહીને મોટી અજાયબી ઉત્પન્ન થયા કરે છે અને હું તેને તેની હિંમતને અને સાહસને માટે ધન્યવાદ આપું છું."

"તમે ભલે તેને ધન્યવાદ આપતા હો તો આપો. તેણે અહીં આવી સરદાર સામંતસિંહની સર્વે સંપત્તિનો પોતે એકલાએજ ઉપ-ભોગ લીધો, તે વાત મને મુદ્દલ પસંદ પડી નથી. તે કૃષ્ણપ્રસાદની મૂર્ખતાથીજ ખરો સરદાર સામંતસિંહ અમારા હાથમાંથી છુટી ગયો. તેનું જો તે સત્યસિંહની બહેન વિલાસવતી સાથે લગ્નજ થયું ન હોત તો તે સત્યસિંહ સરદાર સામંતસિંહને છોડાવવાની ખટપટ કરવા તૈયાર થાતજ નહિ. કૃષ્ણપ્રસાદના અવિચારીપણાથીજ સરદાર સામંતને બંધીખાનામાં રાખવાના તમારા જે ઉદ્દેશો હતા તે સફળ થયા નથી અને તે એક નવીજ બલા ઉભી થઈ છે.

અત્યારે તે સરદાર છુટો છે અને હવે પછી પણ જો છુટોજ રહેશે તો તેથી અમારૂં કાંઈ બગડી શકે તેમ નથી. આટલાં વર્ષો તેને બંધીખાનામાં રાખવાનો હેતુ શો હતો, તે હવે હું તમને સાફ સાફ કહી દઉં છું. અમારા કુળમાં કાલકૂટ અને હળાહળ એવાં બે ઝેરો—અત્યંત જાલિમ ઝેરો—તૈયાર કરવાની રીતિ વંશપરંપરાથી ચાલી આવે છે. ઘણાં વર્ષો પહેલાં તે વિષનો સંગ્રહ જે અમારી પાસે હતો તે પૂરો થઈ જવાથી નવીન જથ્થો બનાવવા હું વૈશાલીયનગરીમાં મારી બહેન સાથે આવ્યો. તે વખતે કૃષ્ણપ્રસાદ તરતમાંજ કેદખાના-માંથી છુટીને વૈશાલીયનગરીમાં સરદાર સામંતસિંહને લેઈ આવ્યો હતો. કૃષ્ણપ્રસાદને અમારી સાથે પહેલેથીજ ઓળખાણ હતી. અમે જે મકાન ભાડે રાખ્યું હતું તે મકાનમાં કૃષ્ણપ્રસાદ અમને સરદાર સામંતને સાથે લઈ મળવા આવ્યો. જે વખતે તે અમને મળવા આવ્યો તે વખતે અમો બન્ને—ભાઈ—બહેન—કાળકૂટ વિષ તૈયાર કરતાં હતાં. તે આવ્યો છે, એવી અમને ખબર મળતાંજ અમે ઉતાવળાં ઉતાવળાં બીજા મજલાના ઓરડામાંથી એકદમ નીચે આવ્યાં. એટલામાં ઉપરના ઓરડાનો દરવાજો ઉઘાડો છે અને રખેજો જો કોઇ નોકર ચાકર ત્યાં જઈ ચઢે તો અમારી ગુપ્ત કૃતિ તેના જોવામાં આવી જાય એટલા માટે તે ઓરડાનો દરવાજો બંધ કરવા મારી બહેન પાછી ઉપર ગઇ; પણ ચમત્કાર એવો બન્યો કે તેજ ઓરડાના દરવાજામાં—બારણામાં સરદાર સામંતસિંહ પોતેજ ઉભો છે, એમ તેને જણાયું ! તેથી તેણે તેને ત્યાં આવવાનું કારણ પૂછ્યું. તે સમયે તે સરદારે જે જવાબ આપ્યો તેનો અર્થ ફક્ત એજ હતો કે 'તે કૃષ્ણપ્રસાદ સાથે ઉભો હતો ત્યારે તેને કોઇ સ્ત્રીની ચીસો સંભળાઇ હતી તેથી તે સ્ત્રીને સહાય કરવા માટે તે ત્યાં દોડી આવ્યો હતો.' તેણે જે કાંઈ કારણ કહ્યું તે સાચુંજ હતું. અમારે ત્યાંની એક

દાસીએ કાંઈક અપરાધ કરેલો હોવાથી મારો વિશ્વાસુ માણસ તેને ચૌદમા રત્નનો અચ્છી રીતે સ્વાદ ચખાડતો હતો. એ કારણથી તે દાસી ચીસો પાડતી હતી. આ કારણ જો કે તદ્દન ખરૂં હતું છતાં પણ તે સરદારે અમો જે વિષ તૈયાર કરતાં હતાં તે કૃતિમાંનો બહુજ મહત્વનો ભાગ જોઈ લીધેલો હોવાથી અમારા અંતઃકરણને અતિશય ચિંતા ઉત્પન્ન થઈ.

તે સમયે અમારી સ્થિતિ કેટલી બધી નાજુક હતી; અમારાં દરેક કૃત્યો ઉપર નજર રાખવા માટે અમારા દુસ્મનોના ગુપ્તચરો ( ડીટેકટીવો ) કેવા તલપી રહ્યા હતા, ઇત્યાદિ વાતો તમે જાણોજ છો.

સરદાર સામંતસિંહનું મોં બંધ કરવાની અમારે અતિશય આવશ્યકતા હોવા સબબ મેં અને મારી બ્હેને તેને તમારા મઠમાં જન્મકેદ રાખવાનો વિચાર નક્કી કર્યો અને તે વિચાર પ્રમાણેનું કામ કૃષ્ણપ્રસાદે સમ્પૂર્ણપણે બજાવ્યું. પરંતુ કૃષ્ણપ્રસાદે સરદાર સામંતસિંહ બની બહુરૂપીપણું કરવું, એવી બિલકુલ અમારી ઇચ્છાજ નહોતી. તેમ કરવામાં તેણે તેની પોતાનીજ અક્કલથી કામ કર્યું. એમ કહી તે યુવક અંતઃકરણપૂર્વક હસ્યો."

"હવે બહુજ સારી રીતે મને સમજણ પડી ગઇ. જો તેજ વખતે સરદાર સામંતસિંહ તમારા હાથમાંથી છૂટીને અહીં આવી જાત તો આજે તમારે આ દિવસ જોવો પડત નહિ. કેમ ખરૂં ને ?"

"હા. તેથીજ તે સરદારને આ દુનિયામાંથી તેજ વખતે હતો ન હતો કરવાનું મારા મનમાં આવ્યું હતું. પણ તેવા સુંદર સરદારના પ્રાણ લેવાનો મારી બ્હેનનો વિચાર નહોતો. તેના અને મારા વિચાર પ્રમાણે તે સરદારને જન્મપર્યંત તમારા તે મઠમાં કેદ રાખવાનો અમે નિશ્ચય કર્યો હતો. તે સમયે જો મારી બ્હેનની વિષયાશક્તિ વચમાં ન આવી હોત તો સરદાર સામંતસિંહ સંસારમાંથી ક્યારનોએ હતો

ન હતો થઇ ગયો હોત."

"તે અમારા હાથમાંથી પૂરેપૂરો મુક્ત થઇ ગયો, એમ તમારે માનવાનું કાંઈ પણ કારણ નથી. હું ફક્ત આજ્ઞા કરૂં તેટલીજ વાર! તે સરદાર આ સંસારમાંથી સત્વર સ્વર્ગે સિધાવી જાય તેમ છે."

"હવે તે સરદાર જો છૂટો છે, અને ભવિષ્યમાં છૂટોજ રહે તો અમારે તેના તરફથી ભય રાખવાનું કાંઇપણ કારણ નથી. અમારા સંબંધમાં જો તેને કાંઇપણ માહિતી હોત તો તે પરમ દિવસેજ ન્યાયમંદિરમાં કહી દેત. જ્યારે તેણે અમારી બાબતમાં કાંઇપણ ઓછું કે અધિક કહ્યુંજ નથી તો પછી તેના તરફથી અમારે ભય રાખવાનું કાંઈપણ કારણજ નથી. મતલબ કે તેને હવે સંસારમાંથી હનો નહતો કરવાની જરૂર નથી."

"જો તમારી એવીજ ઇચ્છા હોય તો અમે લાચાર છીએ. તમારા મારા ઉપર કેટલા બધા ઉપકાર છે તે હું ઘણીજ સારી રીતે જાણું છું અને તેથીજ હું તમારી ઇચ્છા વિરૂદ્ધ કાંઈપણ કામ કરવાનો નથી."

"મહંત મહાત્મા! તમારા હાથે અમારૂં જે કામ થયું છે, તેને માટે તમને ઉત્તમ બક્ષીસ મળવીજ જોઇએ એ વાત મારા ધ્યાન બહાર નથી–હું તે કોઈ કાળે ભૂલી શકું તેમ નથી."

"રાજકુમાર! મેં આજ સુધી તમારૂંજ અન્ન ખાધું છે, અર્થાત્ આપના પહેલાંથીજ મારા ઉપર ઉપકારો છે."

"જો તમારી સાથે અમે યોગ્ય રીતે ન બોલીએ તો તે એક જાતનું કૃતઘ્નીપણું ગણાશે. વારૂ, પણ હજુ મારી બહેન પાછી કેમ નહીં આવી હોય? હું તેને વારંવાર કહું છું કે–'તું ક્યાંએ જઇશ નહિ' પણ તે અક્કરમી માનતીજ નથી. તેને મારી સામે તો આવવા દો, હું બરાબર તેને ધમકાવી નાંખીશ.

આનો જવાબ પરમાનન્દ આપવા જતો હતો પણ તેના મુખમાંથી એક પણ શબ્દ બહાર પડે તે પહેલાંજ તે દિવાનખાનાનો દરવાજો ઉઘડયો અને હાથમાં સર્પમુખી અથવા સિંહમુખી પ્રાણહારક મુદ્રિકા ધારણ કરનારી બુરખાવાળી ચૈતન્યના પ્રેમને પાત્ર થએલી તે ભયંકર ભામિની તે સ્થળે આવીને દાખલ થઇ. અંદર આવતાંજ એક આસન ઉપર તે સ્ત્રી ધબ્બ દઇને પડી અને શરીરને આમ તેમ મરડતી પોતાના ભાઇને ઉદ્દેશીને બોલી કે—"બંધુ! આજે હું બહુજ થાકી ગઇ છું!"

"તું મરી કેમ ન ગઈ? તારી બાબતમાં મને બહુજ માઠું લાગે છે. બહાર તું શા માટે ગઈ હતી? શું મરવા ગઇ હતી?"

"મને લાગે છે કે તું મારી સાથે લડવા માગે છે ખરૂં ને? આજે તારી સાથે કજીઓ કરવાની મારી ઇચ્છા નથી—મારૂં ચિત્ત આજે બરાબર ઠેકાણે નથી તેથી હું તને કહું છું કે, મહેરબાની કરીને આજે તું મને બહુ ચીડવીશ નહિ."

"જયારે તું આમ નમ્રતાથી બોલે છે તો હું પણ તને હવે કાંઇ પણ વધારે કહેવાનું માંડી વાળું છું. મને લાગે છે કે—"આપણે આ અવન્તિમાં છુપી રીતે રહેલાં છીએ તે વાત તું ભૂલી ગઇ છે." તારા આવી રીતે ભટકવાથી કઈ વખતે કયારે અને કઇ આફત આપણા ઉપર આવશે, એ બાબતમાં કાંઈપણ કહી શકાય તેમ નથી. આપણા તરફથી આપણા વકીલો અહીંના મહારાજાધિરાજ સાથે સુલેહ કરવાની વાતચિત એક ગૃહસ્થ તરીકે કરે છે. વખતે આપણે આ શહેરમાંજ છીએ, એ વાત જો પ્રસિદ્ધ થઇ ગઈ તો પછી એક-દમ આપણાં તમામ કામોનો વિનાશ થઇ જશે. આપણો વકીલ જાણે પોતે એક ગૃહસ્થ હોઈ તે ફક્ત ઉભય રાજયોના કલ્યાણ માટે સુલેહની વાતચિત કરે છે, એટલુંજ મહારાજાધિરાજ જાણે છે. તે વકી-

હની પાછળ પાછળજ આપણે છીએ, એ જો પ્રસિદ્ધ થઈ જશે તો આપણી તમામ મહત્વાકાંક્ષાઓનું વૃક્ષ સમૂળ નષ્ટભ્રષ્ટ થઇ જશે."

"બંધુ! આપણે આવતી કાલેજ અહીંથી—આ નગરનો ત્યાગ કરવાનો હોવાથી હવે તારે મને અધિક ઉપદેશ આપવાનો કાંઇ પણ પરિશ્રમ લેવાની આવશ્યકતા નથી. ઘણું કરીને આવતી કાલેજ સુલેહના સંબંધની વાતચિત પૂરી થઈ જશે, એમ મને લાગે છે."

"તું આવી રીતે રાતદિવસ ભટકતી ફર્યા કરે છે, તે મને જરાએ પસંદ નથી."

"તારે મને જેટલો ઠપકો દેવો હોય, તેટલો ખુશીથી આપ પણ તે પહેલાં તું મારી વાત પૂરેપૂરી સાંભળી લે."

"બોલ, તારે જે કાંઈ કહેવાનું હોય તે ખુશીથી કહે."

"સાંભળ! જો તેં મને અહીંજ પૂરી રાખી હોત તો આજે મેં જે કેટલીક મહત્વની વાતો જાણી છે તે જાણી શકત ખરી કે?"

"તે વાતો કે જે તું બહુજ મહત્વની ગણે છે તે શાની છે?"

"ઉતાવળો ન થા બંધુ! ઉતાવળો ન થા જરા ધીરજ ધર. હું પરમ દિવસે સ્હેજે શહેરમાં ફરવા ગઇ હતી ત્યારે સામંતસિંહના ઘરની પાસેના રાજમાર્ગ ઉપરથી પસાર થતાં કૃષ્ણપ્રસાદના કેદ પકડાયાની વાત મારા જાણવામાં આવી. તેને કેદ પકડીને જ્યારે સરકારી સિપાઇઓ લઇ જતા હતા ત્યારે તેને મેં જોયો અને 'ડરીશ નહીં!' એવું મેં તેને આશ્વાસન આપ્યું તેથી તેનું મોઢું બંધ થઈ ગયું. મારૂં રક્ષણ કરનાર કોઈ નથી, એમ જો તેના મનમાં આવત તો તે કદાચિત્ ન્યાયમંદિરમાં આપણને આપણાં કૃત્યોને માટે પ્રકટ કરી દેત."

"મારે કબૂલ કરવું જોઇએ કે તેમાં તેં બહુજ હોંશિયારી અને દીર્ઘદ્રષ્ટિ વાપરી હતી. તેને માટે હું તારો ઉપકાર માનું છું અને તને ધન્યવાદ આપું છું."

"હજી સાંભળ. હવે હું તને બીજી એક તેવીજ મહત્વની વાત કહું છું. ગઈ કાલે સરદાર સામંતસિંહની ચોકસી વખતે ન્યાયમંદિરમાં મારે જવું નહીં એમજ તું કહેતો હતો ખરોને ?"

"હા."

"હું જો ઘરમાંજ બેસી રહેત તો મહારાજા ચૈતન્યદેવની ઓળખાણ પણ શી રીતે થાત ? તેમની ઓળખાણ થવાથી આપણા કાર્યનો કેટલો બધો ભાગ પૂરો થઇ ગયો છે ! જો તેમની આપણને સહાયતા ન હોત તો કેદીનો કેદખાનામાંથી છુટકારો થાત ખરો કે ?"

"તારા ફરવાથી એક બે પ્રસંગે કદાચ આપણું કાર્ય થયું હશે પણ મારે કહેવું જોઇએ કે, આજ સુધીની તારી સ્વતંત્ર–સ્વચ્છંદી વર્તણુકથી તેં શેંકડો વખત તારા જીવને જોખમમાં નાંખ્યો છે."

પોતાની પ્રાણપ્રિય પણ પારકાની પ્રાણ હરણ કરનાર મુદ્રિકા તરફ જોતાં તે સ્ત્રી અભિમાનથી બોલી—"શું મારો જીવ જોખમમાં ! તેનું તો તું નામજ લઇશ નહીં ! આજેજ તું ના ના કહેતો હતો છતાં હું ફરવા ગઈ અને તેથી મને જે લાભ–અલભ્ય લાભ પ્રાપ્ત થયો છે તેને લીધે આપણા અવન્તિનગરીમાં આવવાના મનોરથો સફળ થશે, એવું એક મજબૂત સાધન મારા હાથમાં આવ્યું છે."

"તે શું છે, તે સત્વર કહે જોઉં ? ખરેખર જો તારા હાથમાં તેવું કોઇ સાધન આવ્યું હશે તો ભવિષ્યમાં હું તારી કોઈપણ પ્રકારની વર્તણુંક તરફ ધ્યાન દઇશ નહીં."

"વારૂ, હું જે કાંઈ કહું છું તે સારી રીતે ધ્યાન દઇને સાંભળ. પહેલાં તો એ કે—મેં આજ કૃષ્ણપ્રસાદની સ્ત્રી વિલાસવતીના પ્રાણને પરલોકે પહોંચાડયો."

"તે તો તારો હમેશનો ધંધોજ છે !"

"આમ વચમાં બકવાદ ન કર. હું જે કહું તે તું સાંભળ્યા

કર. ઉતાવળો ન થા. વિલાસવતી જો કે બહારથી કૃષ્ણપ્રસાદની સ્ત્રી હતી એ ખરૂં છે, પણ અંદરખાનેથી તે મહારાજા ચૈતન્યદેવની રખાયત હતી."

"એ તો તેના કરતાં પણ બહુજ ખરાબ કામ છે; કારણ કે તેના છુપા પ્રેમપાત્રના ખૂનનો પત્તો મેળવવા તે (ચૈતન્ય) આકાશ પાતળ એક કરી નાંખશે."

"ચૈતન્યદેવની ચોટલી આપણા હાથમાં પૂરેપૂરી સપડાયેલી છે એટલે કાંઈ વાંધા જેવું નથી. તું વચમાં વચમાંજ બક બક કરીને મને અટકાવ નહિ. હું તે વિલાસવતીના મડદાની તપાસ કરતી હતી તે વખતે તેની પાસેનો મહારાજા ચૈતન્યદેવને તેણે લખેલો એક મહત્વનો કાગળ મારા હાથમાં આવ્યો છે. તે પત્ર હું એક વખત જલદી જલદીથી વાંચી ગઇ છું. તેમાંથી મને એક ગુપ્ત વાત જણાઈ આવી છે. તે છુપી વાત એટલી બધી તો મહત્વની છે કે તેથી ચૈતન્યદેવને આપણા કહેવા પ્રમાણે કરવુંજ પડશે."

તે સ્ત્રીના મુખમાંથી તે શબ્દો નિકળતાંજ ચૈતન્ય માયાવીનો હાથ પકડી તેને ત્યાંથી ખેંચી જવા લાગ્યો. માયાવીએ માથું હલાવી જે ઇશારત કરી તે ઉપરથી હજુ અહીં થોડો વખત રહેવું જોઇએ, એવું તેના મનમાં છે એમ ચૈતન્ય સમજ્યો.

કદાચિત્ તે પત્રમાં વિલાસવતીએ જો બાળકોની અદલીબદલીના સંબંધમાં કાંઈ હકીકત લખી હશે તો તે વાત માયાવીના જાણવામાં આવી જશે અને પંચાત થઇ પડશે. આ વિચાર ચૈતન્યના મનમાં ઘોળાતો હતો તેથી તે ધીમેથી પણ આજ્ઞાદર્શક સ્વરે બોલ્યો–"ચાલ, ઉતાવળ કર. તારે હવે અહીં ઉભા રહેવું નહિ, એવો હું તને હુકમ કરૂં છું."

માયાવી ચમત્કારિક હાસ્ય કરતો બોલ્યો–"એવોજ જો તારો

હુકમ હોય તો મારે તારી સાથે આવ્યા વિના કાંઈ છુટકો છે? પરંતુ જો આપણે થોડા વધારે વખત અહીં ઉભા રહ્યા હોત તો આપણને બહુજ મહત્વની હકીકત સાંભળવા મળત."

આ શબ્દો પૂરેપૂરા બોલાઇ રહે તે પહેલાં તો તે બન્ને જણા પાછા તટની પાસે-જ્યાં વિલાસવતીનું મડદું પડેલું જોયું હતું ત્યાંથી થોડા અંતર ઉપર-જઇને ઉભા રહ્યા.

ત્યાં આવ્યા બાદ માયાવીએ પૂછ્યું-"હવે તારે મારૂં કાંઈ કામ છે, હોય તો તરત કહે જોઉં?"

"હા. એક કામ છે!"

"તે કયું?"

"મારે તે યુવાન્ પુરૂષ અને સ્ત્રી બન્નેનાં નામ જાણવાં છે."

"તેઓનાં નામ કાંઇ અપ્રસિદ્ધ નથી. તે નામો આખા ગુર્જર દેશમાં ગાજે છે. તેમનાં નામો સાંભળતાંજ મુંછ ઉપર લીંબુ રાખી ફરનારા, બહાદુર પુરૂષો પણ કંપી જાય છે."

"વારૂ, તે ગમે તેમ હોય પણ મને તું તેમનાં નામ તો કહે!"

માયાવીએ પોતાના બન્ને હાથ ચૈતન્યના ખાંધ ઉપર મૂકી પોતાનું મુખ તેના કાનની પાસે લઈ જઈ તે બન્ને-ભયાનક પુરૂષ અને નારીના રૂપમાં રાક્ષસોનાં નામ કહ્યાં.

તે સાંભળી ચૈતન્ય જેવો મહાન્ હિંમત બહાદુર પણ ચમકયો અને પાંચ પગલાં પાછળ ખસ્યો અને બોલ્યો-

"એમ કે? શું હું તેમનીજ જાળમાં સપડાયો છું?"



## પ્રકરણ ૩૯ મું.



### સત્યસિંહે સારેલાં બે આંસુ !

એક પ્રહર રાત્રિ વ્યતીત થઈ ગઇ હતી. ચોકી કરનારા સિપાઇઓ શહેરમાં–અવન્તિનગરીમાં ફરવા નિકળ્યા હતા. આ સમયે શહેર કરતાં શહેરની બહારના ભાગમાં ફરવાની બહુજ આવશ્યકતા છે, એમ માની બે સિપાઇઓ સાથે સાથે દક્ષિણ દ્વારે થઇ શહેરની બહાર નિકળ્યા. ફરતાં ફરતાં તે બન્ને જ્યાં વિલાસવતીનું શબ પડયું હતું ત્યાં આવ્યા. તે શબ પડેલું છે, એ જોતાંજ તે બન્નેમાંથી એક જણ શબની પાસે રહ્યો અને બીજો પોતાના અધિકારીને તેની વર્દી આપવા માટે શહેરમાં ગયો. થોડાજ વખતમાં ત્યાં વીસ પચીસ માણસો ભરાઇ ગયા. થોડો ઘણો કોલાહલ પણ થયો. આ સમયે ત્યાં એકત્ર થએલા મનુષ્યોને રહી રહીને અજાયબી ઉત્પન્ન થતી હતી કે–" મરનાર સ્ત્રી છે છતાં તેણે શરીર ઉપર પુરૂષનો પોશાક શા માટે ધારણ કર્યો હશે ? તેનું કાંઇ કારણ સમજાતું નથી."

ત્યાં જે બે ચાર બીજા સિપાઇઓ ભેગા થયા હતા તેમાંનો એક સિપાઈ જેણે કૃષ્ણપ્રસાદને કેદ કર્યો હતો તેણે તે સ્ત્રીના શબને ઓળખ્યું. મૈયત સ્ત્રી કૃષ્ણપ્રસાદની સ્ત્રી છે, એમ તેણે જણાવ્યું. કારણ કે જ્યારે મદનપાળની સાથે રકઝક થતી હતી તે વખતે તે સિપાઇએ વિલાસવતીને સારી રીતે જોઈ હતી.

વિલાસવતીના ખૂનની વાત એક મનુષ્યે સત્વર જઇને સત્યસિંહને કહી સંભળાવી. કારણ કે ન્યાયમંદિરમાં પડેલી સરદાર સામંતસિંહની જુબાની ઉપરથી સત્યસિંહ અને વિલાસવતિમાં બહેન–ભાઇનો

સંબંધ છે, એમ ઘણા ખરા અવન્તિનગરીના લોકોના જાણવામાં આવી ગયું હતું.

હાથમાંની પીંછી નીચે મૂકી દઇ તે ચિત્રકાર સત્વર પોતાની બ્હેનના શબ પાસે જઈ પહોંચ્યો. તે છાતી ફાડી નાંખનારો દેખાવ જોઈ તેનું ચિત્ત બહુજ શોકાતુર થઈ ગયું અને તેની આંખોમાંથી આંસુઓ વહેવા લાગ્યાં. સંસારમાં જેઓ સજ્જન અને ઉદાર પુરૂષો છે, તેઓનો પોતાના શત્રુના મરણ સાથેજ તેના ઉપરનો વૈરભાવ—શત્રુત્વ એકદમ નષ્ટ થઈ જાય છે. માટેજ કહેવામાં આવ્યું છે કે "દાનો દુશ્મન સારો !"

વિલાસવતી ગમે તેવી હતી તો પણ તે સત્યસિંહની બ્હેન તો હતીજ. આ વખતે તે ઉદાર પુરૂષ (સત્યસિંહ) વિલાસવતિના તમામ અપરાધો ભૂલી ગયો અને તેના ગુણોનું સ્મરણ કરતો તથા દુઃખનાં આંસુઓ પોતાનાં નયનોમાંથી વહેવડાવતો બોલ્યોઃ—

વિલસુ ! તું મને છોડી ગઈ ને ? તું નાનપણથીજ મને કેટલી બધી પ્રિય હતી ? હાય ! તારો અન્ત આવીજ રીતે થયો કે ? તારા જેવી અબલા ઉપર દુષ્ટ—નીચ ખૂનીનો હાથ કેવી રીતે ઉપડયો ? એમાં પણ એટલી વાત સમાધાન માનવા જેવી છે કે આપણી માતા આ દુઃખદ દેખાવ જોવા આ દુનિયામાં નથી; નહિ તો તે આ તારા અકાળ મૃત્યુનું દુઃખ શી રીતે સહન કરી શકત ?

વિલસુ ! હું જો કે દરિદ્રી હતો તો પણ તારા કલ્યાણ માટે પરમકૃપાળુ પરમાત્મા પાસે ખરા અંતઃકરણથી પ્રાર્થના કરતો હતો પણ તારો તો અકાળે અન્ત થયો ! હશે જેવી પરમાત્માની ઈચ્છા ! હે પરમાત્મન્ ! તમે જે જે બનાવો થવા દ્યો છો, તે બનાવો ન્યાયયુક્ત હોય છેજ એમ માનવું જોઇએ—કહેવું જોઇએ."

થોડા વખત સુધી શોક કરવાથી તેનું ચિત્ત શાંત થયું. એટ-

લામાં તેને જે સરદારની સાથે નવીનજ મિત્રતા થઈ હતી તે સરદાર સામંતસિંહ ત્યાં આવી પહોંચ્યો. તેણે વિલાસવતિની ઉત્તરક્રિયાનો તમામ બંદોબસ્ત કરી નાંખ્યો.

આ વાત–વિલાસવતિના ખૂનની વાત બીજે દિવસે જ્યારે યુવરાજ અને યુવરાજ્ઞીના જાણવામાં આવી ત્યારે તે બન્નેએ સત્યસિંહને પોતાની સમક્ષ બોલાવી મંગાવ્યો. તેને સમાધાન થાય તેવી બે ચાર વાતો સંભળાવી. રૂપલતા અને વિલાસવતિનો ઘણો સ્નેહ હોવાથી તેના મરણનું તેને બહુ દુઃખ થયું હતું.

વ્હાલા વાંચક !

અમારા આ સંસાર શેત્રંજના કથાનક પટ ઉપરથી એક મોરૂં ગુમ થઇ ગયું છે અને જેવાં કૃત્યો કર્યાં તેવાંજ ફળ પામવા માટે પરમેશ્વરના દરબારમાં જઇ પહોંચ્યું છે. કહેવાની મતલબ એજ છે કે, કરણી એ સ્વર્ગની નિઃસરણી છે–પરમાત્માને તે કરણી બહુજ પ્રિય છે પણ તેજ કરણી સુકરણી હોવી જોઇએ. એટલાજ માટે આર્ય–પ્રાચીન પુરાણ પુરૂષો કહી ગયા છે કે, આ સંસાર શેત્રંજની બાજી જેવો છે અને કરણી તેવી પાર ઉતરણી છે !



## પ્રકરણ ૪૦ મું.



### રક્તપાતી મંડળના ગુપ્ત ઉત્પાદકો.

પ્રિય વાંચકો ! અમે આ કથાનકનો આરંભ કર્યો તેને આજે લગભગ પોણા ચાર વર્ષ થઈ ગયાં છે. તે દરમિયાન અમારી નવલકથાને લગતા જે કાંઈ બનાવો બની ગયા તે અમે વર્ણવ્યાજ છે. હવે અમારે જે બનાવની હકીકત લખવાની છે, તે અવન્તિનગરી અને માલવદેશથી લગભગ ૨૦૦ કોસ ઉપર આવેલા ગાંધાર નામક

રાજ્યધાનીના નગરમાં બનેલો છે.

જે સમયની અમે આ નવલકથા લખીએ છીએ તે સમયમાં ગાંધાર નગર બહુ મહત્વનું શહેર હતું. તેના મહત્વનાં અનેક કારણો હતાં. તે એક ઉત્તમ પ્રતિનું અને કુદરતી રીતેજ અનેક સગવડવાળું બંદર હોવાથી પરદેશનાં વ્હાણો ત્યાં બહુ આવતાં. વ્યાપારનું તે કેન્દ્રસ્થાન હોવાથી શ્રીમંત–ધનવાન્ લોકોની સંખ્યા પણ તે શહેરમાં સારી પેઠે હતી. તે શહેરની વસ્તી લગભગ બે સવા બે લાખ માણસોની હતી. દેશ–પરદેશના વહેપારીઓ પણ તે શહેરમાં ઘણા રહેતા અને વહાણવટું ખેડીને તે શહેરના વ્યાપારમાં દિન પ્રતિદિન વધારો કરતા હતા.

ગાંધાર નગર બહુજ આબાદીવાળું હતું છતાં પણ તે નગરના રાજાના તાબામાં બહુ મુલક નહોતો. ગાંધાર નગરનું રાજ્ય ન્હાનકડું હતું અને તેનું ક્ષેત્રફળ લગભગ દોઢસોથી બસે ગાઉનું હતું. તેના રાજ્યમાંની થોડીક રસાળ જમીનને બાદ કરવામાં આવે તો બાકીનો બધો પ્રદેશ પર્વતમય હતો અને ત્યાં ભિલ્લાદિ પહાડી જાતો નિવાસ કરતી હતી. ત્યાંના રાજાના સૈન્યમાં પહાડી લોકોની ભરતી બહુજ હતી.

આ સમયે ગાંધાર નગરીના રાજ્યસિંહાસન ઉપર જે રાજા હતો, તેના સંબંધમાં કેટલીક હકીકત લખવાની જરૂર છે. આ રાજાની ઉમ્મર આ સમયે લગભગ પાંસઠ વર્ષની હશે. યુવાવસ્થામાં તે બહુજ વિલાસપ્રિય અને અત્યંત વ્યસનાસક્ત હોવાથી અત્યારે (વૃદ્ધાવસ્થામાં) તેના શરીરનો બાંધો ઘણા ભાગે અંદરથી ક્ષીણ થયો હતો. છતાં પણ જન્મથીજ તે મજબુત હોવાથી ઉપર ઉપરથી હૃષ્ટપુષ્ટ દેખાતો હતો. તેની પહેલાં ગાંધાર નગરનો જે રાજા હતો તે તેનો કાકો હતો. તેને એકજ પુત્ર હતો અને તે ભરજુવાનીમાંજ, એકાએક ગુજરી ગયો હતો. તે શાથી મરણ પામ્યો હતો એ વાત

કોઈના પણ જાણવામાં આવી નહોતી.

એક દિવસ રાજ્યમહેલમાં મોટી મિજમાની થઇ હતી. તે મિજમાનીમાં એકત્ર થએલા મિજમાનો પાસે તે બેઠો હતો ત્યારે તેને એકદમ મૂર્છા આવી હતી. તે મૂર્છાને દૂર કરવા ઘણા ઘણા ઉપાયો કરવામાં આવ્યા હતા પણ પરિણામ નાસીપાસીમાં આવ્યું હતું. તે મૂર્છામાંને મૂર્છામાં મરી ગયો હતો. મિજમાની મિજમાનીને ઠેકાણે રહી હતી અને રંગમાં ભંગ થઇ ગયો હતો.

તેને મૂર્છા આવ્યા બાદ તે પાંચ પળમાંજ મરી ગયો હતો. વૈદ્ય–રાજવૈદ્ય વિગેરેએ તેના શરીરની ખૂબ તપાસ કરી પણ વિષપ્રયોગ થયો હોય તેવું એક પણ ચિહ્‍ન તેઓના જાણવામાં કે જોવામાં આવ્યું નહોતું. આખરે જે રોગને સંન્યાસ એવું નામ આપવામાં આવે છે, તે રોગથી તે રાજપુત્ર મરણ પામ્યો એવું તમામ વૈદ્યોએ નક્કી કર્યું હતું.

પોતાનો યુવાન પુત્ર અચાનક મરણ પામ્યો એ ભયંકર બનાવથી રાજસિંહાસનાસ્થિત રાજાના મનને જબરદસ્ત ધક્કો લાગ્યો અને તેને અંતઃકરણની ક્ષીણતાનો રોગ લાગુ થયો. તેમાંને તેમાંજ તે પરલોક સિધાવી ગયો.

ગાંધાર નગરના રાજસિંહાસને પ્રતિષ્ઠિત થએલો રાજા હરનામસિંહ એ તે રાજાની પાસેનોજ સંબંધી હોવાથી તેજ ગાંધાર નગરના રાજસિંહાસન ઉપર બેઠો.

હરનામસિંહનાં તમામ લક્ષણો અને આચરણોથી ગાંધાર નગરની બધી પ્રજા માહિતગાર હોવાથી તે તેમને અપ્રિય થઈ ગયો હતો. હરનામસિંહના રાજગાદી ઉપર બેઠા પછી પ્રધાનમંડળ બીજા એક રાજકુટુંબના પુરૂષને ગાદી ઉપર બેસાડવાની ખટપટ કરતું હતું. તે ખટપટ અચાનક રાજાના જાણવામાં આવી જવાથી

પ્રધાનમંડળના મનોરથો સફળ થયા નહિ. તે સમયે હરનામસિંહે પ્રધાનમંડળ ઉપર જરાએ ક્રોધ કર્યો નહિ પણ બે વર્ષમાંજ તેમાંના પ્રધાનમંડળના એક એક સચીવને ઓછા કરી અથવા તેમની નિમણુંકો રદ કરી પ્રધાનમંડળમાં ફાટફુટ પાડી દીધી. વળી તેઓની દરેક હીલચાલ ઉપર બારીક નજર રાખી હતી તેથી પ્રધાનમંડળના સભાસદો કાંઇ પણ કરી શકતા નહોતા. આખરે તેઓએ પોતાનો વિચાર માંડી વાળ્યો અને મનોરથો—મહત્વાકાંક્ષાઓનો ત્યાગ કર્યો.

હરનામસિંહે ગાદી ઉપર બેઠા પછી પણ નાના પ્રકારના વિલાસો, અનેક જાતની મોજ–મજાઓ ભોગવવાનું ચાલુજ રાખ્યું હતું. તેની રૈયત તેનાથી અસંતુષ્ટ નહોતી. તેના દ્રવ્ય મેળવવાના માર્ગો તદ્દન જુદીજ જાતના હતા. તે પોતે છુપી રીતે વહાણમાં બેસી સાથે ખડતલ કાફલો લઇ દરિયામાં મુસાફરી કરતો અને રસ્તામાં મળતા પરદેશીઓનાં વહાણ લુંટી લેતો. તે પોતાનાં બંદરો સિવાય બીજાં બંદરોમાં જઈ લુંટફાટ કરી દ્રવ્ય મેળવતો. આવી રીતે ચાંચીઆપણું કરીને પૈસા મેળવીને તે મોજમજા કરતો. આ પ્રમાણેનો તેનો ઘણાં વર્ષો સુધી વ્યવસાય ચાલતો હતો.

હરનામસિંહને વનવીરસિંહ નામનો પુત્ર અને માયાવતી નામની પુત્રી એમ બે સંતાન હતાં. વનવીરસિંહની ઉમ્મર લગભગ ત્રીસ વર્ષની અને માયાવતીની ઉમ્મર પચ્ચીસ વર્ષની હતી. આ બન્ને તેનાં સંતાનો બહુ સુંદર સ્વરૂપવાળાં હતાં તેમાં પણ માયાવતી તો અનુપમ હતી. તેના પાણીગ્રહણ માટે અનેક રાજાઓએ માગણી કરી હતી પણ તેમાંના એક પણ રાજા સાથે તેણે લગ્ન કર્યું નહોતું. તેથી ઉલટુંજ માયાવતીએ એક રાજકુટુંબના ગરીબ ગૃહસ્થની સાથે લગ્ન કર્યું હતું. લગ્ન પછી તરતજ તે મરણ પામ્યો હતો. કદાચિત્ તે વિષ પ્રયોગથી માર્યો ગયો હશે, એમ લોકો બોલતા હતા. પતિના

મરણ પછી માયાવતી વિધવાના ધર્મો કાંઇ પાળતી નહોતી. તે સ્વતંત્ર રીતે તદ્દન પોતાની ઇચ્છા પ્રમાણે ચાલતી હતી. લોકો તેના આચરણના સંબંધમાં ખુલ્લેખુલ્લું ગમે તેમ બોલતા હતા, એટલુંજ નહી પણ કોઇને પોતાના સંબંધમાં ખરાબ વાતો કરતાં પોતાને કાનોકાન સાંભળતી તો તેની પણ જરાએ પરવાહ કરતી નહીં. લજ્જા એ શું ચીજ છે, તેની તો તેને બિલકુલ માહિતીજ નહોતી. તે એકલીજ ગમે ત્યાં અને ગમે ત્યારે જતી આવતી. તે પોતાને ગમે તેની સાથે ગમે તેવો—પોતાની મરજી મુજબ વ્યવહાર કરતી. તેની ગમે તે બાબતમાં ગમે તેવાં ખરાબ આચરણ કે વર્તણુંકની બાબતમાં તેનો પિતા હરનામસિંહ તેને કાંઇ પણ કહેતો નહી પણ ઉલટું તેને જેટલું દ્રવ્ય જોઇતું તે ખુશીથી આપતો.

વનવીરસિંહ પોતે પુરૂષ હતો. યૌવન, સંપત્તિ, સામર્થ્ય અને અવિચાર એ ચાર પદાર્થોના સંયમનથી તેની પુરૂષ પ્રતિમા પરમાત્માએ પેદા કરી હતી. તેનો સ્વભાવ હદ ઉપરાંત ખૂની હતો. માનવ પ્રાણીના પ્રાણ લેવા એ વાત તેના મનને બાળકની રમત જેવી લાગતી. તે રાજકુમાર હોવા સબબે લોકોનું તેની સામે કાંઇ પણ ચાલતું નહોતું. પોતાની વિરૂદ્ધ કાવતરાં કરનારાઓને તે પોતાના હાથેજ દેહાંતદંડની શિક્ષા કર્યા વિના રહેતો નહી.

આવા પ્રકારનાં હરનામસિંહનાં ગુણી ( દુર્ગુણી ) બાળકોની કીર્તિ દૂર દૂર દેશાવરમાં પ્રસરે અને તેઓનાં નામ સાંભળીને લોકો થથરી જાય કે ચમકી જાય તો તેમાં નવાઈ શી ?

હરનામસિંહ, વનવીરસિંહ અને માયાવતી આ ત્રણે વ્યક્તિઓ રક્તપાતી મહામંડળની ઉત્પાદક હતી, છતાં પણ તે ત્રણે પ્રત્યક્ષ રીતે તે મંડળની સાથે સંબંધ રાખતાં નહોતાં. ઉલટું બીજા લોકોને પોતાની પ્રજાને પોતે તે મંડળનો દ્વેષ કરે છે, એવું દેખાડવાના

પ્રયત્નો કરતાં; તેની સાથે-તેની તરફ-પોતે શત્રુ ભાવથી વર્તે છે, એવું તેઓ ખુલ્લે ખુલ્લું જણાવતાં. એ કારણથી તેઓનો તે રક્તપાતી મહામંડળની સાથે સંબંધ છે, એ બાબતમાં કોઇને શંકા પણ આવી શકે તેમ નહોતું.

તે સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળ-રક્તપાતી મહામંડળના ઉદ્દેશો શા શા હતા, એ બાબતમાં વિસ્તારથી બહુ વિવેચન કરવાની જરૂર નથી. તે બાબતમાં અમારા સુજ્ઞ વાંચકો કેટલુંક અનુમાન કરી શકયા હશે તેમજ તે વાત નવલકથાના સંબંધમાં સ્પષ્ટ થશે.

આ સ્થાને એટલું કહેવાની આવશ્યકતા છે કે ગાંધારનગરનું તે રાજકુટુંબ કોઇ પણ સજ્જન કે ઇમાનદાર માણસને પસંદ નહોતું એમાં અજાયબી પામવા જેવું કાંઈ પણ નથી. કેટલાક અસદ્વર્તની લોકોને પણ-આ રાજ્ય પોતાની ઉપર ન હોય તો બહુ સારૂં એમ પણ લાગવા માંડયું હતું. આવી આવી અનેક વાતોનું અન્તિમ પરિણામ એ આવ્યું કે કેટલાક ડાહ્યા અને ધુર્ત મનુષ્યો એકત્ર થઇને અને બહુજ છુપી રીતે ઘણાજ ડહાપણ સાથે પોતાનો વ્યુહ રચવા લાગ્યા હતા. તેઓ ફક્ત સારા સમયનીજ વાટ જોતા હતા. એ કારણથી દારૂથી ભરેલા ઘરમાં હાથમાં મશાલો લઇને નાચતા ફરનારા પિશાચોના જેવી આ સમયે તે પિતા-પુત્ર અને પુત્રીની સ્થિતિ થઇ હતી. આજે નહિ તો આવતી કાલે અથવા ગમે ત્યારે પણ પોતાની રૈયત બંડ કરશે, એ વાત હરનામસિંહ પોતે સારી રીતે જાણતો હતો તેથી તેણે પાડોશી રાજ્યોની સાથે કેટલીક બાબતોમાં સુલેહ કરવાનો વિચાર કર્યો હતો. પોતે હૈયાત છે, ત્યાં સુધી લોકો કે રૈયત કાંઇ પણ ગડબડ કરશે નહિ પણ પોતાના મરણ પછી રાજ્યની શી દશા થશે, એ બાબતમાં તેણે પુરેપુરૂં અનુમાન કરી રાખ્યું હતું. આ તેનું અનુમાન ભવિષ્યમાં કેવી રીતે ખરૂં પડયું, એ અમારા વાંચકોના

જાણુવામાં આવશેજ.

અમે જે દિવસની વાત કહીએ છીએ-હકીકત લખીએ છીએ તે દિવસે મોટો તહેવાર હતો. ગાંધારનગરના રાજમાર્ગો ઉપર પુષ્કળ માણુસોની ગિરદી થઇ હતી. આ સમયે અમારી આ નવલકથાનો નાયક ચૈતન્ય તે નગરમાંની એક સાંકડી ગલીમાંથી ચાલ્યો જતો હતો. આ ગલીની એક બાજુએ બગીચાનો નાનકડો દરવાજો હતો. તેમાં થઇને એક બગીચામાં જવાતું હતું. તે દરવાજામાં ચૈતન્યે પ્રવેશ કર્યો. તે દશ-વીસ ડગલાં આગળ ગયો હશે, ત્યાં તો તેના સાંભળવામાં આવ્યું કે કોઈ સ્ત્રી પોતાનું નામ લઇને પોતાને હાંક મારે છે. એટલા માટે તે ખંચકાઇને ઉભો રહી ગયો અને પાછળ જોવા લાગ્યો તો તેને જણાયું કે કોઇ સ્ત્રી પોતાને બોલાવે છે. તે પાછો ફર્યો. થોડા દિવસો પહેલાં અવન્તિનગરીમાં જે સ્ત્રીએ પોતાના મુખ ઉપરનો બુરખો બાજુએ ખસેડી તેને આશ્ચર્યચકિત કરી નાંખ્યો હતો, તેજ સ્ત્રી ઉપવનને દરવાજે ઉભી ઉભી પોતાનેજ બોલાવે છે, તે જોઇને ચૈતન્યના અંતઃકરણને અતિશય આનંદ ઉત્પન્ન થયા વિના રહ્યો નહિ. તેની પાસે જઈ તરતજ ચૈતન્યે નિઃશંકપણે તે સ્ત્રીનો હાથ પોતાના હાથમાં લીધો અને પ્રેમથી દબાવ્યો. તે સ્ત્રીએ પણ અસંતોષ ન દર્શાવતાં તેના પ્રેમનો સ્મિતવદને સ્વીકાર કર્યો. ત્યાર પછી તે સ્ત્રી બોલી-" મહારાજા ચૈતન્યદેવની સ્વારી અહીં ક્યાંથી આવી ચડી ? "

પોતાના હાથમાંનો તે સ્ત્રીનો કોમળ કર પુનઃ પ્રેમથી દબાવતાં તે બોલ્યો—

" સુંદરી ! આ તારા સૌંદર્યે મને આકર્ષીને અહીં આવવાની ફરજ પાડી છે. મારા આગમનનું કારણુ હે મનમોહિની ! તારા અંતઃ-કરણુને પૂછી જો. "

"જો એમજ હોય તો મારે કહેવું જોઇએ કે મારા સૌંદર્યે મારૂં બહુજ મહાન્ કાર્ય બજાવ્યું છે." એમ કહી તે સ્ત્રીએ ચૈતન્યના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લીધો.

"ભુવનમોહિની! તારા સૌંદર્યે મને એટલો બધો તો મોહિત કર્યો છે કે રાતદિવસ તારી મનમોહક મૂર્તિ મારા મનની સામે સર્વદા આવી ઉભી રહે છે. મેં મારા મનને બીજી તરફ લગાડવા માટે બહુજ પ્રયત્ન કર્યા પણ વ્યર્થ! આખરે જ્યારે મારા અંતઃકરણે મને શાન્ત-પણે ન રહેવા દીધો ત્યારે હું તરતજ ગાંધારનગરને માર્ગે ચાલ્યો આવ્યો."

"આપ અહીં ક્યારે પધાર્યા?"

"આજે પ્રાતઃકાળેજ હું આ શહેરમાં આવી પહોંચ્યો છું. મારૂં ભાગ્ય મને બહુજ અનુકૂળ છે એમાં શંકા નથી અને તેજ ભાગ્યે તરત મને તારી મુલાકાત પણ કરાવી છે."

"મહારાજા ચૈતન્યદેવ! આ પેલી તરફનું મકાન મારૂં છે. હું અત્યારે મારા પોતાનાજ ઉદ્યાનમાં ઉભી છું. મને લાગે છે કે આ વાત આપના જાણવામાં નહી હોય. જ્યારે આપ પોતેજ મારે માટે અહીં સુધી આવ્યા છો ત્યારે મારે પણ તમારો આદરસત્કાર કરવો, એ મારૂં કર્તવ્ય છે. આપના જેવા બળવાન્ ગૃહસ્થની સાથે મારે પરિચય થયો, એ પણ સુદ્ભાગ્ય છે."

એમ કહી તે પોતાના મકાન તરફ ચાલવા લાગી. ચૈતન્ય પણ તેની પાછળ ઘસડાતો જતો હતો. તે બન્ને ઉદ્યાનના નૈસર્ગિક સૌંદર્યને જોતાં જોતાં ઇચ્છિત સ્થળે જઇ પહોંચ્યાં. તે મકાનમાંના એક ભવ્ય દિવાનખાનામાં ગયા પછી તે તરૂણ સુંદરીએ ચૈતન્યને આદરપૂર્વક એક મંચક ઉપર બેસાડયો અને પોતાની દાસીને નાસ્તો લાવવાનો હુકમ ફરમાવ્યો. અનેક પ્રકારનાં ફળો અને મુરબ્બાઓ તેમજ કેટ-

લાંક પકવાન્નોથી ભરેલા બે થાળ લઇને દાસીઓ ત્યાં આવી. તે સર્વેને ત્યાંથી થાળ મૂકી દઇને—છપાંચ ગણી જવાની તે સુંદરીએ આજ્ઞા કરી. પોતાનું ભાષણ કોઇના સાંભળવામાં આવશે નહિ, એવી ખાત્રી કરી લીધા પછી ચૈતન્ય બોલ્યો:—

"મનહર માનુની! પહેલાં અવન્તિનગરીમાં આપણી મુલાકાત થઇ હતી તે તો તારા ધ્યાનમાં છે ને?" તે સમયે આપણી વચ્ચે નક્કી કરવામાં આવ્યું હતું કે તને જે પ્રિય છે, એવા કેદીને અવન્તિનગરીના કારાગૃહમાંથી મુક્ત કરવો અને તેના બદલામાં તારે મને તારૂં શરીર અર્પણ કરવું. પણ સુંદરી! મારે કહેવું જોઇએ કે આપણા ઠરાવ પ્રમાણે પુનઃ તારી મુલાકાત થઈ નહીં!

"મહારાજા! હું તે દિવસે આપણા સંકેતસ્થાને બરાબર આપણા ઠરાવ પ્રમાણેનાજ સમયે ગઈ હતી પણ આપને ત્યાં આવવામાં વિલંબ થયો હતો."

"પણ જ્યારે હું તે સંકેતસ્થળે પહોંચ્યો ત્યારે ત્યાં જીવતી સ્ત્રીને બદલે એક સ્ત્રીનું શબ પડેલું મારા જોવામાં આવ્યું હતું!"

તે સુંદર સ્ત્રી પોતાની મુખમુદ્રામાં જરાએ ચળવિચળ ન થવા દેતાં શાન્તપણે પણ ખંધા અવાજે બોલી:—

"હા, તે ઠેકાણે આપની પ્રેમપાત્ર એવી જે વિલાસવતી તેનું શબ મારા પણ જોવામાં આવ્યું હતું."

"તો તો તે સ્ત્રીના ગાલ ઉપર જે એક નાનકડો ધસરકો હતો તે પણ તારા જોવામાં આવ્યો હશે, નહિ વારૂ?"

"હા. તે ધસરકો પણ મારા જોવામાં આવ્યો હતો."

"સુંદરી! જ્યારે તેં તેનું શબ જોયું ત્યારે તેના શરીર ઉપરના અલંકારો કોઈ ચોરી ગયું હતું, એમ તારા જોવામાં આવ્યું હતું ખરૂં કે?"

"હા. તે પણ હું જાણું છું. મહારાજા ચૈતન્યદેવ! આપણે હવે નકામી પંચાત શા માટે કરવી જોઇએ? આપણે ઉભય આવી રીતે છાનાં–છુપાં રહીને એક બીજાની સાથે લડીએ તેના કરતાં સામ સામે ઉભાં રહીનેજ આપણું સામર્થ્ય અજમાવી લઇએ એ ઉત્તમ છે કે નહિ? વિલાસવતીનું ખૂન મારે હાથે થયું છે, એ વાત હું તમારાથી છુપાવી રાખવા માગતી નથી. મેં કાંઈ મારા કોઈ મનોરથો સિદ્ધ કરવા તેને ખાંસ કરીને મારા માર્ગમાંથી દૂર કરેલી નથી. કેવળ મારા આત્મસંરક્ષણ માટે મારે તેનું ખૂન ન છુટકે કરવું પડયું છે. આવી રીતે જ્યારે જ્યારે મારા ઉપર મારા પ્રાણ જવાના પ્રસંગો આવ્યા હશે, ત્યારે ત્યારે મેં ઘણા મનુષ્યોને પરલોકે પહોંચતા કર્યા છે. વધારે તો શું કહું પણ અત્યારે જો તમો પોતે મારા જીવનધનનું હરણ કરવા તત્પર થશો તો તમને પણ એક પળવારમાંજ પરલોકે પહોંચાડયા વિના રહીશ નહીં!"

એમ કહી તે કામિની સ્વરૂપમાં ગુપ્ત રહેલી કાળસર્પિણી પોતાના હાથમાંની તે પ્રાણઘાતક સિંહમુખી મુદ્રિકા ચૈતન્યને સારી રીતે દેખાય તેટલા માટે તેની સાથે રમત કરવા લાગી. તે મુદ્રિકા તરફ જોઈ ચૈતન્ય બોલ્યો:–

"આ તારૂં શસ્ત્ર બહુજ ભયંકર છે એ નિઃસંશય છે!"

"હાજી! જે મુદ્રિકાએ આંપને અવન્તિનગરીમાં ઘોટાળામાં નાંખી દીધા હતા તે એજ મુદ્રિકા અને તેજ મારૂં સબળ–પ્રચંડ શસ્ત્ર છે. આ મુદ્રિકાની ઉપર જે સિંહની આકૃતિ દેખાય છે, તે તદ્દન નિરૂપદ્રવી છે. જુઓ, હું તેને મારા પોતાના ગાલ ઉપર ગમે તેટલા જોરથી ફેરવું છું પણ...(તે સ્ત્રી પોતાના હાથમાંની મુદ્રિકાની ચાંપ દબાવીને બોલી) હવે જુઓ! આ તેના ઉપરની સિંહની આકૃતિ અલોપ થઇ ગઇ અને સર્પની આકૃતિ આવી ગઈ. આ સર્પની

આકૃતિથી શરીરના ગમે તે ભાગમાં એક નાનકડોજ ઘસરકો થઇ જાય તો તે ઘસરકોજ ગમે તેવા મનુષ્યનો પ્રાણઘાત કરવા બસ છે. આ મુદ્રિકાથીજ મેં વિલાસવતીનું ખૂન કર્યું હતું. આપને જો તેના મરણથી માઠું લાગતું હોય તો તે માટે હું દિલગીર છું—લાચાર છું."

"વિલાસવતીના મરણથી મને પહેલાં તો જરા માઠું લાગ્યું હતું, એ ખરૂં છે, પણ હવે તે બાબતમાં કાંઈ પણ લાગતું નથી. વારૂ, પણ તેનું ખૂન કર્યા પછી ચોરી કરવાનું કાંઈ કારણ ?"

"ચૈતન્યરાજ ! તેવાં કૃત્યો કરવામાં હું મારા સ્વદેશમાં જરાએ ડરતી નથી છતાં પણ પરદેશમાં મારે બહુજ હોંશિયારી–સાવધાનતા રાખવાની આવશ્યકતા છે. તેના મરણથી મારી ઉપર કોઇ પણ જાતની આફત ન આવે તે માટે તે કૃત્યને જુદુંજ રૂપ આપવાની મને ફરજ પડી. કોઈ ચોરે તેનું ખૂન કર્યું હશે એમ લોકોને લાગે માટેજ મેં તેવી ગોઠવણ કરી હતી. જ્યારે હું વિલાસવતીનાં શરીર ઉપરથી અલંકારો કાઢી લેવા લાગી ત્યારે મને એક બહુજ મોટો અલભ્ય લાભ મળ્યો છે. તેને લીધે મારા ઘણા મનોરથો સફળ થશે. તેના પોશાકમાંથી મને જે એક પત્ર મળ્યો છે, તેને લીધે અવન્તિનગરીના મહારાજાધિરાજના એક મોટામાં મોટા માંડલિકની ચોટલી મારા હાથમાં આવી છે. મહારાજાધિરાજની પાસે તે માંડલિકનું બહુજ વજન હોવાથી હું ધારીશ તે કામ તેની પાસે કરાવી શકીશ !"

"તે પત્ર ઉપરથી તે માંડલિકની એકાદ ગુપ્ત વાત તારા જાણવામાં આવી છે, એમ તું કહે છે નહિ વારૂ ?" તેના ઉત્તરની જરાએ વાટ ન જોતાં ચૈતન્ય આગળ બોલવા લાગ્યો:—"ભયંકર ભામિની ! પહેલાં તેં જે કહ્યું હતું તેજ મુજબ હું પણ કહું છું કે હવે નકામી પંચાત કરવીજ નહીં. હું સ્પષ્ટપણે કબુલ કરૂં છું કે તે પત્રમાં મારા સંબંધનીજ કાંઇ ગુપ્ત વાત હોવી જોઇએ અને

હુંજ તારા હાથમાં પૂરેપૂરો સપડાયો છું. એ વાત જો કે ખરી હોય તો પણ તારા એક નેત્રકટાક્ષ અને સ્મિતહાસ્યમાં મને તારો દાસ બનાવવાનું જે સામર્થ્ય છે, તેનો જો તું ઉપયોગ કરીશ તો તારા સર્વે મનોરથો અને મહત્વાકાંક્ષાઓ સંપૂર્ણપણે સફળ થશે. તારી ધમકીઓ અથવા તે પત્રમાંની ગુપ્ત વાતથી ઉદ્‌ભવનારાં સંકટોને ફક્ત સ્હેજમાં—લીલા માત્રમાં—દૂર કરી નાંખવાનું મારામાં સંપૂર્ણ સામર્થ્ય છે, એ વાત તને ખરી નહીં લાગે એ બનવા જોગ છે, છતાં મારે તને કહેવુંજ જોઇએ કે તે વાત સર્વથા સત્યજ છે!"

"મહારાજા! તમે એ વાતની પાકી ખાત્રી રાખજો કે તમારી જે ગુપ્ત વાત મારા જાણવામાં આવી છે, તેનો દુરૂપયોગ કદાપિ થશે નહિ. મારો પોતાનો, મારા ભાઇનો અને મારા પૂજ્ય પિતાશ્રીનો જન્મ જુદી જુદી જાતનાં કાવતરાં કરવામાંજ ગએલો હોવાથી ગુપ્ત વાતનું મહત્વ કેટલું બધું મહાન્ હોય છે, તે અમે ત્રણે ઘણીજ સારી રીતે જાણીએ છીએ. તમારી કઇ વાત અમારા જાણવામાં આવી છે, તે તમે જાણી શકો માટે હું વિલાસવતીની પાસેથી જે પત્ર મળ્યો છે તે પત્ર આપને સ્વાધીન કરૂં છું."

## પ્રકરણ ૪૧ મું.

### વિલાસવતીનો અન્તિમ પત્ર.

એમ કહી તે સ્ત્રી જ્યાં બેઠી હતી ત્યાંથી ઉઠી અંતર્ગૃહમાં ગઇ અને એક પેટી ઉઘાડી તેમાંથી પેલો પત્ર કાઢી લાવી ચૈતન્યને આપ્યો. ચૈતન્યે નીચે પ્રમાણે તે પત્ર વાંચ્યો:—

"શ્રીમાન્ મમપ્રાણવલ્લભ શ્રીમદ્ મણીપુરાધિપતિ મહારાજા શ્રીયુત્ ચૈતન્યદેવની સેવામાં—

"લીખીતંગ એકનિષ્ઠ દાસી વિલાસવતીના પ્રેમપૂર્વક પ્રણામ સવિનય સેવામાં નિવેદન એ છે કે મહારાજા ઘણી ખરી વાતોનો પૂર્ણપણે વિચાર કરતાં હવે મારે માટે બહુજ અનિષ્ટકારક સમય આવી પહોંચ્યો છે એમ મને લાગે છે. આપના જે પ્રેમ માટે મેં મારા કુલીન કુળને અને તેની કીર્તિને કાળું કલંક લગાડયું છે, તેજ પ્રેમ હવે પારકો થવા માગેછે. આપણા બન્નેના પ્રેમ સંબંધના દ્રશ્ય ફળને છુપાવવા માટે મેં જે ગૃહસ્થની સાથે લગ્ન કર્યું હતું તે બહુજ નીચ અને બદમાસ છે, એ આખા સંસારને ખાત્રી થવાથી હવે જગતમાં મને ફિટકાર મળશે એવો કઠિન સમય આવ્યો છે. મારો પતિ અત્યારે કારાગૃહમાંથી નાસી છુટ્યો છે અને તેથીજ મારી સ્થિતિ બહુજ ખરાબ થઈ છે. તેના નાસી જવામાં તમારો પોતાનો હાથ હોવો જોઇએ, એમ મારૂં અંતઃકરણ મને કહ્યા કરે છે.

મારો પતિ આ સમયે છુટો હોવાથી તે પાછો આવીને મારા ઉપર પોતાના સ્વામીત્વનો હક્ક ક્યારે બજાવશે તેનો કાંઈ નિયમ નથી—તે વાત અનિશ્ચિત છે. કદાચિત્ તેમ થશે તો મારે પણ તેના હુકમ પ્રમાણે વર્ત્યા વગર છુટકોજ નથી. કારણ કે તમારાથી મને થએલા બાળકનો અકાળે નાશ કરવામાં તેણે મને મદદ કરી હતી. હવે તે પોતે મરણીયો થઈજ ચૂક્યો છે, તેથી તે મારા ઉપર વેર લેવા—મારી ગરદનને ફાંસીને લાકડે લટકાવવા ચૂકવાનો નથી.

આ સર્વે સંકટો હજુ પણ ઓછાં હોયને તેમ તમે પણ મારો ત્યાગ કરવા માગો છો. મારો તમને કંટાળો આવ્યો છે, એ વાત પૂર્ણપણે મારા જાણવામાં આવી ચૂકી છે.

ગઈ કાલે સાયંકાળને સમયે તમે જે સ્ત્રીની મુલાકાત લઈ કાંઈક સંકેત કર્યો છે, તે સ્ત્રીને હું મારી દુશ્મન સમજું છું. તે સ્ત્રી ગમે તે હોય પણ તેનો આજે આ અવનીમાંથી અન્ત થશેજ. સાક્ષાત્

તમો પોતે તે ઠેકાણે મારી પાસે હાજર હશો તો પણ તે સ્ત્રીના પ્રાણ લીધા વિના હું રહીશ નહીં.

તમે પોતે મારા પ્રત્યે જે કાંઈ વર્તણુંક ચલાવી છે, તે તદ્દન શઠતાથી અને નીચતાથી ભરેલી છે, એમાં જરાએ શંકા નથી. હું આપના ઉપર કેવા પ્રકારનો પ્રેમ રાખું છું, મેં તમારા અશાંત અને વ્યથિત હૃદયનું કેટલી વખત સમાધાન કર્યું છે, તમારા ગુપ્ત મનોરથો સફળ કરવા મેં તમને કેટલી વખત સહાયતા આપી છે, તેમજ જો હું સહાયતા ન આપત તો તે દેવગૃહમાંથી બાળકોની અદલાબદલી કરી યુવરાજના બાળકને ઠેકાણે તમારા બાળકને ગોઠવી દેવાની તમારી ઇચ્છા પૂર્ણ થાત ખરી કે ?

રાજવી ! આવી આવી અનેક વાતોનો પૂરેપૂરો અને શાન્ત ચિત્તે વિચાર કરો. મારૂં તમામ જીવન સુખમાં વ્યતીત થાય, તેવી કાંઈક યુક્તિ–પ્રયુક્તિ શોધી કાઢો ! એમ આપને કહેવાનો મને પૂરેપૂરો અધિકાર છે, એ વાત આપ પોતે જાણોજ છો. આ વાતો પત્રમાં ન લખતાં તમને મોઢેમોઢ જણાવી શકાય તેમ છે, પણ તમારી લાઘવતા આગળ મારા મુખમાંથી આ તમામ વાતો નિકળી શકત કે નહીં, એ બાબતમાં મને તો સંદેહજ છે. એટલા માટે મેં આપને આ પત્ર લખ્યો છે. તેનો આપ પૂર્ણપણે વિચાર કરવા કૃપાવંત થશો. જે વખતે આ પત્ર આપના હાથમાં આવશે તે પહેલાંજ આપનું નૂતન પ્રેમપાત્ર આ દુનિયામાંથી કૂચ કરી બીજી દુનિયામાં ચાલ્યું જશે.

મહારાજા, હવે હું તમારી પાસે જે માગણી કરવાની છું, તે એકાદ સાધારણ માણસને પૂર્ણ કરતાં કઠિન પડે તેમ છે, છતાં પણ આપના જેવા અલૌકિક સામર્થ્યવાળા પુરૂષને મારી માગણી પૂર્ણ કરવાનું જરાએ કઠિન નથી. આ સંસારમાં મારા આયુષ્યના બાકી રહેલા દિવસો આનંદ, પ્રેમ અને સુખપૂર્વક વ્યતીત થાય, મારી કીર્તિને

કલંક ન લાગે અને મને મોટા વૈભવો પ્રાપ્ત થાય એવી ગોઠવણુ આપેજ કરવાની છે. કાલ સાયંકાળે તમારા બન્નેનો સંકેત જાણ્યા પછીથી મારા અંતઃકરણુને જે કાંઈ વેદનાઓ થાય છે, તે હું આ પત્રમાં શી રીતે લખી શકું ? આ પત્રમાં જે કાંઈ ઓછી–અધિક અને આપને અપ્રિય એવી હકીકત લખવી પડી છે, તેને માટે હું આપની ક્ષમા માગું છું. એજ પ્રાર્થના."

આ પત્ર વાંચી ચૈતન્ય સ્તબ્ધ રહ્યો. તે જોઈ તે સ્ત્રી બોલી–"કેમ નામવર ! તમારી બાળકોની અદલીબદલી કરવાની વાત મારા જાણુવામાં આવી છે કે નહીં ?"

"આ વાત તારા શિવાય બીજા કોણ કોણ જાણે છે ?"

"હું, મારો મોટો ભાઈ અને પરમહંસ પરમાનન્દ નામનો એક પ્રસિદ્ધ મહંત, એમ ત્રણ જણાં તે વાત જાણીએ છીએ. પરંતુ આપ ખાત્રીથી માનજો અને વિશ્વાસ રાખજો કે એ વાત કોઇ કાળે પણુ અમારા ત્રણેના મુખેથી બહાર પડશે નહિ ! આ તમારો પત્ર તમે તમારી પાસેજ રાખો–મને પાછો આપવાનું કાંઈ પણુ કારણુ નથી. તમારે તે પત્રની જરૂર હોય તો રાખો અથવા તેનો નાશ કરી નાંખો. તે પત્રનું તમને ગમે તેમ કરો."

જે ભયંકર વાતથી પોતાને અલૌકિક સામર્થ્ય પ્રાપ્ત થયું છે, તે વાતનો વિલાસવતીએ કાંઈ પણુ ઉલ્લેખ પોતાના પત્રમાં કરેલો ન હોવાથી ચૈતન્યને બહુજ સમાધાન થયું અને તે બોલ્યો–"સુંદરી ! તારા પ્રેમના બંધનમાં બંધાઇને હું જેટલો તારા સ્વાધીનમાં થઈશ, તેટલો તારી ધમકીઓના અસ્ત્રથી હું તારા હાથમાં સપડાવાનો નથીજ ! એ વાત તું પણુ બહુજ સારી રીતે સ્મરણુમાં રાખજે–સમજી લેજે ! સુંદરી ! હવે તેં મને અને મેં તને એમ આપણે એક બીજાને સારી રીતે ઓળખી લીધાં છે. તારી બાબતમાં મને કેટલી માહિતી છે, તે

હું તને ટુંકમાંજ કહું છું. તેં જેની સાથે લગ્ન કર્યું હતું તેને વિષપ્રયોગ દ્વારાએ સ્વર્ગમાં મોકલી દીધો છે. ત્યાર પછી તેં તારી પ્રપંચજાળમાં જયસિંહ નામના એક સરદારને સપડાવ્યો અને તેનું સત્યાનાશ વાળી નાંખ્યું. ત્રણ વખત તેં ગર્ભપાત કર્યો છે. બીજા એક ગૃહસ્થની સાથે તું વૈશાલીય નગરીમાં રહેતી હતી. ત્યાં તેં જે જે અઘોર કૃત્યો કર્યા છે, તે બધાનું વર્ણન અત્યારે ને અત્યારેજ હું કરવા માગતો નથી.

ચૈતન્યની વાત સાંભળી તે સુંદરી હાસ્યવદને બોલી:–" ઓહોહો! તમે મારા સંબંધમાં જે જે વાતો કહી તે કાંઇ બહુ છુપી નથી. તે તો આખું જગત્ જાણે છે. એ શિવાય તમે બીજી કાંઇ વાતો જાણતા હો! તો કહો. "

" સુંદરી ! તારાં તમામ કૃત્યોનું જો યથાર્થ વર્ણન કરવા કોશીશ કરવાનું મારા મનમાં આવે તો તે મારાથી સફળ થઇ શકે તેમ નથી. તેં તારા સ્વરૂપાગ્નિમાં ભસ્મ કરી નાંખેલા મનુષ્યોની સંખ્યા, તેં કરેલા વિષપ્રયોગ, પોતાના દુશ્મનોનું સત્યાનાશ કાઢી નાંખવાનાં અજબ કારસ્થાનો, કાલકૂટ અને હળાહળ આ બે જાજવલ્યમાન્ વિષો તૈયાર કરવાનાં સાધનો પ્રયોગો વિગેરે વિગેરે... "

તે સુંદરી ચૈતન્યને આગળ ન બોલવા દેવાના ઉદ્દેશથી અને વિજયયુક્ત દ્રષ્ટિથી વચમાંજ બોલી ઉઠી કે–" રાજવી ! એ નિઃસંશય છે કે તમે મારી બાબતમાં ઘણું ખરૂં જાણો છો. તમને હું એમ પૂછું છું અને જાણવા માગું છું કે, જ્યારે તમને મારી બાબતમાં એટલી બધી માહિતી છે છતાં પણ તમે મારી સાથે સંબંધ રાખવામાં શું જરાએ ડરતા નથી ? "

" નહીં–બિલકુલ નહીં ! સુંદરી, સાક્ષાત્ યમરાજ જેવા તારા વિષપ્રયોગથી હું જરાએ ડરતો નથી. એટલુંજ નહીં પણ તારા જાલિમ ઝેરોના ઉતારા પણ મારાથી અજાણ્યા નથી. મારી ખાત્રી છે કે તારી

તે પ્રાણઘાતક મુદ્રિકામાંના વિષની મારા શરીર ઉપર કાંઇ પણ અસર થશે નહીં. જો તે તું ન માની શકતી હોય તો તારી ખાત્રી કરી લે. લે આ હાથ, અને અજમાવ તારૂં જાલિમ ઝેર !"

"મારા સ્વભાવ સાથે જેનો સ્વભાવ મળતો આવે, એવો પુરૂષ આજ સુધી હું શોધતી હતી. ચૈતન્યદેવ ! આપના જેવો સાહસિક પુરૂષ મને આજ સુધી ક્યાંએ મળ્યોજ નથી. હિંમત બહાદુર, શ્રીમાન્ અભિમાની. બળવાન, સુંદર શરીરયુક્ત અને પાપ પુણ્યનો હિસાબ જેના મનમાંજ આવતો નથી એવો સાહસિક વીરનર મને ક્યાંએ દેખાયો નહોતો. પણ મહારાજા ચૈતન્યદેવ ! આ સર્વે ગુણો આપનામાં હોવા ઉપરાંત આપનામાં બીજા પણ કેટલાક ગુણો નિવાસ કરે છે તે જોઇને આજથી હું મારો પ્રેમ–મારી કાયા આપના ચરણે સમર્પણ કરૂં છું !"

તેને દ્રઢાલિંગન આપતાં ચૈતન્ય બોલ્યો–"હું ખરેખર ધન્યવાદને પાત્ર છું ! પણ માયાવતી તારો તો દાસાનુદાસ છું એમ સમજ !"

## પ્રકરણ ૪૨ મું.

### કામિની કે કૃત્યા ?

વાંચકો, તે બુરખાવાળી, પ્રાણઘાતક મુદ્રિકાવાળી, કમનીય કામિનીના રૂપમાં કૃત્યા જેવી, તે સ્ત્રી અત્યારે ગાંધાર નગરના રાજ્ય-સિંહાસને વિરાજતા રાજા હરનામસિંહની પુત્રી–માયાવતીજ હતી !

હરનામસિંહ, તેનો પુત્ર વનવીરસિંહ અને તેની પુત્રી માયાવતી આ ત્રિપુટી એટલી બધી તો ભય ભરેલી હતી કે કોઇ પણ અઘોર કૃત્ય તેમના હાથે થયા વિના બાકી રહી ગયું નહોતું. હરનામસિંહની કારકીર્દીમાં ગાંધારનગર એ અનેક પાપકર્મો અને પૈશાચિક લીલાઓની

સાક્ષાત્ રંગભૂમિ જેવું બની ગયું હતું. ત્યાંની પ્રજાને ફક્ત **વિષકૃમિ ન્યાયેન** જ જીવતા રહેવું પડતું હતું.

માયાવતીનું બાહ્યસ્વરૂપ જો કે અપ્સરાઓને પણ લજ્જા પમાડે તેવું હતું છતાં પણ તેના આંતરિક સ્વરૂપથી ભયભીત થઇ મોટા મોટા રાક્ષસો પણ તેનું દાસત્વ કરે એવી તે સ્ત્રી હતી. તેની બુદ્ધિ સાક્ષાત્ પાપકર્મના મહાન્ સુમદ્ર જેવી વિશાળ હતી. મનુષ્યોના પ્રાણ હરણ કરવામાં તો એવું અને એટલું બધું તો કૌશલ્ય તેણે સંપાદન કર્યું હતું કે તે તેને એક નાના બચ્ચાની રમત જેવું લાગતું. **યથા રાજા તથા પ્રજા** એ ન્યાયે હરનામસિંહના રાજ્યની રૈયત પણ તેના જેવીજ બની ગઇ હતી. સ્ત્રીઓનું પાતિવ્રત્ય એ એક મશ્કરીના વિષય જેવુંજ થઈ પડયું હતું. આ એકજ વાત કહી દઇએ એટલે જુલ્મ, નિષ્કારણ કેદ, અસત્ય ભાષણ, ચોરી, જારી, કપટ વ્યવહાર અને બનાવટી લેખો વિગેરે વાતોનું વિશેષ વર્ણન કે વિવેચન કરવાની જરૂર નથી. ગાંધારનગરમાં ધોળે દિવસે એટલાં ખૂન અને કાપાકાપી થતી કે તે કાર્યોમાં જાણે પ્રજા પલોટાઈ ગઇ હોય! તે સર્વ એવા તો સાધારણ બનાવ જેવા બની ગયા હતા કે તેના સંબંધમાં કોઈ લોકો ચર્ચા પણ કરતા નહીં. મારાઓ અને ગળું કાપનારાઓને થોડુંક દ્રવ્ય આપવામાં આવતાં તેઓ ગમે તેવો અપરાધ ખુશી થઇને કરતા અને દ્રવ્ય લઇને-લાંચ લઇને-ન્યાયાધીશો પણ પવિત્ર અને ઇશ્વરીય ન્યાયને સહર્ષ વેચી દેતા.

જે સમયે ચૈતન્યે અવન્તિનગરીમાં થએલી માયાવતીની ઓળખાણને ગાંધારનગરમાં આવી તાજી કરી—તેને પ્રેમ--સ્નેહનું સ્વરૂપ આપ્યું તે સમયે ઉપર જણાવ્યા પ્રમાણે ગાંધારનગરની આંતરિક સ્થિતિ થઇ ગઈ હતી. ઉક્ત વર્ણન કરતાં વિશેષ વિવેચન કરવાની આ સ્થળે આવશ્યકતા નથી. કારણ કે આગળના પ્રકરણોમાં સદરહુ

વિષયનું આપોઆપ વિવેચન થવાનું છે.

પહેલાંની હકીકત જે દિવસે બની આવી તેજ દિવસે—અમે આગળ જે હકીકત લખવાના છીએ—તે બનાવ બન્યો. અત્યારે જે મકાનમાં માયાવતી રહેતી હતી તે મકાન તેણીએ તરતમાંજ નવીન ખરીદ કર્યું હતું. તેના તે મકાનમાં પાંચ દાસીઓ અને પાંચ નોકરો તથા પોતે એટલોજ પરિવાર રહેતો. હમણાં હમણાં માયાવતીનાં કારસ્થાનોમાં બહુજ વધારો થઇ ગયો હતો, તેથી પોતાની નજરે માણસો જેટલાં ઓછાં પડે તેટલાજ અંશે વધારે શ્રેયસ્કર છે, એમ તે માનતી. પોતાના શત્રુઓનું સત્યાનાશ કરી નાંખવાને માટે પોતાના ભાઈ સાથે તે છુપાં કારસ્થાનો કરતી. તેનો ભાઇ કેવી જાતનો માણસ હતો તે કહેવાની કાંઇ ખાસ આવશ્યકતા નથી.

આ સમયે માયાવતી પોતાના મકાનમાંના એક ભવ્ય અને સુસજ્જિત શયનભુવનમાં મંચક ઉપર પડેલી હતી. તે ત્યાં એકલીજ હતી. સિંહમુખી પ્રાણઘાતક મુદ્રિકા તેની હાથની અંગુલીએ ચમકતી હતી. તેના અંતઃકરણમાં શા શા ભયંકર વિચારો ઘોળાતા હતા, એ તેની બાહ્યમુખમુદ્રા ઉપરથી સમજવામાં આવી જાય, એ તદ્દન અસંભવિત હતું. પાપોદકથી ભરેલા તેના અગાધ મનસ્સમુદ્રમાં કેટલાં કપટમૌક્તિકો હતાં, તેની તેને પોતાને પણ ખબર નહોતી; તો પણ તેનું મન અત્યારે કોઇને મળવા માટે ઉત્સુક થયું હોવું જોઇએ, એવું અનુમાન કરવાને કારણ હતું. તે વારંવાર ખડકીમાંથી ડોકીયું કરી બહાર જોતી હતી કે—'દિવસ કેટલો બાકી રહ્યો છે?'

તેના શયનભુવનમાં એક છુપો દરવાજો હતો. તે તેણે ખાસ કરીને અર્ધો ઉઘાડો રાખ્યો હતો. એ દરવાજામાંથી નિકળતાંજ એક દાદરો હતો. તે ઉતરીને બગીચામાં જવાતું. આ રસ્તાનો બીજો દરવાજો પણ તેણે ઉઘાડોજ રાખ્યો હતો. તે રસ્તે આવનારા કોઈ

માણુસની તે વાટ જોતી હતી. સૂર્યાસ્તનો સમય થઈ ગયો અને તરતમાં અંધકારનું સામ્રાજ્ય સૃષ્ટિ ઉપર છવાઈ જશે, એમ સ્પષ્ટ દેખાવા લાગ્યું.

આ પ્રમાણે તે કોઈની વાટ જોતી હતી તેટલામાંજ તે મકાનના મોટા દરવાજા ઉપર—ચોર, છુપા દરવાજા ઉપર કોઇએ ધક્કો માર્યો, તેનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. કોઈ નોકર માણુસ આવ્યો હશે, એમ તેના મનમાં આવ્યું અને તેણે દરવાજો ઉઘાડયો, પણ ચમત્કારની વાત એ હતી કે તેના જોવામાં કોઈ ચાકર માણુસ ન આવતાં ઉલટોજ બનાવ બન્યો. ખુલ્લી સમશેરો હાથમાં લીધેલી છે, અને કાળાં વસ્ત્રોમાં સજ્જ થઇ બુરખા પહેરેલા છે, એવા બે માણસો પોતાની સામે આવી ઉભા છે, એમ તેને જણાઇ આવ્યું. તે સાથેજ તે ચમકીને પાંચ પગલાં પાછળ ખસી ગઈ. તે બન્ને કાળ પુરૂષોએ તેના શયનભુવનમાં પ્રવેશ કર્યો. પ્રસંગાવધાન, એ તેનામાં—માયાવતીમાં મોટો ગુણ હતો. તેથી તેણીએ ધમકી ભરેલા અવાજે પૂછ્યું કે-"તમારી આ લુચ્ચાઇનો અર્થ શો ? એકદમ કહો ! !"

એ પ્રશ્નનો પ્રત્યુત્તર આપવા પહેલાંજ અન્તર્ગૃહમાં ઘુસી આવેલા એક શસ્ત્રધારીએ પ્રથમ દરવાજો બંધ કર્યો અને માયાવતીની સાવ સામે જઈ ઉભો રહ્યો. તે બોલ્યો—" ચાંડાલિની ! હવે તારૂં આયુષ્ય પુરૂં થઇ ગયું છે. તું મરવાને માટે તૈયાર થઈ જા !"

"કોણ ? વિજયસિંહ !"

"હા. તેજ હું છું." તેની સામે આવી ઉભા રહેલા માણસે કહ્યું.

"બરાબર ઓળખી લે !" બીજા શસ્ત્રધારીએ કહ્યું.

એટલુંજ કહી બન્ને પુરૂષોએ—શસ્ત્રધારીઓએ પોતાના મુખ ઉપરનું આચ્છાદન દૂર કરી નાંખ્યું. તે પુરૂષોની ઉમ્મર લગભગ ચાલીસ વર્ષની હશે. તેમની મુખમુદ્રા બહુજ કઠોર અને શૂરવીરતાથી ભરપૂર દેખાતી હતી. તેમાંના એકનું નામ વિજયસિંહ અને બીજાનું

નામ કિશોરસિંહ હતું. વિજયસિંહ બોલ્યો:–

"મારા પૂજ્ય પિતાશ્રીના આકસ્મિકરીતે થએલા મરણનો મારે તારી પાસેથી બદલો લેવો છે."

"અને મારા મુરબ્બી કાકાશ્રી તારા હાથે મરણ પામ્યા, તેનું ઋણ મારે તને ચક્રવૃદ્ધી વ્યાજ સાથે ચૂકવી દેવાનું છે."

તદ્દન ખુલ્લા દિલથી હાસ્ય કરતાં તે બોલી–"ત્યારે તો તમે ચોરને છોડી દઈ સન્યાસિનીને ફાંસીએ લટકાવવા અહીં આવ્યા હશો, કેમ ખરૂં ને? અરે વિજયસિંહ! તારો પિતા મરણ પામ્યા છે, તે વાત હું મુદ્દલ જાણતીજ નથી. આ કિશોરનો કાકો કાળો કે ગોરો હતો તેની પણ મને બિલકુલ ખબર નથી! તમે મારા ઉપર આ શું આળ ચઢાવો છો?"

"માયાવતી! તારા અપરાધની બાબતમાં અમને પૂરેપૂરી અને પાકી ખાત્રી થઇ ચૂકી છે. તારા કહેવા પ્રમાણે અને તકરારને ખાતર માની લઇએ કે–ઉક્ત અપરાધો તારા હાથે નહીં પણ થયા હોય છતાં પણ તારા બીજા પુષ્કળ અપરાધો તને દેહાન્તશાસન આપવા માટે બસ છે–પૂરતા છે. પિશાચિની! તારાથી, તારા દુષ્ટ બાપથી અને તારા નીચ ભાઇથી આ ગાંધારનગરની રૈયત બહુજ ત્રાસી ગઇ છે. તમારી દુષ્ટ ત્રિપુટીનો નાશ કરવા માટે કેટલાકોએ પ્રતિજ્ઞા કરી છે. અષ્ટ સચીવોમાંના ત્રણ સચીવોએ તમારી ત્રિપુટીનું કાસળ કાઢી નાંખવાનું કારસ્થાન પૂરેપૂરૂં રચી રાખ્યું છે. તેઓએ વૈરભાવનો અગ્નિ પ્રકટાવી દીધો છે અને તેમાં પ્રથમ તારૂંજ બળીદાન આપવાનું છે. હવે જ્યારે તારૂં થોડુંજ આયુષ્ય બાકી રહ્યું છે ત્યારે તારી સાથે કપટ કરવાની કાંઇ પણ આવશ્યક્તાજ નથી. નીચ નારી! ચાલ તૈયાર થા! તારા ઇષ્ટદેવનું તારે જો કાંઇ પણ સ્મરણ કરવું હોય તો કરી લે!"

માયાવતી તે બન્નેને કગરતી કગરતી બોલી–"મારી ઉપર દયા

કરો ! દયા કરો ! ! હું હજુ મરવાને તૈયાર થઇ નથી. કાંઇ નહીં તો મને ફક્ત બે ઘડીનોજ સમય આપો. તેટલા વખતમાં હું મારૂં ચળવિચળ થએલું ચિત્ત શાન્ત કરી મરવાને માટે તૈયાર થઇ જઇશ. ( અહીં પોતાની આંખમાં કપટ આંસુ લાવી તે પુનઃ બોલવા લાગી ) તમારી પાછળ ત્રણ પ્રધાનો તમને મદદ આપવા તૈયાર છે, એમ તમે કહો છો, પણ તે મને ખરૂં લાગતું નથી. અમારા પ્રધાનમંડળમાંના કોઇને પણ અમારા તરફથી ઉપદ્રવ થયો હોય, તે હું બિલકુલ જાણતીજ નથી. પરંતુ કોણ જાણે, કદાચ ભૂલથી અમારા હાથે અન્યાય થઇને, તેમને જો કાંઇ નુકશાન થયું હશે, તો હું મારા પૂજ્યપિતાશ્રી પાસેથી ભરપાયા કરાવી આપીશ. જો જરૂર હોય તો હું તેવું વચન આપું છું. ”

“ સેનાધિપતિ સરદાર શાર્દુલસિંહ, ન્યાયમંત્રી દેવદત્ત અને મુખ્ય સચીવ ચંદ્રરાય આ ત્રણે પ્રધાનો કેટલા ચતુર અને દક્ષ છે તે કહેવાની તારે કાંઇ પણ જરૂર નથી. તે ત્રણે તમારા રાજ્યમાં હોવાથીજ તેઓએ તમારાં ભયંકર કૃષ્ણ કૃત્યો—નીચ કર્મો ઉપર અંધાર પછેડો નાંખ્યો છે. તમારા ત્રણેની વર્તણુંક હવે સહનશીલતાની મર્યાદાનું ઉલ્લંઘન કરી ગઇ છે એ તેઓને પાકે પાયે દ્રષ્ટિગોચર થવાથી તેઓએ તમારો સમૂળથી નાશ કરવાનો નિશ્ચય કરી લીધો છે. તમારાં નીચમાં નીચ કૃત્યોથી તેઓનાં હૃદયો દયાળુ અને કોમળ હોવા છતાં પણ તમારા ત્રણે પ્રત્યે એટલાં બધાં તો કઠોર થઇ ગયાં છે કે તેઓ એકાદ ભયંકર જાલિમ સર્પને જીવતદાન કદાચિત્ દઇ શકે તેમ છે તો પણ તમારા ઉપર એક અણુમાત્ર પણ દયા દર્શાવશે નહિ. તમારાં કૃત્યોજ એવાં છે કે જેથી દયા પણ દૂરને દૂર નાસતી જાય છે ! તેઓની સહાયતાથીજ આજે અમો બન્ને તારાં કૃતકર્મોનું તને સખતમાં સખત પ્રાયશ્ચિત આપવા અહીં

આવ્યા છીએ. જે ગતિ તારી આજે—અત્યારે થશે તેજ ગતિ આવતી કાલે તારા તે ભયાનક ભાઈની થશે. આ તારી આંખોમાંથી પડતાં આંસુઓ તદ્દન નિરૂપયોગી છે. તેજ આંસુઓનો જો તું સાક્ષાત્ વર્ષાદ વરસાવીશ તો પણ તેથી અમારા અંતઃકરણોના એક પણ અંશ ગળશે નહિ તે નહિજ ! તમારા પ્રત્યે અમારાં હૃદયો એટલાં બધાં કઠોર પાષાણ જેવાં થઇ ગયાં છે ! ”

તે બન્નેને માયાવતી બહુજ કરગરવા લાગી. તેણે હાથ જોડયા તેમને પગે પડી અને કરૂણાથી ભરપુર દ્રષ્ટિએ તેમની તરફ જોવા લાગી. તેની આવી સ્થિતિ જોઈ વિજયસિંહ બોલ્યો—

“ અરે કિશોર ! જો તો ખરો, આ ચાંડાલણી કેવી થરથર ધ્રુજે છે ! કેટલી બધી ભયભીત થઈ ગઇ છે તે જોઇ લે ! પણ આના આ બહારના દેખાવથી બિલકુલ છેતરાઈશ નહિ. અંદરથી જાલિમ ઝેર વડે ભરેલાં ફળો બહારથી—ઉપર ઉપરથી આવાંજ સુંદર દેખાય છે હો ! અરે આ કોઈ કામિની નહીં પણ કૃત્યા છે; સ્ત્રી નહીં પણ સ્ત્રીના રૂપમાં એક ભયંકર કાળસર્પિણી છે. એ બહુજ ભયાનક છે. મારા પૂજ્યપાદ પિતાશ્રીનો આ દુષ્ટ રંડાએજ વધ કર્યો છે અને તારો કાકો આ રાજ્યનો એકનિષ્ઠ સ્વામિભક્ત પ્રધાન હતો છતાં પણ તેનું મરણ આ નીચ નારીના કારસ્થાનથી કાવતરાંઓથી—થયું છે, એ ભૂલી જઇશ નહીં ! સમજ્યો ?.”

“ તે હું શી રીતે ભૂલી શકું તેમ છું ? શિવાય તેં અત્યારે બોલતાં બોલતાં તેને કારસ્થાની પ્રધાનોનાં નામો જણાવી દીધાં છે. આ કાળસર્પિણી—કૃત્યા જો જીવતી રહી તો તેઓનો જરૂર જરૂર ઘાત કરી નાંખશેજ ! એટલા માટેજ હવે હું એ પાપિણીનું ધડ અલગ કરી નાંખવાનો છું ! ”

“ મલીન મનની મહાન્ ભયંકરતાથી ભરેલી ભયાનક ભામિની

જેવી માયાવતી ! આ મારા મિત્રે અને મેં તારા અને તારા ભાઈના પ્રાણ હરણ કરવાની પ્રતિજ્ઞા લીધી છે–સોગંદ લીધા છે એ વાત તારા ધ્યાનમાં આવ્યા વિના નહીં રહી હોય ખરૂંને ?"

"તમો બન્ને ખરા શૂરવીર પુરૂષ છો, ક્ષત્રિય છો. તમે મારો અબળાનો વધ કરી સ્ત્રી હત્યાનું પાપ પોતાના માથે ન લ્યો ! હું દીન અને અત્યારે અનાથ છતાં તમે મારા પ્રાણ લેશો તો તમારી શુરવીરતાને અને પુરૂષત્વને કલંક લાગશે. હું ધારૂં છું કે આ વાત પણ તમારા ધ્યાનની બહાર તો નહીંજ હોય !"

"શું તું દીન સ્ત્રી ! તું અબળા છે ! માયાવતી ! આ તું શું બોલે છે ? તને સ્ત્રી તેમાં પણ દીન અને અબળા કહેવાનું કયું ધર્મશાસ્ત્ર ફરમાન કરશે વારૂ ? ધર્મશાસ્ત્રમાં સ્ત્રીઓના વધને નિંદ્ય કહેવામાં આવ્યો હોય તો તેથી એકાદ રાક્ષસીને પણ ઠાર ન કરવી એવું કયા ધર્મશાસ્ત્રમાં કહેવામાં આવેલું છે ? સાક્ષાત્ રઘુકુળ કમળ દિવાકર ભગવાન રામચંદ્રજીએ તાડિકા નામક રાક્ષસીનો વધ કર્યો, શ્રીકૃષ્ણ પરમાત્માએ પુતનાના પ્રાણ હરણ કર્યા, હનુમાને સિંહિકાને મારી, પરંતુ તેઓને સ્ત્રી વધનું પાતક લાગ્યું હોય અને તેઓએ તેની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત પણ કર્યું હોય, એવું કયાંએ લખેલું નથી. તને પુરાણુમાંની વાતો કહી સંભળાવવા માટે અમે અહીં આવેલા નથી. ઉક્ત ત્રણે રાક્ષસીઓ કરતાં પણ તું અતિશય ભયંકર હોવાથી–નીચ હોવાથી–દુષ્ટ હોવાથી–તારો વધ કરવા માટે અમે અહીં આવ્યા છીએ. મરણ પહેલાં તારા અંતઃકરણને જેટલી પીડા પહોંચશે તેટલોજ અમારા અંતઃકરણને આનંદનો અનુભવ થવાનો છે. એટલા માટે તારા પર્વત જેવા કઠોર અંતઃકરણની ઉપર અમે આ વજ્ર સરખા વાગ્બાણોના શબ્દપ્રહાર કરીએ છીએ. માયા–પાપિણી દુષ્ટ માયા ! તારા ધ્યાનમાં અમારી આ વાત આવી

કે નહીં ? ”

એક રીતે જોઇએ તો ઉક્ત શબ્દ પ્રહારથી તેનું હૃદય વિદીર્ણ તો થતુંજ નહોતું પણ ઉલટું તે જે કોઈના આવવાની વાટ જોતી હતી તેના આવવા પહેલાં આવી રીતે વાતચિતમાં વિશેષ વખત વ્યતીત થાય, એ તેને માટે બહુજ શ્રેયસ્કર–કલ્યાણકારક હતું. જેમ જેમ એક એક પળ વ્યતીત થતી જતી હતી તેમ તેમ તેના મનમાં આતુરતાનો આવેગ વધતો જતો હતો. તે જેની વાટ જોતી હતી તે જ્યારે તેની દ્રષ્ટિએ ન પડયો ત્યારે તેના હૃદયમાં થોડો ઘણો ભયનો સંચાર થયો. પછી કિશોરસિંહ બોલ્યો–

“ માયાવતી ! લગભગ ત્રણ વર્ષ પહેલાં રાજ્યમહેલમાં એક મોટી મિજમાની થઈ હતી. તે સમયે સર્વ પ્રધાનો અને સરદારો વિગેરે લોકો એકત્ર થયા હતા. રાજ્યપ્રાસાદમાં ઘણીએ મિજમાનીઓ થયા કરે છે, પણ હું જે મિજમાનીની વાત કહું છું તે વાત માયા-વતી સારી રીતે તારા ધ્યાનમાં હશેજ ! તે દિવસે મારા મુરબ્બી કાકાશ્રી પણ તે મિજમાનીમાં હતા. તેં તેને ભળતીજ બાબતમાં અતિશય આગ્રહ કર્યો પણ તેણે તારૂં કહેવું કબુલ કર્યું નહીં. એટલા માટે તેં તેના ઉપર મારાઓ મોકલી તેનો ઘાત–વધ–કરાવ્યો. આ વાત બહુજ સારી રીતે તારા સ્મરણમાં હશે. તેજ મારા કાકાના વધનો બદલો લેવાને માટે આજે હું અહીં આવ્યો છું. ”

બન્ને જણા તરફ દયામણું મુખ કરી તે બોલીઃ–“ મારી ઉપર દયા કરો ! દયા કરો ! આટલા બધા કઠોર ન થાઓ–ન થાઓ !”

“ શું તારા ઉપર અમારે દયા કરવી ? છટ્ છટ્ ! ઓ દુષ્ટા દાનવી ! આજ સુધી તેં કોઈના ઉપર પણ દયા દર્શાવી છે ખરી કે ? આજ સુધીમાં તેં કેટલાએ નિર્દોષ પુરૂષોના પ્રાણ લીધા હશે. તેનું તને સ્મરણ નહીં હોય ! તારા ભાઈની સાથે તેં ચાર મારાઓ

મોકલી મારા કાકાને રસ્તામાં એકલાનેજ સપડાવી નિર્દયપણે પ્રાણ લેવરાવ્યા તે સમયે તારા હૃદયમાં દયાનો જરાએ સંચાર થયો હતો ખરો કે ? ઓ નિષ્ઠુર હૃદયની નારી ! તારા ઉપર દયા કરવી એ દયાનો દુરૂપયોગ કરવા જેવું છે—દયાના નામને કારમું કલંક લગાડવા જેવું કાર્ય છે."

"કિશોર, કિશોર ! આ બધું તમે મારા ઉપર તરકટ રચી કાઢયું છે. તે બાબતમાં મારો જરાએ હાથ નહોતો."

"ઓ ઘાતકી પણ અબળાના રૂપમાં પ્રબળા ! આ તારો અન્તિમ સમય આવ્યો છે છતાં તું ખોટું શા માટે બોલે છે. આ ઉપરથી તારૂં અંતઃકરણ કેટલા પાપપંકજથી ખરડાએલું છે-તેનો તું પોતેજ વિચાર કર ! આ મારા મિત્ર કિશોરસિંહના કાકાનું ખૂન થયું, તે કોણે કર્યું—શા માટે કર્યું, એ બાબતની ચોકસી મારા પિતા બહુજ ચતુરાઇથી કરતા હતા. તેમની તમામ મહેનત ફળીભૂત થવાનો વખત સાવ પાસેજ આવેલો હતો ત્યારે પોતાની બેઆબરૂ થવાનો વખત હવે કેમે કરી ટાળી શકાય તેમ નથી, તેમજ તે બાબતમાં તમે કોઇ પણ રીતે ફાવી શકો તેમ નથી એવું જ્યારે તારા ભાઇને અને તને જણાઇ આવ્યું ત્યારે તમો દુષ્ટોએ તમારા પિતાની સાથે મળી જઈ મારા પિતાને મિજમાનીમાં બોલાવી તેના ઉપર વિષપ્રયોગ કર્યો એ વાત હું ભૂલી ગયો નથી અને કોઈ કાળે ભૂલી જઇ શકું તેમ પણ નથી. "કેમ, માયાવતી ! આ વાત તને સાંભરે છે તો ખરી ને ?"

"એ પણ મારા ઉપર તરકટ રચવામાં આવ્યું છે. મારા પિતા કેટલા સામર્થ્યવાન્ છે, તે તમે જાણતાજ હશો. તેમને ભલામણ કરી તમારા સંબંધીઓના મરણથી તમને જે કાંઇ નુકશાન કોઇએ કર્યું હશે, તે હું અપાવીશ. તમારી ઇચ્છા હશે તો તમને જાગીરો અપાવીશ પુષ્કળ માનમરતબો, ઘણું દ્રવ્ય અને તમારી જે કાંઇ ઈચ્છા હશે તે

હું મારા પિતા દ્વારાએ પૂર્ણ કરીશ પણ મહેરબાની કરી તમે મારા પ્રાણ લેશો નહિ—મને મારશો નહિ."

"તમારા લોકોને વચનની કિંમત શી છે? અબી બોલા ઓર અબી ફોક! તમારા જેવાં કપટનાં પૂતળાંઓ ઉપર વિશ્વાસ રાખે, એવો મૂર્ખ આ આખા નગરમાં એક પણ નિકળશે કે નહીં, તેની અમને તો શંકાજ છે." વિજયસિંહે કહ્યું.

"અરે વિજયસિંહ! આપણે આને આટલી સતાવી, એટલુંજ બસ છે. હવે વિશેષ વખત લગાડીશું તો આપણું કાર્ય બગડી જવાનો સંભવ છે. માયાવતી! હવે તારે કોઇનું સ્મરણ કરવું હોય તો ખુશીથી કરી લે!"

આવા તેઓના નિશ્ચયદર્શક વિચારો જોઇ માયાવતીએ એકદમ ગંભીર મુખમુદ્રા ધારણ કરી એટલે તેના શરીરમાં થએલો કંપનો આવિર્ભાવ અલોપ થઇ ગયો, આંખમાંનાં આંસુઓ વિલય પામી ગયાં અને ત્યાં એક પ્રકારના તેજસ્વીપણાનો પ્રાદુર્ભાવ થયો. થોડી વાર પછી તે સ્થળે ખુણામાં પડેલી એક પેટી તરફ અંગુલી નિર્દેશ કરી તે બોલી:—

"તમારા કહેવા પ્રમાણેજ જો તમારો પાકો નિશ્ચય થઇ ગયો હોય તો હું મરવાને માટે તૈયારજ છું. મરણ પામવા પહેલાં મારે એક કાર્ય કરવાનું છે. તે એ કે—આ પેટીમાં એક નોંધ છે. તે નોંધમાં અમો ત્રણેને હાથે આજ સુધી જે જે કાર્યો થયાં છે, તેની વિગતવાર હકીકત લખેલી છે. મારો, મારા પિતાનો અને મારા ભાઇનો તમે તરતમાં નાશ કરવાનાજ છો, એ જ્યારે નક્કીજ છે ત્યારે હવે અમારૂં ચરિત્ર ગુપ્ત રહે, એની કાંઇ પણ આવશ્યક્તા નથી. એટલા માટે હું તમને વિનંતિ કરૂં છું કે, તે નોંધ તમે તમારા કબજામાં લઇ લ્યો. પણ તેમાંની હકીકત અમારા ત્રણેના મરણ પછીજ તમે પ્રકટ કરશો, એવું મને વચન આપો. મેં મારા વંશની હકીકત

મારા પોતાનાજ હાથે લખીને તે પેટીમાં મૂકી રાખી છે. તે ઉપરથી તમે ઘણી ઘણી વાતો જાણી શકશો. તમે મારા દેખતાંજ તે નોંધ તમારા તાબામાં લઈ લ્યો. એટલું કામ થઈ રહે કે તરતજ હું મરવાને માટે તૈયાર છું. મને પરમાત્મા કે પરલોક ઉપર જરાએ વિશ્વાસ ન હોવાથી મારે કોઇનું પણ સ્મરણ કરવું નથી."

"એ વાત નિઃસંશય છે કે તમો ત્રણેનું ચરિત્ર બહુજ ગૂઢ અને મહત્વનું હોવું જોઇએ. અરે કિશોરસિંહ તે પેટી ઉઘાડ અને તેમાંથી તે નોંધ હસ્તગત કરી લે જોઉં !"

કિશોરસિંહ પેટી પાસે ગયો અને તેણે તેની પાસેજ પડેલી ચાવીઓનો ઝુમખો હાથમાં લીધો. તે જોતાંજ માયાવતીની મુખમુદ્રા બહુજ આનંદિત દેખાવા લાગી. તરતજ તે પોતાના ચહેરામાં પરિવર્તન કરી દીનવદને વિજયસિંહ પ્રત્યે બોલી કે—"શું હજુ પણ તમારા હૃદયમાં દયાનો આવિર્ભાવ થતો નથી? હું તમારે પગે પડું છું. તમે કૃપાવંત થઇ મને જીવિતદાન આપો !"

એમ એકદમ તે આગળ વધી વિજયસિંહને પગે પડી અને તેટલીજ ઉતાવળથી—ચપળતાથી—ઉઠીને ઉભી થઈ અને તેનાથી પાંચ દશ પગલાં દૂર જઇ ઉભી રહી. તે અત્યંત ક્રોધી મુખમુદ્રાએ તે બન્ને તરફ જોવા લાગી. આ સમયે તેની મુખમુદ્રા એટલી બધી બીભત્સ અને ભયંકરતાથી ભરેલી દેખાતી હતી કે જે જોઇ ત્યાં આવેલા બન્ને શસ્ત્રધારી પુરૂષોને અજાયબી ઉત્પન્ન થયા વિના રહી નહીં. પણ તેટલામાંજ એક એવો ચમત્કાર બન્યો કે તે બન્ને પુરૂષો એકદમ પૃથ્વી ઉપર પછડાઇ પડયા !

તે બન્નેના શરીરમાંથી પ્રાણ ઉડી ગયા હતા અને હવે ફક્ત તેમનાં મડદાંજ જમીન ઉપર પડયાં હતાં.

પેટીની કુંચી ફેરવતી વખતેજ તે કુંચીની જોડમાં એક અણુ-

કુંચી હતી તે કિશોરસિંહની એક આંગળીમાં પેસી જવાથી એક નાનકડી જખમ થઈ હતી અને તે જખમથીજ તેનો પ્રાણાંત થઈ ગયો હતો. વિજયસિંહને પગે પડતી વખતે તે કામિનીરૂપ કૃત્યાએ પોતાના હાથમાંની પેલી પ્રાણઘાતક મુદ્રિકાની ચાંપ દાબી સર્પમુખથી તેના પગ ઉપર એક ઘસરકો કરી દીધો હતો. તે કાળસર્પિણીએ તેના–વિજયસિંહના–અજાણપણામાં તેને દંશ દીધો અને તેજ દંશ તેના જીવનનું હરણ કરવા માટે પુરતો હતો.

તે પિશાચિની પ્રમદા બહુજ ત્વેષથી–ગુસ્સાથી તે મડદાં થઇ પડેલાઓના મસ્તક ઉપર લત્તાપ્રહાર કરતી બોલી–" અમારા દુશ્મનો આવી રીતે નાશ પામે છે. ઠીક છે, હવે તે ત્રણે પ્રધાનો તરફ અમારે અમારો મોરચો ફેરવવો પડશે. હવે તે ત્રણેનું બળીદાન અમારે પ્રથમ લેવુંજ પડશે. શું તેઓ અમારા વિરૂદ્ધ કાવતરાંઓ રચવાની હિંમત ધરી શકે છે ? પણ ફિકર નહીં, હવે તેમનો પણ સત્વરજ ઘાટ ઘડાઇ જશે. "

તેના મુખમાંથી ઉક્ત શબ્દો બહાર પડે તે પહેલાંજ ત્યાંનો છુપો દરવાજો ઉઘાડી ચૈતન્ય અંદર આવી દાખલ થયો. ત્યાં પડેલાં મડદાંઓ જોઈ તે બોલ્યો–" માયાવતી, માયાવતી ! આ શું ? આ શું ?"

" મહારાજા, આમાં કાંઈ વિશેષ નથી. જો આપ ઠરાવેલા સમયે અહીં આવી પહોંચ્યા હોત તો તમારી સમશેરનો ઉપયોગ બહુજ ઉત્તમ રીતે થયો હોત. આ બન્ને મારાઓએ અચાનક મારી ઉપર હુમલો કરવાથી મારે અન્ય સાધનો દ્વારાએ મારૂં આત્મસંરક્ષણ કરવાની જરૂર પડી. આમાં કાંઇ ભય પામવા જેવું છેજ નહીં. "

એમ કહી તે સ્ત્રી તે મડદાંઓ તરફ જોઇ વિકટહાસ્ય કરવા લાગી. જાણે કોઈ પિશાચિણી, પૈશાચિક લીલા કરતી હોયની ! એવો ભાસ તેને તે સ્થિતિમાં જોતાંજ કોઇને પણ થયા વિના રહી શકે તેમ નહોતું.

## પ્રકરણ ૪૩ મું.



### માનવ-શયતાન-કાળકુટ અને હલાહલ !

વિજયસિંહ અને કિશોરસિંહને પરલોકે પહોંચાડયા પછી બીજેજ દિવસે માયાવતી પોતાના ભાઇના મકાને ગઇ અને તેને મળી ગઇ રાત્રે બની ગએલા બનાવની હકીકતથી વાકેફ કર્યો. પોતાના પિતાની વિરૂદ્ધ ત્રણ પ્રધાનોએ કાવતરૂં રચ્યું છે, એ વાત સાંભળી તેના શરીરમાં નખશિખાન્ત સુધી ક્રોધ વ્યાપી ગયો, અને જરા ભય પણ લાગ્યો. તેણે પોતાની બહેનને કહ્યું-"હવે તે ત્રણે દુષ્ટ પ્રધાનોને એક પળ પણ જીવતા રાખવા એ કોઇ પણ રીતે શ્રેયસ્કર કે ઉચીત નથી. બનેલા બનાવની તમામ હકીકત પિતાજીને નિવેદન કરી તેમના તરફથી આ બાબતમાં શું શું બની શકે તેમ છે, તે પ્રથમ આપણે જાણી લેવું જોઇએ છે."

"આ બાબતમાં જે કાંઇ કરવામાં આવે તે બહુજ સાવધાન-તાથી કરવું જોઇએ. કાલે જે પુરૂષોને મેં મારી નાંખ્યા તેઓ જે કાંઇ બોલ્યા હતા તેમાંનો દરેકે દરેક અક્ષર ખરો હતો. તે ઉપરથી એટલું અનુમાન નિઃશંકપણે કરી શકાય તેમ છે કે, આપણું ઘણું ખરૂં સ્વરૂપ લોકોના જાણવામાં આવી ગયું હોવું જોઇએ. હમણાં હમણાં ગાંધાર નગરમાં પુષ્કળ મનુષ્યો અકસ્માત મરણ પામે છે, એવું એવું લોકો બોલ્યા કરે છે."

પોતાની કમ્મરના પટામાં ખોસેલું ખંજર બહાર કાઢી વનવીર બોલ્યો-"બહેન માયાવતી ! તેં મારૂં આ ખંજર જોયું છે ? એની તીક્ષ્ણ અણીને કાળકુટ વિષ પાવામાં આવ્યું છે !"

"એટલે શું ? આ ખંજરનો ઉપયોગ તે ત્રણે પ્રધાનોને હતા ન હતા કરવાના કાર્યમાં કરવો એમ તું કહેવા માગે છે ? એવું જો કાંઇ પણ તારા મનમાં આવતું હોય તો તારી બેવકુફી ગણાશે. આપણા શત્રુઓનું નિકંદન વિષપ્રયોગથીજ થશે, એ વાત સર્વથા સત્ય છે છતાં પણ તેઓનું કાસળ કુંચી કે વીંટી અથવા ખંજરથી કાઢી નાંખવું એ ઇચ્છવા જોગ નથી તેમ ઉચિત પણ નથી. તેઓ ધીમે ધીમે મરણ પામે એવી કાંઇક તદબીર આપણે ખોળી કાઢવી જોઇએ. તેઓના મરણનું ખરૂં કારણ કોઇના પણ સમજવામાં ન આવે તેવી ગોઠવણ આપણે બહુજ સાવધાનતાથી કરવી જોઇએ."

"બહેન માયાવતી ! તું મારા કરતાં ઉમ્મરમાં નાની છે, છતાં તારી બુદ્ધિ બહુજ તીક્ષ્ણ અને ઉંડી છે, એ હું વગર શંકા કે સંકોચે કબુલ કરૂં છું. ઠીક છે, હવે હું તે ત્રણ પ્રધાનોનું કાસળ પતાવી દેવાની ગોઠવણ કરૂં છું. તેઓ દશ દિવસ બાદ મરી જાય, એવું વિષ હું તૈયાર કરવા માંડું છું. અવન્તિનગરીમાંના ચતુરદત્ત નામના વૃદ્ધ વિષવૈદ્યે મને જે કાંઇ શીખવ્યું છે, તે ઘણીજ સારી રીતે મારા ધ્યાનમાં છે. તે વિષવૈદ્ય વિષ બનાવવામાં બહુજ પ્રવીણ અને કુશળ હતો, એમાં જરાએ શંકા નથી."

"ભાઇ વનવીર ! તું કહે તો તને ખરી વાત કહું ?"

"હા. ખુશીથી કહે બહેન !"

"તો સાંભળ. તે વૈદ્ય જે જે ખટપટ કરતો હતો તે મને જરાએ પસંદ નથી. ચૂર્ણ, અર્ક, ક્વાથ વિગેરેની ઘડભાંગમાં ન પડતાં આપણો હળાહળ અથવા કાળકુટ નામક જાલિમ વિષ તૈયાર કરવાનો માર્ગ મને બહુજ ગમે છે અને તેજ આપણે માટે બહુ ઉત્તમ માર્ગ છે."

"તારૂં કહેવું કાંઈ ખોટું નથી પણ તે વિષયેંચે આના સંબંધમાં જે એક બે ખુબીઓ મને શીખવી છે તે બહુજ સરસ છે. વારૂ, પણ ચૈતન્યદેવ શું કહે છે? તેની લાગવગથી અવન્તિનરેશ તટસ્થ રહેશે કે નહીં?"

"હા. મહારાજાધિરાજ માલવમહિપતિ ઉદાસીન–તટસ્થજ રહેશે. તેઓ ગાંધારનગરની રાજ્યખટપટ તરફ જરાએ ધ્યાન નહીં દે એવું ચૈતન્યદેવે મને વચન આપ્યું છે. અત્યારે તે આપણો દાસાનુદાસ બની ગયેલો હોવાથી આપણે તેની મારફતે ગમે તે કાર્ય કરાવી શકીશું; પણ તેમાં ફકત એકજ વાંધો છે અને તે એ કે તેઓને જેટલા વિલાસ–વૈભવો અને એશઆરામો ગમે છે, તેટલા કાંઈ યુદ્ધ પ્રસંગો પસંદ પડતા નથી. એટલા માટે મારે સાફ સાફ કહેવું જોઇએ કે આવતી કાલે જો કયાંએ લડાઇ થાય તો તેમાં–તે પ્રસંગે આપણને તેમના તરફથી અથવા અવન્તિપતિ તરફથી જરાએ મદદ મળી શકે તેમ નથી. તો પણ એક રીતે જોતાં આપણને તેમાં ફાયદોજ છે. કારણ કે જેમ તેઓ આપણને સહાયતા આપશે નહિ તેમ શત્રુને પણ મદદ કરશે નહિ."

"જો માલવમહીપતિ તટસ્થજ રહેશે તો હું આ દેશને પાદાક્રાંત કરી આ દેશનો સાર્વભૌમ રાજા થઇશ, એમાં જરાએ શંકા નથી. વારૂ પણ હવે તું તારા મકાને પાછી ચાલી જા, અને પિતાજીને મળીને આવતી કાલે મિજમાની કરવાની ગોઠવણ કર!"

માયાવતી પોતાના ભાઇની પરવાનગી લઇ સીધી ચૈતન્ય પાસે ગઇ. તેમનામાં–પરસ્પરમાં જે અનુચિત્ત પ્રેમ સંબંધનો પ્રાદુર્ભાવ થયો હતો તે હજુ તાજોજ હોવાથી તે બન્નેને પરસ્પરનો સહવાસ સુખકર અને મધુર લાગતો હતો.

માયાવતીના ચાલી જવા પછી વનવીરે પોતાના એક વિશ્વાસુ

નોકરને હાક મારી. તે સાથેજ તે નોકર અંદર આવ્યો. તે સેવક-નોકર તેના જમણા હાથ જેવો મૂછના વાળ જેવો અને ટુંકમાં કહીએ તો તે વનવીરના પ્રાણ જેવોજ તેને પ્રિય હતો. તેના ઉપર વનવીર બહુજ વિશ્વાસ રાખતો. પોતાના દરેક કામમાં તે તેને સામેલ કરતો હતો. તે પણ તેના જેવોજ નર રાક્ષસ ! એક માનવી શયતાન હતો. એમ હોવાથી શેઠ નોકરની જોડી બહુજ સારી બની હતી. વનવીરસિંહના અને તેની બહેન માયાવતીના તમામ કામની જગતમાં જો કોઇને ખરી માહિતી હોય તો તે નોકરનેજ હોવી જોઇએ અને હતું પણ તેમજ. તેનું નામ સમરસિંહ હતું. તે અંદર આવતાંજ વનવીરે તેને ઉદ્દેશીને કહ્યું—"સમર ! આપણે અત્યારે એક બહુજ મોટું અને મહાન્ મહત્વનું કામ કરવાનું છે. આવતી કાલેને કાલેજ આપણા ત્રણે દુશ્મનોને ભોંય ભેગા કરવાના છે, તેથી આજે આપણે તેઓ હતા ન હતા થઇ જાય તેવી પૂરેપૂરી તૈયારી કરી લેવાની છે માટે તું એ નોકરોને લઇ ભોંયરામાં જા !"

આ પ્રમાણેનું ફરમાન સાંભળી તે નોકર ત્યાંથી ચાલ્યો ગયો.

તેની પાછળ પાછળ થોડાજ વખતમાં વનવીર પણ ભોંયરા તરફ ચાલ્યો ગયો. આ ભોંયરૂં મકાનના એક ખુણામાં આવેલું હતું. તે તરફ ફક્ત હમેશાં જનાર—તેના અંતરગૃહમાંના—માણસોજ જઇ શકતા, તે શિવાય બીજાઓને તે તરફ જવાની સખત મનાઇ કરવામાં આવી હતી. તે ઠેકાણે સમરસિંહ બે જુવાનો સાથે પોતાનો માલેક આવે તે પહેલાંજ ત્યાં જઇ બેઠો હતો. તે ભોંયરામાં કાંઇ બહુ સામાન નહોતો. અવન્તિનગરીમાં વિષવૈદ્ય ચતુરદત્તના ઓરડાનું વર્ણન—તેમાંથી દરિદ્રતાને બાદ કરી દઇએ તો તે ભોંયરાને તદ્દન મળતું આવતું હતું. એક માંસભક્ષક હિંસ્ર પશુના શરીરમાંથી જેવી દુર્ગંધિ નિકળે છે તેવીજ દુર્ગંધિ તે ભોંયરામાં ફેલાએલી હતી. વનવીર

પણ તે ત્રણે જણાઓને આવી મળ્યો અને પોતાના ઇમાનદાર નોકર સમરસિંહને ઉદ્દેશીને બોલ્યો—

"અરે સમર! આ જો તો ખરો, બધી શીશીઓ ખાલી થઇ ગઈ છે, તે આજેને આજેજ પાછી ભરી રાખવી જોઇએ."

"ઠીક છે, તેમ કરવા અમે સર્વ રીતે તૈયારજ છીએ. પછી તે પોતાની સાથેના એ જુવાનો તરફ વળીને—તેમને ઉદ્દેશીને—બોલ્યો—"ભાઇઓ, આગળ હવે શું કરવાનું છે તે તો તમે જાણોજ છો!"

તે ત્રણે પોતપોતાની બાંહ્યો ઉંચે ચઢાવી તૈયાર થઈ ગયા અને વનવીરે પણ પોતાનું વિષ પાયેલું ખુનખાર ખંજર બહાર કાઢયું. સમર બોલ્યો—"નામવર સરકાર! આપને આટલા બધા સાવધ થવાની કાંઇ જરૂર નથી. અમો ત્રણે જણા તે પશુને જકડી નાંખીશું."

એમ કહી તે ભોંયરાની દિવાલની એક ખીંટી ઉપર ટીંગાતો પડેલો ચામડાનો તોબરો તેણે હાથમાં લીધો અને પછી તે ભોંયરામાંની એક કોટડીનો દરવાજો ઉઘાડયો. તેમાં એક મોટું જબરદસ્ત લોઢાનું પાંજરૂં હતું. આ પાંજરામાં એક મોટી કાયાવાળું રીંછ આમથી તેમ અને તેમથી આમ ફરફર કર્યા કરતું હતું. સમરસિંહે તે પાંજરાનો દરવાજો ઉઘાડયો એટલે તે રીંછ બહાર પડયું અને ભોંયરાના મોટા ઓરડામાં આવ્યું. સમરે તે રીંછને મોંઢે પોતાના હાથમાંનો તોબરો બહુજ કુશળતાથી અને ચપળતાથી ચઢાવી દીધો. તેટલામાં તેના સોબતીઓએ રીંછના પાછલા પગ અને આગલા પગ જબરદસ્ત મક્કમ દોરડાની આંટીઓ નાંખી જકડી લીધા. આ પ્રમાણે રીંછને નિરૂપદ્રવી કરવામાં આવ્યું. તે જોતાંજ વનવીર આગળની તૈયારી કરવા લાગ્યો. તેણે એક કબાટમાંથી એક ડબ્બો કાઢી તેમાંથી આછા આસમાની રંગના કાંકરાઓ કાઢયા. તેમાંથી પોતાને જોઇએ તેટલા વજન કરી લઈ એક ખરલમાં નાંખી તેમાં યોગ્ય માપ પ્રમાણે

પાણી નાંખી તેઓને વાટી નાંખી તેણે રગડો બનાવ્યો. આવી રીતે વનવીરે એક જાતનું મિશ્રણ તૈયાર કર્યું. તે કાંકરા સોમલના હતા.

તૈયાર કરવામાં આવેલું સોમલનું મિશ્રણ એક નાળચા વાટે જબરદસ્તીએ તે બાંધી રાખેલા રીંછના પેટમાં પધરાવી દેવામાં આવ્યું. ત્યાર પછી રીંછના બાંધી રાખેલા આગલા પગ છુટા કરવામાં આવ્યા અને તે રીંછને ઉંધે માથે ટીંગાડી દેવામાં આવ્યું. પછી તે રીંછના મુખની નીચેજ એક મોટું ચાંદીનું પાત્ર મૂકવામાં આવ્યું. થોડી વાર પછી તે ઉંધે માથે ટાંગેલા રીંછના મુખમાંથી નીચેના પાત્રમાં ફીણ ઝરવા માંડયું.

આ વખતે તે જગ્યાએ નાકને કઠોર થઇ પડે, એવો લસણ સરખો વાસ આવવા લાગ્યો. લગભગ એક ઘડી સુધી તે રીંછના મુખમાંથી ફીણ ઝર્યું હતું. ત્યાર પછી થોડીજ વારમાં વેદનાને સહન કરતો તે રીંછ મરણ પામ્યો.

રીંછના મોંઢામાંથી ઝરીને એકત્ર થએલું ફીણ વનવીરે એક શીશીમાં ભરી લીધું.

વાંચકો! આ તમામ હકીકત આપને વિચિત્ર લાગશે પણ જારણ, મારણ, ઉચ્ચાટન ઇત્યાદિક વામમાર્ગનાં સાધનો જે ગ્રંથોમાં દર્શાવવામાં આવ્યાં છે, તે જુના તંત્રગ્રંથો જો આપ વાંચી જોશો તો તમને ઉક્ત પ્રયોગ કરતાં વધારે અઘોર પ્રયોગો તેમાં જણાઈ આવશે.

વનવીરસિંહે અત્યારે જે વિષ તૈયાર કર્યું હતું તેજ વિષનો અનેક રીંછો ઉપર પ્રયોગ કરવામાં આવ્યા પછી જે વિષ તૈયાર થાય તેને હલાહલ એવું નામ આપવામાં આવે છે. તે હલાહલ વિષનો એકજ રક્તના કણની સાથે સંયોગ થતાંજ તત્કાલ માણસનું મરણ થાય છે. અત્યારે વનવીરસિંહને જેઓની ઉપર વિષપ્રયોગ કરવાનો હતો, તેઓના તત્કાળ પ્રાણ જાય, એ તેને માટે હિતકર ન'હોવાથી

તે વિષને બહુજ સૌમ્ય કરવાની જરૂર હતી. તે વિષને સૌમ્ય કરવા માટે વનવીરસિંહે કેટલાંએ સસલાંઓ અને કુતરાંઓ ઉપર પ્રયોગ કર્યા, તે સર્વેનું અહીં વર્ણન કરવાની આવશ્યકતા નથી.

તેની ધારણા પ્રમાણે વિષ તૈયાર થઈ જતાંજ તેણે તે એક નાનકડી શીશીમાં ભરી, તેની ઉપર પોતાના નામનું સીલ મારી તે શીશી પોતાના વિશ્વાસુ સેવક સમરસિંહને આપતાં તેણે કહ્યું–"સમર ! આ શીશી ભોજનશાળા અધિકારીને આપી આવજે. આ વિષ જેઓને આપવાનું છે, તેઓનાં નામ તો તું જાણેજ છે. હંમેશના રીવાજ પ્રમાણે આ વિષ રંગહીન અને રૂચીહીન હોવાથી કોઇ પણ પદાર્થમાં મેળવવામાં આવશે તો તેની કોઇને પણ ખબર પડશે નહિ."

"જેવી આપની આજ્ઞા ! આપની આજ્ઞા પ્રમાણે હું તમામ કામ કરી નાંખીશ." એમ કહી સમરસિંહ પોતાના માલેકને નમસ્કાર કરી ચાલ્યો ગયો.

ત્યાર પછી વનવીરસિંહ પણ પોતાના પિતાની પાસે ગયો. પિતા પુત્રની મસલત બહુજ વખત સુધી થઇ. આખરે બીજેજ દિવસે સાયંકાળે રાજ્યમેમાન તરીકે આવેલા મહારાજા ચૈતન્યદેવને એક મોટી મિજમાની આપવાનો તે પિશાચી પિતા અને પાપી પુત્રે વિચાર નક્કી કર્યો. તરતજ નગરમાંના મોટમોટા માણસોને આમંત્રણો મોકલવામાં આવ્યાં. સેનાધિપતિ શાર્દૂલસિંહ, ન્યાયમંત્રી દેવદત્ત અને મુખ્ય સચિવ ચંદ્રરાય એ ત્રણે પ્રધાનોને પણ આમંત્રણ આપવાનું ભૂલી જવામાં આવ્યું નહિ.



# પ્રકરણ ૪૪ મું.

## રંગમાં ભંગ.

મહારાજા ચૈતન્યદેવનો હાથ પકડી લગભગ ચાર ઘડી રાત વ્યતીત થતાંજ આમંત્રિત મંડળ સાથે રાજા હરનામસિંહ ભોજનશાળામાં આવ્યો. તે સ્થળે મિજમાનો માટે યોગ્યતા પ્રમાણે આસનો નક્કી કરવામાં આવ્યાં હતાં. ભોજનશાળાને બહુજ ભપકાબંધ બનાવવામાં કોઈ પણ જાતની ખામી રાખવામાં આવી નહોતી.

રાજા હરનામસિંહ પોતે બહુજ વિલાસપ્રિય અને મનમોજી મનુષ્ય હોવાથી તેને માટે હંમેશાં ભોજનશાળામાં અનેક પ્રકારનાં પકવાન્નો તૈયાર કરવામાં આવતાં. પણ આજે તો મણીપુરાધિપતિ મહારાજા ચૈતન્યદેવને મિજમાની આપવાના હોવાથી જુદી જુદી જાતનાં અનેક પકવાન્નો બનાવવામાં આવ્યાં હતાં.

મિજમાનીની શરૂઆત થયે એક ઘડી થઇ ગઇ હતી. જમતાં જમતાં મેમાનમંડળ અનેક પ્રકારના વિષયો ઉપર વિવેચન કરતું હતું. આખરે વિષમણીના સંબંધનો વિષય નિકળ્યો. મિજમાનોમાંના એક સરદારે કહ્યું—" જગત્માં કેટલાક વિષમણિ છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે. વિષમણિ પાસે હોય તો મનુષ્યને વિષબાધા થતી નથી. કારણ કે વિષમણિ શરીરમાંના સર્વ વિષનું આકર્ષણ કરી લે છે અને તેવી આકર્ષક શક્તિ તેનામાં કુદરતી રીતેજ હોય છે. વિષનું આકર્ષણ કરી લીધા પછી તે વિષમણિનો રંગ કાળો થઇ જાય છે."

" આ બધાં ટાઢા પહોરનાં ગપ્પાં છે. માનવપ્રાણીની કલ્પનાશક્તિ બહુ તીવ્ર હોય છે. તે કલ્પનાશક્તિની આ એક રમત છે.

નાનપણથીજ તેવા મણિના સંબંધમાં પુષ્કળ વાતો મારા સાંભળવામાં આવેલું છે પણ તેવો વિષમણિ કોઇએ પ્રત્યક્ષ જોયો હોય, તેવો પુરૂષ મને મળ્યો નહિ." એક બીજા સરદારે કહ્યું.

"સરદારો! આવી રીતે તમો બન્ને વાદવિવાદ કરશો તો તમારી વાતનો કાંઇ પણ ફેંસલો થઇ શકે તેમ નથી. પ્રત્યક્ષ પ્રમાણ જો તમને દ્રષ્ટિગોચર થશે તોજ તે બાબતની સત્યતાની તમને ખાત્રી થશે. પરમાત્માની કૃપાથી તમને ખાત્રી કરી આપવાનું સાધન મારી પોતાની પાસેજ છે, એ અત્યંત આનંદની વાત છે. મારી પાસે એક વિષમણિ છે તે હું તમને દેખાડીશ." રાજા હરનામસિંહે તે સરદારોને ઠંડા પાડવા માટે કહ્યું.

થોડી વાર પછી તે પોતાના ગળામાં દંડમાં અને પોંચામાં જોવા લાગ્યો પણ તે વિષમણિ તેને પોતાના શરીર ઉપર હોય તેમ જણાયું નહીં, તેથી તેણે પોતાની પાછળ ઉભેલા પોતાના એક ખીદમતગારને કહ્યું–"અરે, તું મારા ખાનગી દિવાનખાનામાં જા અને પેલા મોટા કબાટમાં મેં તે વિષમણિ મૂકી રાખ્યો છે તે અહીં લઇ આવ. તે કુંદનમાં જડાવેલું છે. તેને સુવર્ણની નાની સાંકળી બાંધેલ હોવાથી તે ગળામાં પહેરી શકાય છે અને દંડ ઉપર કે પોંચા ઉપર પણ બાંધી શકાય છે. તે વિષમણિ સદા સર્વદા મારા શરીર ઉપરજ રહે છે પણ શી ખબર કે આજે હું તે બાંધતાં કેમ ભૂલી ગયો? તે મારા કબાટમાંજ પડેલો છે."

"જ્યારે ખુદ સરકારના મુખેથીજ આ વાદવિવાદનો ફેંસલો થઇ ગયો છે ત્યારે હવે તે બાબતમાં કોઇએ પણ શંકાકુશંકા કરવાનું કાંઇ પણ કારણજ નથી."

"સરકારના કથનમાં મને કાંઇ શંકાજ નથી. જ્યારે તે ચમત્કારિક વસ્તુ આપણા નામદાર સરકાર પાસે છે ત્યારે તો આપણે

જોવીજ જોઇએ."

"તે વિષમણિ સર્વેને બહુજ આનંદથી દેખાડવા હું ખુશી છું-તૈયાર છું અને તે આપણે સર્વે જમી રહ્યા પછી જોઇશું."

જમતાં જમતાં ભોજનશાળાના અધિકારીની અને વનવારસિંહની નજર મળતાં તેઓએ પરસ્પરને ઇસારો કર્યો. તે ઇસારાનો એવો અર્થ હતો કે-"કામ ફત્તેહ!"

મિજમાન મંડળ જમી કરી મોટા દિવાનખાનામાં તાંબુલ ભક્ષણ-મુખવાસ લેવા-માટે આવ્યું. તેઓ સર્વે તાંબુલ ભક્ષણ કરતા હતા તેટલામાં તે વિષમણિ લેવા માટે ગએલો નોકર ઉતાવળો ઉતાવળો તે દિવાનખાનામાં દાખલ થયો. આ સમયે ભયથી તેની મુખમુદ્રા કાળા ઠીકરા જેવી થઈ ગઇ હતી. તેનું આખું શરીર પરસેવાથી લદબદ થઈ ગયું હતું. એવી તેની સ્થિતિ ત્યાં એકત્ર થએલા મિજમાનોના જાણવામાં આવી એટલે તે સર્વે જણાઓ આશ્ચર્ય પામી તેના તરફ જોવા લાગ્યા.

"અરે! તારી આવી સ્થિતિ શાથી થઇ ગઈ? તને કાંઇ થતું તો નથી ને?" હરનામસિંહે તે નોકરને પૂછ્યું.

"સ...ર...કાર...હું... તદ્દન...ગભ...રાઈ ગ..."

બોલ, બોલ! આગળ બોલ. ડર નહિ, જે કહેવું હોય તે તરત કહી દે, અમને આમ શંકામાં ન રાખ."

અન્નદાતા! આપનો જો અત્યંત આગ્રહજ છે તો હું કહું છું. સાંભળો રાજન્! "હું આપના ખાનગી દિવાનખાનામાં આપ નામદારની આજ્ઞા મુજબ વિષમણિ લેવા હાથમાં દીવો લઇને ગયો. મેં આપના દિવાનખાનાનો દરવાજો ઉઘાડયો. ઉઘાડતાંજ એકદમ પવન આવવાથી મારા હાથમાંનો દીવો ઓલવાઇ ગયો. છતાં પણ બહુજ અજાયબી ભરેલી વાત-ચમત્કારિક બનાવ એ છે કે, નામદાર! આપના

દિવાનખાનામાં સાવ અંધકાર હતો છતાં મને ત્યાં અનેક દીવાઓ દેખાયા ! ! ”

“ તું આ શું બોલે છે ? શું મારા ખાનગી દિવાનખાનામાં તેં દીવા જોયા ? મારી ગેરહાજરીમાં કોઇને પણ ત્યાં જવાની સખત મનાઈ છે છતાં ત્યાં કોણે દીવા પ્રકટાવ્યા ? આજ બપોર પછી હું મારા તે ખાનગી દિવાનખાનામાં ગયોજ નહોતો. ”

‘ અન્નદાતા ! ત્યાં કાંઈ સાક્ષાત્ દીવા નહોતા. હું જે કાંઈ કહેવાનો છું, તે તમામ શ્રવણ કરી લીધા પછી આપ નામદારની ખાત્રી થશે. સરકાર ! આપને અને અહીં એકત્ર થએલા મોટા માણસોને ખોટું લાગે તેવી વાત મારે અહીં ન કહેવી જોઇએ ! ”

“ બસ બસ ! તે કાંઈ નહિ ચાલે. તેં જે કાંઈ જોયું તે સર્વે તારે કહેવુંજ પડશે. બોલ, અરે ભલા માણસ, સત્વર બોલ કે તેં ત્યાં શું જોયું ? ”

તે નોકરની મુખમુદ્રા અને એકંદર વર્તણુંક અને રાજા હરનામ-સિંહનો અતિશય આગ્રહ, એ ઉપરથી ત્યાં એકત્ર થએલા લોકોએ અનુમાન કર્યું કે કોઇ પણ જાતની એકાદ આશ્ચર્યજનક વાત આપણા સાંભળવામાં આવશે, માટે તે સર્વે તે નોકરની મુખમુદ્રા તરફ જોવા લાગ્યા.

“ તે ઠેકાણે એક અશુભ દેખાવ મને દેખાયો. હું સાફ સાફ અને સાચેસાચું કહું છું તે માટે સરકાર, મને ક્ષમા કરશો. તે ઠેકાણે ગળામાં રક્તમય ફૂલોની માળા પહેરાવવામાં આવી છે, એવું આપનું આ...પ...નું......આ ..પ...નું...”

“ મારૂં શું ? ”

“ નામવર આપનું મડદું મારા જો......”

તે સેવકના મુખમાંથી ઉક્ત શબ્દો નિકળતાંજ ત્યાં એકત્ર

થએલા સર્વે મનુષ્યોની મુખમુદ્રા ઉપર ઉદ્વેગની છાયા છવાઈ ગઈ. તેઓ રાજાના અને સેવકના મુખ તરફ આશ્ચર્યચકિત થઇ જોવા લાગ્યા.

થોડી વાર પછી વનવીરે તે સેવકને ધધડાવીને પૂછ્યું કે—"એવો તને ખરેખરો ભ્રમજ થયો હતો કે તું અમને બીવરાવી મારવા કાંઇક ધાપ તો નથી મારતો ને ?"

"હું તેવો દેખાવ જોઇને કેટલો બધો ભયભીત થઇ ગયો છું તે તમેજ જુઓ. આ અશુભ સમાચાર હું કહેવા નહોતો માગતો પણ મહારાજા સાહેબે આગ્રહ કરવાથી મારે તેવી દુર્વાર્તા કહેવી પડી. આવી અશુભ ખબર આપને આપવામાં તેમજ આપને બીવરાવવામાં મને શો ફાયદો છે ?"

"અરે, તું મારા દિવાનખાનામાં વિષમણિ લેવા ગયો હતો તેનું શું થયું ?" એવું રાજાએ તે સેવકને પૂછયું ખરૂં પણ તે સમયે તેની મુખમુદ્રા ભયભિત હતી અને પ્રસંગાવધાન તેનું ભાન નષ્ટ થયું હતું.

પોતાના ખીસ્સામાંથી મણિ કાઢી તે નોકર બોલ્યો—

"સરકાર, મેં અંધારામાંજ આપનું કબાટ ઉઘાડયું. કબાટમાં હાથ ફેરવતાં આપે કહેલી જગ્યાએથી આ મણિ મળી આવ્યો છે."

"લાવ, અહીં લાવ !"

રાજાએ બહુજ ઉત્સુકતાથી તે મણિ પોતાના હાથમાં લીધો, અને તે ત્યાં એકત્ર થએલા મિજમાનોને દેખાડતાં રાજાએ કહ્યું—

"સદ્‍ગૃહસ્થો ! આ જુઓ, આ એક વિષમણિ છે. આનો રંગ ધોળો છે તે તમે જુઓજ છો. જેને વિષપ્રયોગ થયો હોય તે મનુષ્યના શરીર ઉપર જો આ મણિ થોડી વાર સુધી રહે તો તે કાળો કોયલા જેવો થઇ જાય છે." એમ કહી રાજાએ તે વિષમણિ પોતાના પોંચા ઉપર બાંધ્યો. એક પળવારમાંજ તે મણિનો રંગ

બદલાઈ ગયો; તે ક્ષણે ક્ષણે અધિકાધિક કાળો થતો જાયછે એમ ત્યાં એકત્ર થએલા મનુષ્યોને દ્દગ્ગોચર થયું. પોતાના ઉપર વિષપ્રયોગ થયો છે, એ વાત રાજાના જાણવામાં આવવાથી તે બહુજ ગભરાયો અને જ્યાં બેઠો હતો ત્યાંજ પછડાઇ પડયો.

ઉક્ત બનાવ બને છે તેટલામાંજ પોતાના પેટમાં કંઇ કંઈ થાય છે, એવો વનવીરસિંહને ભાસ થયો. તેના મનમાં પણ એક પ્રકારનો ચમત્કારિક સંશય ઉત્પન્ન થયો; તેને એટલે વનવીરસિંહને તેવી સ્થિતિમાં જોતાંજ ચૈતન્યે તેની પાસે જઇ તેના કાનમાં કહ્યું કે-" વનવીર! તમારી ગોઠવણમાં ભૂલ થવાથી આ ઘોટાળો થયો છે. તમે જે પ્રધાનોના પ્રાણ લેવા માગતા હતા તેઓ તો સહી-સલામત છે પણ તેને બદલે તમારા પિતાજી ઉપર, મારા ઉપર અને તમારા ઉપર એમ આપણા ત્રણે ઉપર વિષપ્રયોગ થઈ ગયો છે. જુઓ, મારા પેટમાં પણ ચુંથારો થવા લાગ્યો છે!"

ચૈતન્યના શબ્દો સાંભળતાંજ વનવીરનું મોઢું ઉતરી ગયું પણ તે ઉધ્ધીતું અવસાન લાવીને બોલ્યો-" તમે શું કહો છો તેની મને સમજ પડતી નથી."

" મારી પાસે વાત છુપાવવાની કાંઇ પણ જરૂર નથી કારણ કે માયાવતીએ પહેલાંથીજ તમારા બધા વિચારો મને કહી દીધા છે. હવે વધારે વખત ન વીતાવતાં જે કાંઇ ઉપાય તમારા પોતાના બચાવ માટે કરવા હોય તે તરતમાંજ કરવાની કોશીશ કરો."

" મારૂં હું જોઇ લઇશ પણ તમારૂં શું થશે?"

" મારી ફિકર તમે જરાએ કરશો નહિ, મારે પણ જે કાંઇ ઉપાય કરવો હશે તે હું કરીશ."

વનવીર અને ચૈતન્ય બન્નેમાં ઉપર પ્રમાણેની વાતચિત થઇ રહી એટલે જ્યાં પોતાનો પિતા રાજા હરનામસિંહ પછડાઇ પડયો

હતો અને મિજમાનો તેની આસપાસ એકત્ર થઈ ફરી વળ્યા હતા ત્યાં વનવીરસિંહ આવીને ઉભો રહ્યો.

આવી રીતે આનંદદાયક પ્રસંગ એક દુઃખદ પ્રસંગમાં ફેરવાઈ ગયો. રાજા હરનામસિંહ તથા વનવીરસિંહે બીજાને માટે જે ખાડો ખોદી રાખ્યો હતો તેમાં તે પિતા–પુત્ર પોતેજ પડયા. જેઓને ફસાવવા ધાર્યા હતા તે ત્રણે પ્રધાનો સહીસલામત બચી ગયા. ઉપર પ્રમાણેનો બનાવ બનવાથી મિજમાનીના આનંદાયક રંગમાં ભંગ થઇ ગયો. મિજમાની મિજમાનીને ઠેકાણે રહી અને ત્યાં એક જાતનો બીજોજ દેખાવ બની ગયો.



## પ્રકરણ ૪૫ મું.



### પિતા મર્યો અને પુત્ર બચ્યો !

રાજા હરનામસિંહ ઉપર થએલા વિષપ્રયોગ ઉપર ઓષધોપચાર કરવાની ધમાલ થવા લાગી. એકત્ર થએલા મનુષ્યોને જે જે ઉપાયો સૂઝયા તે તે તેઓએ કહી દેખાડયા. રાજવૈદ્ય પણ તરતજ તે સ્થળે આવી પહોંચ્યો. આ ગડબડનો લાભ લઇ વનવીર ત્યાંથી ખસી ગયો. પોતાના પ્રાણનું સંરક્ષણ કરવાની અતિશય આવશ્યકતા હોવાથી તે પોતાના પિતાના પ્રાણની બહુ દરકાર ન કરતાં પોતાના ખાનગી મકાનમાં આવી દાખલ થયો. પોતાના મકાનમાં આવતાં પોતાના પ્રમાણિક નોકર સમરસિંહને કાંઇક હુકમ આપી તે ભોંયરા તરફ ગયો. ત્યાં ગયા પછી તેણે એક વિષ ઉતારવાની દવા લીધી અને ખૂબ મોટીમોટી અને ભારે રજાઇઓ ઓઢી તે સૂઇ ગયો. ત્યાં પડયો પડયો તે ઉદાસીન ચિત્તે બનેલા બનાવની બાબતમાં વિચાર કરવા લાગ્યો. તે સ્થિતિમાં લગભગ એક ઘડી સુધી વનવીર પડયો રહ્યો

હશે તેટલામાં તેનો સેવક સમરસિંહ તેની પાસે આવી પહોંચ્યો, તેને વનવીરે પૂછ્યું કે-"કેમ સમર બધી તૈયારી થઈ ગઈ?"

"હા. પૂરેપૂરી સર્વ તૈયારી થઈ ગઇ."

પછી એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં વનવીર એકદમ ઉઠ્યો. સમરની સાથે તે ભોંયરામાંના બીજા ઓરડામાં ગયો. જે ઓરડામાં વિષ બનાવવાનાં સાધનો રાખવામાં આવ્યાં હતાં તેની જોડમાંજ તે ઓરડો હતો કે જ્યાં અત્યારે સમર સાથે વનવીરસિંહ આવ્યો હતો.

આ ઓરડામાં મૂર્તિમાન અંધકારનું સામ્રાજ્ય છવાએલું હતું. તેની વચમાંજ એક લોઢાના પાત્રમાં ખૂબ અગ્નિ સળગાવી દીધો હતો, તેના તાપથી ઓરડો અચ્છી રીતે ગરમ થઈ ગયો હતો. એક ખુણામાં એક પલંગ પડયો હતો તેના ઉપર મચ્છરદાનીને બદલે ચારે તરફથી ગરમ વસ્ત્રો વીંટી લેવામાં આવ્યાં હતાં. બીજા એક ખુણામાં સમાંતર એવા ચાર ખુંટાઓ ઠોકેલા હતા. ઉપરના ભાગમાં મજબુત જાડી સાંકળના ચાર કટકા લટકતા હતા. જે ઠેકાણે ખુંટા હતા તેજ ઠેકાણે એક મોટો પાટલો બે ત્રણ ઝેર પાએલા છરાઓ અને એક જબરદસ્ત લાકડાનો ધોકો એટલાં આયુધો રાખવામાં આવ્યાં હતાં.

સમર અને વનવીરસિંહ તે ઓરડામાં આવતાંજ સમરસિંહે બીજો એક દરવાજો ઉઘાડયો તો તેની બહાર ચાર જુવાન માણસો એક જબરદસ્ત પાડાની પાસે ઉભા હતા. પાડાને તે ઓરડામાં લાવવામાં આવ્યો. સમરસિંહે ત્યાં પડેલો લાકડાનો સોટો લઇ તે પાડાના મસ્તક ઉપર બે ચાર પ્રહાર કર્યા એટલે તે જબરદસ્ત જનાવર એકદમ મૂર્છા ખાઇ ધબ કરતો કે જમીન ઉપર પછડાઇ પડયો. તરતજ તેને ચાર ખુંટાઓની પાસે લાવવામાં આવ્યો અને ચારે

પગે બાંધી તેને ચત્તો કરી ઉંચો ટીંગાડવામાં આવ્યો. આવું નિર્દયી કૃત્ય કરવામાં તે નરરાક્ષસોને કાંઇ વધારે વખત લાગ્યો નહિ.

પછી એક સેવકે હાથમાં છરો લઈ તે પાડાના પેટમાં લગભગ એક વાર ચોરસ ફાંકુ પાડયું; ફાંકુ બરાબર પડતાંજ તે નરાધમોએ તે પાડાનાં આંતરડાં બહાર કાઢી તેનું પેટ પોલું કરી નાંખ્યું. તે પોલમાં તરતજ વનવીરસિંહે પ્રવેશ કર્યો અને પોતાનું આખું શરીર તે પાડાના રક્તમાં રંગી નાંખ્યું.

વનવીરસિંહ અને માયાવતી એ બન્ને કેવા પ્રકારનાં મનુષ્ય પ્રાણીઓ હતાં, એ અમારા ચતુર વાંચકો, જાણી ચૂક્યા હશે. પોતે તૈયાર કરેલા વિષની કૃતિ બરાબર સફળ થઈ છે કે નહિ, વિષનું જોર કે તીવ્રતા કેટલી છે, તે જાણી લેવા માટે તેઓ તે વિષપ્રયોગ પોતાની ઉપર અજમાવવામાં પણ પાછાં હઠતાં નહિ. તે વિષપ્રયોગના ઉતારા તેમની પાસે એટલા બધા તો અકસીર અને અચુક હતા કે જેથી તેમને પોતાના માટે કોઇ પણ પ્રકારની ચિંતા રાખવા જેવું હતુંજ નહિ. પરંતુ તે બન્ને બહેન ભાઈ વિષપ્રયોગના જેટલા ઉતારા જાણતાં હતાં તે સર્વેમાં પાડાના શરીરમાં પેસવાનો અને તેના ઉના ઉના રક્તથી શરીરને રંગી લેવાનો ઉતારો શ્રેષ્ઠ અને અકસીર હતો તેથી તેઓ આ વિષના નિવારણનો આ પ્રયોગ ખાસ કરતા હતા.

થોડો વખત તે પાડાના પેટમાં રહ્યા પછી વનવીરસિંહ બહાર નિકળ્યો અને તરતજ તે પલંગ ઉપર જઇ સૂઇ રહ્યો. પછી તેના સેવક સમરસિંહે તેને ખૂબ ગરમ વસ્ત્રો ઓઢાડ્યાં એટલે તેના શરીરમાંથી ખૂબ પરસેવો છુટવા માંડ્યો. તે લુંછી નાંખવા માટે જ્યારે સમરસિંહ તેની પાસે આવ્યો ત્યારે તે તેને કહેવા લાગ્યો કે–

"મારા પિતાજી બચે તેવું મને લાગતું નથી. અત્યારે તેઓની અવસ્થા થઈ ગએલી હોવાથી વિષની અસર તેમના ઉપર બહુજ

સખ્ત રીતે થશે. તેઓ રક્તસ્નાન કરે તો બચે ખરા પણ તેમની પાસે બહુજ સરદારો એકત્ર થવાથી તે કાર્ય બનવું અશક્ય છે. તેઓ આ ભયંકર પ્રસંગમાંથી મુક્ત થાય, તે બનવાજોગ નથી. સમરસિંહ! જ્યાં સુધી પિતાજી હયાત છે ત્યાં સુધીમાં તારે એક બહુજ મહત્વનું કામ કરવાનું છે. તું અત્યારે ને અત્યારે રાજ્યભુવનમાં જા. તને જો ત્યાં કાંઈ નવા જુની થશે, એમ લાગે તો એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં પિતાજીના ખાનગી દિવાનખાનામાં ચાલ્યો જજે. ત્યાં એક મોટું કબાટ છે તેમાં જે કાંઇ કાગળપત્રો તને મળે તે તમામ તારા કબજામાં લઈ લેજે. ત્યાં કોઇ પણ પ્રકારના મૂલ્યવાન્ પદાર્થો મળે તે પણ લઈ લેજે. પછી તે સર્વ લઇને મારી પાસે ચાલ્યો આવજે. જો, તને સરળ માર્ગે દિવાનખાનાની કુંચી મળી શકે તો તો ઠીકજ છે નહિ તો જે માર્ગે તારો તે દિવાનખાનામાં પ્રવેશ થઈ શકે તેમ હોય, તે માર્ગે દિવાનખાનામાં પ્રવેશ કરીને મેં કહેલું કામ તારે જરૂર કરવાનું છે. આ કામ કરતાં તને કોઈ હરકત કરે કે અટકાવે તો તેનો સત્વર નાશ કરવા માટે કાળકુટ વિષ પાયેલું મારૂં ખંજર સાથે લઈ જજે!”

લગભગ અર્ધા રાત્રિને સમયે સમરસિંહ પોતાના ત્રણેક વિશ્વાસુ માણસો સાથે લઇ પોતાના માલેક વનવીરસિંહના હુકમ પ્રમાણે કાર્ય કરવા માટે રાજ્યમહેલમાં જઇ પહોંચ્યો. તે ચારે જણાંઓએ પોતાના શરીરોને કાળાં વસ્રોથી ઢાંકી લીધાં હતાં.

રાજા હરનામસિંહ ઉપર વિષપ્રયોગ થયાની વાત વિદ્યુદ્વેગે આખા શહેરમાં પ્રસરી ગઇ. તે કારણથી આખું ગાંધારનગર ખળભળી ઉઠયું. શહેરમાંના લોકો આમથી તેમ અને તેમથી આમ ફરવા લાગ્યા. રાજ્યક્રાન્તિ કરવા માટે ઉત્સુક થએલા લોકોને આ બનાવથી બહુજ આનંદ થયો. તેજ પ્રમાણે હવે તરતમાંજ શહેરમાં ધામધુમ

થવા માંડશે, એ વાત જે બદમાશ લોકોના જાણુવામાં આવી ગઇ તેઓએ લુંટફાટ કરવા માટે આ સમયને ઉચિત માનીને ચોરીઓ, લુંટફાટ–ધાડ, ખૂન વિગેરે કાળાં કર્મો વડે એકજ રાત્રિમાં આખા ગાંધારનગરને ફેરવી નાંખી, તેને સાક્ષાત્ યમપુરીજ બનાવી દીધી.

સમરસિંહ પોતાના ત્રણુ માણસો સાથે જ્યારે રાજ્યપ્રાસાદમાં જઈ પહોંચ્યો ત્યારે ત્યાં બહુજ ગડબડ થએલી છે, એમ તેના જાણુ-વામાં અને જોવામાં આવ્યું. ત્યાં એક દિવાનખાનામાં પલંગ ઉપર રાજા હરનામસિંહને સુવાડયો હતો. પોતાની ઉપરજ વિષપ્રયોગ થવાથી તે બહુજ ગભરાઇ ગયો હતો અને તેની શક્તિ ક્ષીણુ થઇ હતી છતાં પણુ તે શુદ્ધિમાં હતો. તેને બે સંતાનો હતાં તેમાંથી એક પણ આ સમયે તેની પાસે નહોતું. વનવીરસિંહ વિષપ્રયોગનું નિવારણુ કરવાના કામમાં ગુંચવાઇ ગયો હતો અને માયાવતી પહેલાં વર્ણુન કરેલા પોતાના અંતઃપુરમાં બેઠી બેઠી પોતાના અધઃપતનની અને નાશ થવાનો પાસે આવેલો સમય કેવી રીતે દૂર થાય, તેને માટે શો ઉપાય કરવો, એવા એવા અનેક વિચારોમાં નિમગ્ન થઈ ગઈ હતી.

મિજમાની ચાખવા માટે એકત્ર થએલા લોકો એક પછી એક પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા અને રાજા હરનામસિંહના સચીવ મંડળમાંના ત્રણુ ચાર પ્રધાનોજ તે દુઃખમાં પડેલા રાજાની પાસે બેસી રહ્યા હતા. જેઓની ઉપર આજે વિષપ્રયોગ કરવાનો હતો તે ત્રણે જણામાંથી ફક્ત બેજ જણા અત્યારે રાજાની પાસે બેસી રહ્યા હતા. આજે તેમના જીવનું જોખમ હતું, એ વાત હજુ પણુ તેમના જાણુવામાં આવી નહોતી.

સમરસિંહે રાજ્યમહેલમાં પ્રવેશ કર્યા પછી દેવદત્ત નામના પ્રધાનને પોતાની પાસે બોલાવ્યો. તેને ધમકીઓ દઈ, ખંજરનો

ભય બતાવી તેની પાસેથી રાજ્યભંડારની કુંચીઓ તેણે મેળવી લીધી.

પછી તે તરતજ રાજા હરનામસિંહના ખાનગી દિવાનખાનામાં ગયો. વનવીરસિંહે આપેલી બાતમી મુજબ તેણે ખાનગી કાગળપત્રો પોતાને હસ્તક લીધા અને પછી તે રાજ્યના દ્રવ્યભંડારમાં ગયો. ત્યાંના પહેરેગીરોને દબાવી તેણે રાજનો ખજાનો ઉઘાડયો. તેમાં પડેલાં સોનામહોરો અથવા રોકડ તરફ ધ્યાન ન દેતાં જે પેટીઓમાં હીરા, માણેક, પન્ના, મોતી આદિક જવાહીર ભરેલું હતું તે પેટીઓ પોતાની સાથેના માણસોને માથે વનવીરસિંહના મકાને રવાના કરી દીધી. સમરસિંહ પોતે રાજાના અંતરંગનો માણસ હોવાથી તે જે કાંઇ કરે છે, તે રાજાજ્ઞાથીજ કરે છે, એવી ધારણા રાજ્યદરબારમાંના માણસોની હોવાથી તેને તેના માલેકે બતાવેલું કામ કરવામાં કોઇએ કાંઇ પણ હરકત કરી નહિ. તે પોતે પણ પુષ્કળ જવાહિર લઇ રાજ્યદરબારમાંથી બહાર નિકળી પોતાના માલેક પાસે આવ્યો.

બીજે દિવસે વનવીરસિંહ સાજો તાજો થઇ ગયો. તેણે પોતાના ખાસ ખાસ માણસો બોલાવી તેમની સાથે મસલત કરી. પોતાની તરફેણમાં એક હજાર માણસોનું સૈન્ય ભેગું કરી તેણે રાજ્યભુવનને ઘેરો ઘાલ્યો. ચોકી–પહેરા ઉપરના જુના માણસોને રજા આપી ત્યાં પોતાના નવા માણસો ગોઠવી દીધા.

વિષપ્રયોગ થયા પછી રાજા હરનામસિંહ આઠ દિવસ સુધી જીવતો રહ્યો. તે દરમિયાન તેને તેની પુત્રી કે પુત્ર એમાંથી કોઇ પણ મળવા કે તેની તબિયતની ખબર પૂછવા પણ આવ્યું નહિ. તેમજ પોતાના મરણ સમયે પોતાનો પુત્ર કે પુત્રી પોતાની પાસે રહે, એવી તે વૃદ્ધ રાજાએ ઇચ્છા પણ પ્રદર્શિત કરી નહિ. મરવાની વખતે તેના આખા શરીરમાં દાહ થયો અને તેને ઉન્માદવાયુ થયો. તે ઉન્માદમાં ને ઉન્માદમાં તે એક સરખી રીતે પોતે કરેલાં કાળાં

કૃત્યોનું વર્ણન કરતોજ રહ્યો. આવી રીતે અન્તિમ સમયે પણ શારીરિક અને માનસિક વેદનાઓ અનુભવી તે મરણ પામ્યો.

રાજાનો અન્ત થયો, એ વાત સાંભળી કે તરતજ વનવીરસિંહ પોતાના મકાનમાંથી નિકળી એકદમ રાજ્યમહેલમાં આવી દાખલ થઇ ગયો. તેણે પોતાના નામનો ઢંઢેરો આખા ગાંધારનગરમાં ફેરવી દીધો. તે ઢંઢેરો શહેરમાં ફરતો હતો તેજ સમયે તેના વિરૂદ્ધ પક્ષના લોકો શહેરમાં ઠેકાણે ઠેકાણે એકત્ર થવા લાગ્યા. તેઓએ સંપ કરી વનવીરસિંહની આજ્ઞા કે ઢંઢેરો માનવાનું સાફ ના કબુલ કર્યું.

મૃત્યુએ રાજા હરનામસિંહના શરીર ઉપર બહુજ ખરાબ અસર કરી હતી. તેનું શબ તદ્દન કાળું ઠીકરા જેવું થઈ ગયું હતું, તેની મુખમુદ્રા બહુજ બીભત્સ દેખાતી હતી, જીભ મોઢાની બહાર લટકતી હતી અને શરીરમાંથી એક પ્રકારની વિચિત્ર દુર્ગંધિ નિકળતી હતી. તેના શબનું સ્વરૂપ એટલું બધું તો બદલાઇ ગયું હતું કે જો તે શબને તેના પેટનો છોકરો જુએ તો તે પણ તે પોતાના પિતાનું શબ છે, એમ ભાગ્યેજ ઓળખી શકે! રાજાના શબનું દહન થતાં સુધી શહેરમાં કોઇ પણ જાતની ગડબડ થઈ નહીં એટલુંજ નહીં પણ રાજાનો સ્મશાનવિધિ શાંતપણે પૂર્ણ થયો.

વનવીરસિંહની ઉપર તરતમાંજ થએલા વિષપ્રયોગથી તેની મુખમુદ્રા પણ કાળી ઠીકરા જેવી થએલી દેખાતી હતી. તેના હોઠ ઉપર આવેલા સોજા ઓછા થયા નહોતા. નેત્ર બહુજ બીભત્સ અને લાલચોળ થએલાં દેખાતાં હતાં છતાં પણ તેના શરીરમાંની શક્તિ જરાએ ઓછી થઇ નહોતી. તેણે પોતાના ઉપર થએલા વિષપ્રયોગની અસર દૂર કરવા માટે બહુજ માદક પદાર્થોનું સેવન કરેલું હતું તેમજ તેની મહત્વાકાંક્ષાઓ બહુજ તીવ્ર હોવાથી તેના હૃદયમાં અતિશય ઉત્સાહ ઉત્પન્ન થયો હતો તેથી તેના શરીરમાં એક જાતની કૃત્રિમ શક્તિ

ઉત્પન્ન થઈ હતી અને તે શક્તિની આ કટોકટીના વખતમાંથી પસાર થવા માટે ખાસ જરૂર પણ હતી.

સ્મશાનભૂમિમાં રાજાના દહનનું કાર્ય થઇ ગયા પછી વનવીર-સિંહ પોતાના અનુયાયિઓ સાથે પાછો નગરમાં આવવા નિકળ્યો. તેનો વિશ્વાસુ સેવક સમરસિંહ એક ઉત્તમ ઘોડા ઉપર બેસી રાજાને અન્તિમ માન આપવા માટે સ્મશાનભૂમિમાં આવ્યો હતો. વનવીર-સિંહ અને તેનું અનુયાયિ મંડળ જ્યારે નગરના દરવાજે આવ્યું ત્યારે તે મંડળના આગેવાનોના 'શહેરમાં કાંઈ ગડબડ થઇ છે ખરી' એ વાત જાણવામાં આવી ગઇ. આ વખતે સૂર્યાસ્ત થઈ ગયો હતો.

## પ્રકરણ ૪૬ મું.

### રાજ્યક્રાન્તિ–પદચ્યુત.

રાજકુમાર વનવીરસિંહ અને તેના સર્વે અનુયાયિઓ રાજા હરનામસિંહની દહનક્રિયા કરવા માટે સ્મશાનભૂમિમાં ગયા છે, એ સમય સાધીને તેની વિરૂદ્ધ પક્ષના લોકોએ બંડ ઉઠાવ્યું. આખા શહેરમાં રાજ્યક્રાન્તિ થવાના ભણકારા થવા લાગ્યા. બંડખોર લોકો તરફથી રાજ્યકુટુંબમાંના જયસિંહદેવ નામના એક રાજપુરૂષને રાજ્ય-સિંહાસને સ્થાપિત કરવામાં આવ્યો. તે રાજ્યના જે પ્રધાનો પિતા–પુત્ર અને પુત્રીની ભયંકર ત્રિપુટી સામે અભાવ ધરાવતા હતા તેજ પ્રધાનો આ રાજ્યક્રાન્તિના આગેવાન અને ઉત્પાદક હતા.

વનવીરસિંહના પક્ષના તમામ લોકોને ખોળી ખોળીને શહેરની બહાર કાઢી મુકવામાં આવ્યા. શહેરના દરવાજા ક્રાન્તિકારક પક્ષે બંધ કરાવી દીધા. વનવીરસિંહને પાછો શહેરમાં ન આવવા દેવાનો તે બંડખોરોએ નિશ્ચય કર્યો. દક્ષિણ દિશાના દરવાજા તરફના તટ

ઉપર ક્રાન્તિકારક પક્ષના સૈનિકો ગોઠવાઇ ગયા અને તે તમામ સૈનિકો તથા લોકો જયસિંહદેવ રાજાના નામનો જયજયકાર કરવા લાગ્યા. દરવાજાની પાસે આવી પહોંચતાંજ પોતાના પિત્રાઈ જયસિંહદેવના નામનો થતો જયજયકાર વનવીરસિંહ અને તેના અનુયાયિઓના સાંભળવામાં આવ્યો. તે બનાવ ઉપરથી ખરી હકીકત વનવીરસિંહના ધ્યાનમાં આવી ગઈ.

તરતજ વનવીરસિંહે સમરસિંહને પોતાની પાસે બોલાવ્યો. તેણે તેને દરવાજાની પાસે જઈ અંદરના માણસોને તે ખોલી નાંખવાનો હુકમ કરવા કહ્યું. તે હુકમ પ્રમાણે દરવાજાની પાસે જઇ ગર્જના કરી સમરસિંહ અંદરના માણસોને ઉદ્દેશીને કહેવા લાગ્યો–" રાજા વનવીરસિંહનો એવો હુકમ છે કે એકદમ દરવાજા ઉઘાડી નાંખો !"

દરવાજાની પાસેનાજ તટ ઉપર ઉભા રહેલા એક શસ્ત્રધારી શૂરવીર પુરૂષે સમરસિંહ કરતાં વધારે ગર્જના કરી કહ્યું–" આ સમયે આ ગાંધારનગરમાં રાજા જયસિંહ દેવનું રાજ્ય છે. તેમના સિવાય અમે બીજા કોઇને પણ ઓળખતા નથી અને કોઇનો હુકમ પણ માનતા નથી"

" અરે સમરસિંહ ! તારા તે નીચ ધણીને જઇને કહે કે ચુપચાપ શસ્ત્ર નીચે મૂકી જયસિંહદેવની તાબેદારી કબુલ કરીશ તોજ શહેરમાં પગ મૂકી શકીશ. જો તેમનું સ્વામિત્વ ન કબુલ કરવું હોય તો તારાથી થાય તે કરી લેજે, ઓછો ઉતરીશ નહીં ! કેમ સમરસિંહજી, સમજ્યો કે ?" બીજા એક સરદારે કહ્યું.

" તમારાં કાવતરાં હવે ચાલશે નહિ, વિષપ્રયોગ કરીને લોકોના પ્રાણ હરણ કરવાના દિવસો ચાલ્યા ગયા. હિંમત હોય તો આવી જાઓ !" એક ત્રીજાજ શસ્ત્રધારી વીરનરે કહ્યું અને પોતાના હાથમાંની બંદુકમાંથી એક ખોટોજ બાર કર્યો.

યુદ્ધ કરીને પોતાનો રસ્તો ખુલ્લો કરી લેવા વિના વનવીરસિંહને માટે બીજો માર્ગજ નહોતો. તેણે પોતાના માણસોને વ્યવસ્થિતપણે યુદ્ધ કરવા તૈયાર થઇ જવાનો હુકમ કર્યો. તેની સાથે આ સમયે હજાર સૈનિકો હતા, એ વાત ખરી પણ યુદ્ધ કરવાને માટે જેટલો દારૂગોળો જોઇએ તેટલો તેમની પાસે નહોતો. તેમને ફક્ત પોતાની હિંમત ઉપર અને સમશેરના બળ ઉપર અવલંબીને રહેવું પડે તેમ હતું. એવી સ્થિતિમાં વનવીરસિંહના સૈનિકો હતા છતાં પણ તે જરાએ ડગ્યો નહીં કે તેણે હિંમત છોડી નહીં. તેણે પોતાના સૈનિકોની બે ટુકડીઓ કરી. તેમાંથી એક ટોળાને પાછળ રાખી અને બીજી ટોળીને દરવાજા ઉપર હલ્લો કરવાનો હુકમ કર્યો. વનવીરસિંહની એક ટુકડી દરવાજા ઉપર હલ્લો કરવા આવે છે, એ નજરે પડતાંજ તટ ઉપરના લોકોએ ગોળીબાર કરવાની શરૂઆત કરી. તટ ઉપરના લોકો અને વનવીરના લોકો વચ્ચે યુદ્ધ આરંભાયું.

દરવાજા ઉપર યુદ્ધ થાય છે, તેટલામાં આપણે શહેરની અંદરના ભાગની કાંઇક ખબર લઇએ.

જે વખતે જયસિંહદેવની આણ શહેરમાં ફેરવાતી હતી તેજ વખતે વનવીરસિંહના પક્ષના જે લોકો સ્મશાને ન જતાં શહેરમાંજ રહ્યા હતા તેઓ એકત્ર થઇ એકદમ માયાવતીના મકાને ગયા અને માયાવતીને તેઓએ શહેરમાં બનતા બનાવોથી વાકેફ કરી.

પોતાની ઉપર એવીજ કાંઇક આફત તરતમાંજ આવશે એવી માયાવતીની ધારણા હતી. પરંતુ તે આફત આજેજ આવશે એવી તેને કલ્પના પણ નહોતી. તેણે તત્કાળ ચૈતન્યદેવને બોલાવી મંગાવ્યો. ચૈતન્ય તેની પાસે આવ્યો. તે બન્નેની વચમાં કેટલીક વાતચીત થઈ. આખરે, ચૈતન્યે વનવીરસિંહને શહેરમાં લઈ આવવાનું માયાવતીને વચન આપ્યું, તેમજ તેના એટલે વનવીરસિંહના પક્ષના લોકો કે

જે માયાવતીના મકાનમાં આવ્યા તેમને ચૈતન્યે કેટલીક પૂછપરછ કરી. તે ઉપરથી તેને જણાઈ આવ્યું કે મહામુશીબતે બહુ બહુ તો બસેક માણસો વનવીરસિંહના પક્ષનાં ભેગાં કરી શકાય તેમ છે, તેથી જેટલાં મળે તેટલાં માણસો સાથે લઇને ચૈતન્યે વનવીરસિંહની મદદે જવાનો ઠરાવ નક્કી કર્યો.

ક્રાન્તિકારક પક્ષના આગેવાનો પણ કાંઇ બેસાવધ નહોતા. માયાવતી પોતાના ભાઇને મદદ કરવા માટે કાંઈ પણ ખટપટ કર્યા વિના રહેશે નહિ, એ વાત તેઓ જાણતા હતા. તેના પક્ષના લોકો તેના મકાનની આસપાસ એકઠા થાય છે, એ ખબર સાંભળતાંજ ક્રાન્તિકારક પક્ષના સેનાધિપતિ શાર્દૂલસિંહે શહેરમાંના કેટલાક સૈનિકોને તેઓને ચુપ કરવા માટે મોકલી આપ્યા. આ પ્રમાણે શહેરમાં અને શહેરની બહાર એમ બે ઠેકાણે લડાઇની શરૂઆત થઈ ચૂકી. એક પ્રહર લડાઇને વ્યતીત થયો ન થયો ત્યાં તો આખા શહેરમાં હાહાકાર થઈ ગયો. બન્ને પક્ષના માણસો એક બીજાને કાપી નાંખવા લાગ્યા. શહેરમાં ને રસ્તાઓમાં રક્તની નીકો વહેવા લાગી અને મડદાના ઢગલે ઢગલા થવા લાગ્યા.

આ સમયે ચૈતન્ય એક કાળા ઘોડા ઉપર બેઠો હતો. તેના બન્ને હાથમાં યમરાજની જીવ્હા જેવી બે સમશેરો ચમકતી હતી. તે અસંખ્ય મનુષ્યોનો નાશ કરતો કરતો દક્ષિણ દિશાના દરવાજા તરફ વધવા લાગ્યો. ચૈતન્યનું સમશેર વાપરવાનું હસ્તકૌશલ્ય જોઈ તેના પક્ષના માણસોને બહુજ શૂર ચઢયું અને ચૈતન્યે દુશ્મનોની વચમાંથી પાડેલા રસ્તે થઇને તેની પાછળ પાછળ તેઓ જવા લાગ્યા. ક્રાન્તિકારક પક્ષના સૈનિકોએ પોતાથી બનતા દરેક પ્રયત્નો કર્યા પણ ચૈતન્યના હલ્લાની સામે તેઓ ટકી શકયા નહિ. તેઓએ સમરાંગણનો ત્યાગ કરી પોતાને ફાવે તે દિશાએ ચાલવા માંડયું. તેમની પાછળ

ન પડતાં ચૈતન્ય પોતાના ધારેલા માર્ગ તરફ વધારે ને વધારે આગળ વધવા લાગ્યો.

ચૈતન્યનું સૈન્ય ધારેલા સ્થાને જઈ પહોંચે તે પહેલાંજ તે પુષ્કળ સૈનિકો સાથે દરવાજા ઉપર હલ્લો કરવા ચાલ્યો આવે છે, એવી બાતમી દરવાજા ઉપર લડતા ક્રાન્તિકારક પક્ષના સૈનિકોના આગેવાનોને મળી ગઈ હતી. તેથી તેઓએ પોતાના સૈનિકોના બે ભાગ કરી એક ભાગને દરવાજા ઉપરથી વનવીરસિંહ સામે યુદ્ધ કરવાનો હુકમ કર્યો અને બીજી ટુકડીને ચૈતન્યની સામે મોકલી દીધી.

કિલ્લામાંના સૈનિકો તરફથી જે મારો આપણા ઉપર થાય છે, તે ઓછો થઈ ગયો છે, એ વાત સમજવામાં આવતાંજ વનવીરને જરા હિંમત આવી. પછી તેણે બહારથી હલ્લો કરવાનું કામ ખૂબ જોરથી કરવા હુકમ આપ્યો. કિલ્લા ઉપરથી છુટતા ગોળાઓથી તેના સૈનિકો ટપોટપ રણભૂમિમાં શયન કરી જતા હતા છતાં પણ દરવાજાની લગોલગ તેઓ પહોંચી ગયા. તે દરવાજાને તોડવાનો બીજો કોઈ ઉપાય ન હોવાથી વનવીરસિંહે તે દરવાજાને આગ લગાડવાનો હુકમ કર્યો. તે પ્રમાણે અસંખ્ય મશાલોનો સમરસિંહે ત્યાં ઢગલો કરાવી દીધો.

ચૈતન્ય એકાદ મહારાક્ષસ પ્રમાણે બન્ને હાથમાંની તરવારો વડે અસંખ્ય મનુષ્યોનો સંહાર કરતો કરતો દરવાજા પાસે આવી પહોંચ્યો અને તેની પાછળ પાછળ આવેલા વનવીરસિંહના સૈનિકોએ દરવાજો ઉઘાડી નાંખ્યો. દરવાજો ઉઘાડતાંજ અગ્નિજવાલાઓ તેઓના ઉપર આવી. અંદરથી આવનારા મનુષ્યો દુશ્મનોના પક્ષના હશે, એમ ધારી વનવીરસિંહે તેમના ઉપર તુટી પડવાનો પોતાના સૈનિકોને હુકમ આપ્યો. વનવીરસિંહે કરેલો હુકમ સાંભળતાંજ એકદમ ચૈતન્યે બુમ પાડી કે, "વનવીરસિંહ ! સબુર કરો ! દરવાજો ઉઘાડનારા તમારા દુશ્મન નહિ પણ દોસ્ત છે."

પોતાને આવી રીતે અચાનક મદદ આવી મળેલી જોઇ વનવીરસિંહને બહુજ આનંદ થયો. તેણે તરતુજ ઘોડાને એડી મારી દરવાજામાં પ્રવેશ કર્યો. ચૈતન્ય પાસે આવીને તે બોલ્યો કે—" મહારાજા, આજે આપે મને જે અપૂર્વ મદદ આપી છે, તે અવર્ણનીય છે. આપનો મારા ઉપર બહુજ ઉપકાર થયો છે. તેનો બદલો હું કોઈ કાળે વાળી શકું તેમ નથી."

" વનવીરસિંહ તમારી બહેન તમારે માટે બહુજ ચિંતાતુર થઇ બેઠી છે માટે પ્રથમ તેને જઇને મળો. અત્યારે રાજ્યમહેલમાં પ્રવેશ કરવાના પ્રયત્નો કરવા, એ મૂર્ખતા છે. તમારી બહેનની પ્રેરણાથીજ હું તમને મદદ કરવા માટે આવ્યો છું."

" તો તો મારે કહેવું જોઇએ કે, ' મારી બહેને જે સ્નેહ કર્યો તે એક સત્પાત્રની સાથે કર્યો.' અત્યારે વધારે વાતચીત કરવાનો વખત નથી. આપણે આપણો માર્ગ શસ્ત્રોથીજ ખુલ્લો કરી લેવો જોઇએ છે. સમર ! ચાલ, તું તૈયાર છે ને ?"

" હાજી સરકાર !" સમરસિંહે કહ્યું.

ત્યાર પછી વનવીરસિંહે પોતાની ટુકડીમાંના કેટલા માણસો બચ્યા હશે, તેનું ટુંકમાંજ અનુમાન કરી લીધું. ચૈતન્ય, વનવીરસિંહ અને સમરસિંહ ત્રણે જણા મહા મુશીબતે માયાવતીના મકાને પહોંચી ગયા.

આ યુદ્ધમાં બન્ને પક્ષનાં મળીને બે હજાર મનુષ્યોનો નાશ થયો હતો. વનવીરના પક્ષ કરતાં ક્રાન્તિકારક પક્ષના ઘણાજ મનુષ્યોનો નાશ થઈ ગયો હતો.

વનવીરસિંહે પોતાના સહાયક સાથે પોતાની બહેનના મકાનમાં પ્રવેશ કર્યો પણ તે ત્યાં નિર્વિઘ્ને કે સુખપૂર્વક રહી શકશે ખરો કે? માયાવતીનું મકાન ક્રાન્તિકારક પક્ષના સૈનિકોએ ઘેરી લીધું હતું. લોકો

એટલા બધા તો ખળભળી ઉઠયા હતા કે તેઓની ગર્જનાઓથી આખું નગર ગર્જવા લાગ્યું.

હવે આ નગરમાં પોતાનો પત્તો લાગી શકશે નહિ, આ વાત સાક્ષાત્ તે બહેન ભાઈની સમક્ષ આવી ઉભી રહી. વળી અહીંથી શી રીતે ન્હાસી જવું અને પોતાની પાસે જે ખજાનો છે, તેનું શી રીતે સંરક્ષણ કરવું, આ ચિંતાનો તેઓના અંતઃકરણમાં આવિર્ભાવ થયો. પલાયન સિવાય પોતાના સંરક્ષણનો બીજો રસ્તોજ નથી, એ સ્પષ્ટ હતું તેમજ તે કાર્ય જેમ બને તેમ તરતમાંજ સિદ્ધ કરી લેવાનું તેઓને માટે ઇષ્ટ હતું. તે દુષ્ટતાથી ભરેલી બહેન ભાઇની જોડી બીજાના પ્રાણ હરણ કરવામાં બહુજ તત્પર પ્રવીણ અને કુશળ હતી, પણ જ્યારે તેઓની પોતાની ઉપર પ્રાણ જવા જેવું સંકટ ઉપસ્થિત થયું ત્યારે તેઓને પોતાના બચાવનો એક પણ માર્ગ સૂઝયો નહિ.

તેઓએ લુચ્ચાઇ, કપટ, વિષપ્રયોગ અને એવાં એવાં અનેક પ્રકારનાં બીજાં દુષ્ટ કાર્યો કરી ચારે તરફ પોતાને માટે દુશ્મનો નિર્માણ કરી રાખ્યા હતા. આ વાત તેમની સમક્ષજ હોવાથી તેમને માટે સમાધાન કે સંતોષ પ્રાપ્ત કરવાનું એક પણ સ્થાન નહોતું. આવેલી આફતથી તેઓ દિગ્મૂઢ જેવાં થઇ ગયાં અને પરસ્પરના મુખ તરફ જોવા લાગ્યાં. તેમની આવી સ્થિતિ જોઈ ચૈતન્યને તેમની બહુજ દયા આવી અને તેણે તેઓને ધૈર્ય અને આશ્વાસન આપવાનો આરંભ કર્યો. તે બોલ્યો–

"વનવીરસિંહ અને માયાવતી ! તમો ડરશો નહિ. હજુ પણ તમારૂં આત્મસંરક્ષણ થઇ શકે તેમ છે. અત્યારે જો તમે મારા ઉપદેશ પ્રમાણે ચાલશો તો તમારૂં કલ્યાણ થશે."

"મહારાજા, અત્યારે અમારો તમામ આધાર ફક્ત આપના ઉપરજ છે. અમારાં જીવન–મરણ તમારા આધાર ઉપરજ અવલંબન

કરી રહેલાં છે. જો અમોને આપની સહાયતા ન હોત તો અમો ક્યારનાંએ આ સંસારનો ત્યાગ કરી ગયાં હોત. કૃપા કરીને ફરમાવો કે હવે અમારે શું કરવું ?" માયાવતીએ આતુરતાથી પૂછ્યું.

"બન્નેએ વેશાંતર કરી અહીંથી નાસી જવા શિવાય તમારા સંરક્ષણનો બીજો કોઇ પણ માર્ગ અવશેષ રહ્યો નથી."

"આ વાત બનવી અમને બિલકુલ અશક્ય લાગે છે, કારણ કે અમો બન્નેને અહીંના ઘણા ખરા લોકો ઓળખે છે; એટલા માટે અમારાથી તે કાર્ય બનવું મહામુશ્કેલ છે."

"અમે જો અહીંથી સુરક્ષિતપણે બહાર નિકળી જઇએ તો અમારો નિભાવ થઈ શકે તેમ છે." વનવીરે કહ્યું.

"તે શી રીતે?" ચૈતન્યે પૂછ્યું.

"અહીંથી લગભગ બાર ગાઉ ઉપર એક ગામ છે, ત્યાંનો અધિકારી મારો સ્નેહી છે, તેની પાસે હજાર પાંચસો સૈનિકો પણ છે, ગામ કિલ્લેબંધ છે, ત્યાં અન્નસામગ્રી અને દારૂગોળો પણ પુષ્કળ છે, પણ ત્યાં સુધી અમે સુરક્ષિતપણે શી રીતે પહોંચી જઇએ તેજ મહા મુશીબત ભરેલું છે." વનવીરે કહ્યું.

"ત્યાં જો અમે સહીસલામત જઇ પહોંચીએ તો અમે આ દુનિયા ઉંધી ચતી કરી નાંખવા સમર્થ છીએ. ઉપરાંત આપની સહાયતાથી અમે અમારૂં રાજ્ય પુનઃ સંપાદન કરી શકીએ તેમ છીએ." માયાવતીએ ડફાંસ હાંકી.

"વનવીરસિંહ અને માયાવતી! સાંભળો—ધ્યાન દઇને મારી વાત સાંભળો! મને પોતાને જેટલા પ્રમાણમાં વિલાસવૈભવ અને મોજ શોખ—એશઆરામ પસંદ છે, તેટલા પ્રમાણમાં મને બીજું કાંઇ પણ પસંદ નથી. યુદ્ધ, ઘેરા, હલ્લા અને સુલેહ એવાં એવાં રાજ્યકારસ્થાનો મને જરાએ પસંદ નથી. ભવિષ્યમાં રાજ્યખટ-

પટમાં પડવાની મને બિલકુલ ઇચ્છા પણ નથી. માયાવતી! ફક્ત તારી મરજી સાચવવા માટેજ મેં આજે સમશેર ગ્રહણ કરી હતી. તારા પ્રેમના બદલા તરીકે જો તમારી બન્નેની ઇચ્છા હશે તો હું તમને તમારા સ્નેહી પાસે પહોંચાડી દઇશ."

"તો તો અમે આપના અંતઃકરણથી આભાર માનીશું."

"પણ તમે તમારા જે સ્નેહી પાસે જવા માગો છો તેનું નામ ઠામ તો કહો."

"અહીંથી બાર ગાઉ છેટે ભદ્રપુર નામનું એક નાનકડું ગામ છે, ત્યાં અમારો મામો રહે છે, તેની પાસે અમે પહોંચી જઇશું તો અમારા હાથ સબળ થશે એવી અમને પાકી ખાત્રી છે."

"હવે તમે તમારો પોશાક બદલી નાંખવાની તૈયારી કરો. આ સમરસિંહ પણ તમારી સાથે જોઇશેજ. અત્યારના વિકટ પ્રસંગે તમે તમારો ખજાનો સાથે લઇ જઈ શકશો નહિ."

ચૈતન્ય જાણતો હતો કે તેઓનું દ્રવ્ય જો તેમની પાસે હશે તો તો તેઓ પુનઃ રાજ્યપ્રાપ્તિ કરવા માટે અનેક પ્રકારનાં કાળાં ધોળાં કૃત્યો કર્યા વિના કદાપિ રહી શકશે નહીં અને જો તેઓ તેને માટે પ્રયત્ન કરશે તો મારે પણ તેમને મદદ આપવી પડશે. એવા વિચારથી વનવીર અને માયાવતીને તેણે કહ્યું કે 'તમે તમારો ખજાનો સાથે લઈ નહીં શકો!' જો તે ધારત તો બન્નેને ખજાના સાથે ધારેલા સ્થાને લઇ જઈ શકત.

"હું ખજાનાની બહુ દરકાર કરતો નથી. અત્યારે તો અમારા બન્ને ભાઈ બહેનના પ્રાણ બચે એટલે બસ!" વનવીરસિંહે કહ્યું.

"તો પણ ત્રણ ઘોડાઓ ઉપર તમે જેટલું દ્રવ્ય લઈ જઈ શકો તેટલું લઈ લેવામાં કાંઇ હરકત નથી. સમરસિંહ તબેલામાં આ સમયે કેટલા ઘોડા તૈયાર છે?"

" સાહેબ ! હમેશાં પાંચ છ ઘોડા તૈયારજ હોય છે ! " સમરસિંહે જવાબ આપ્યો.

" ત્યારે તમે ચાર ઘોડા તૈયાર કરી લાવો. "

ચૈતન્યનો હુકમ સાંભળી સમરસિંહ ઘોડાઓ લેવા ચાલ્યો ગયો. પછી ચૈતન્યે માયાવતીને કહ્યું–" માયાવતી ! તું આ તારો સ્ત્રીનો વેશ કાઢી નાંખ અને પુરૂષનો વેશ ધારણ કરી લે ! "

" મારી પાસે ઘણા પોશાકો છે, તેમાંથી તમે કહો તેવો પોશાક હું પહેરી લઉં. " માયાવતીએ ચૈતન્યને કહ્યું.

" માયાવતી ! તું સરદાર જેવો પોશાક પહેર અને વનવીરસિંહજી તમે એકાદ રાજાના હજુરીઆ જેવો પોશાક પહેરી લ્યો. હું તમો બન્નેને દરવાજાથી બે ગાઉ સુધી મુકવા આવીશ, પછી તમે તમારૂં સંભાળી લેજો ! "

ચૈતન્યની મદદથી તે ત્રણે જણાં કોઇ પણ પ્રકારના સંકટમાં સપડાયા વિના નિર્વિઘ્ને ગાંધારનગરથી લગભગ બે અઢી ગાઉ સુધી જઇ પહોંચ્યાં. ઠરાવ પ્રમાણે ચૈતન્ય તેઓની રજા લઇ પાછો ફર્યો.



## પ્રકરણ ૪૭ મું.



### પુણ્ય પાપ અને સુખ દુઃખ.

બરાબર રાત્રિના બાર વાગે–અડધી રાત્રે–ચૈતન્ય પાછો ગાંધાર નગરીના સ્મશાનમાં જઇ પહોંચ્યો. સ્મશાનમાં સર્વત્ર નિસ્તબ્ધતા છવાએલી હતી. રાત્રિના શાન્ત સમયે ચૈતન્ય શહેર તરફ એકલો ચાલ્યો આવતો હતો તે વખતે તેના મનમાં કાંઇક વિશેષ વિચારો ઘોળાતા હતા. રાજા હરનામસિંહની ચિતા હજુ બળતીજ હતી. તે તરફ નજર જતાંજ તે પોતાના મન સાથે બોલવા લાગ્યો કે,

"જેનું નામ સાંભળતાંજ આસપાસના રાજાઓ થરથર ધ્રુજતા હતા તેનું મરણુ થતાંજ, તેનું શરીર બળી-જળી રાખ-ખાખ થઈ ભસ્મીભૂત થઇ જાય તે પહેલાંજ, તેનાં પુત્ર-પુત્રી ઉપર એક ચોરની જેમ ન્હાસી જવાનો દુર્ધર પ્રસંગ આવે એ એક વિધિની વક્રગતિની વિચિત્ર લીલા નહિ તો બીજું શું?"

એટલામાં ગર્જના કરતા અવાજે-"આ રાજા અને તેનાં પુત્ર પુત્રીને માટે તારો કેવો અભિપ્રાય છે?" એમ માયાવીએ તેને પ્રશ્ન પૂછ્યો.

"માયાવી! અત્યારે તું અહીં ક્યાંથી?"

"ચૈતન્ય! મારે રહેવાને માટે બીજું કયું ઉચિત સ્થળ છે? વૈભવ-વિલાસમાં અને મોજશોખમાં રચીપચી રહેલો કોઈ પણ મનુષ્ય પોતાના પ્રેમપાત્રથી આઘો રહી શકશે ખરો કે? કાગડાઓ, ગીધો અને સમળીઓ વિગેરે ગલીચ પદાર્થોથી આઘાં રહી શકશે ખરાં કે? બગલાઓ સરીતા, તલાવ કે સરોવરથી દૂર રહી શકશે ખરા કે?"

જે પ્રમાણે તમે મનુષ્યો અથવા બીજાં પ્રાણીઓ પોતાના ભોગ્ય પદાર્થોથી દૂર નથી રહી શકતાં, તેજ પ્રમાણે ખૂન, રક્તપાત, આત્મહત્યા અને બાલહત્યાઓ વિગેરે ક્રૂર કર્મો જ્યાં થાય છે ત્યાંથી હું બહુ દૂર નથી રહી શકતો. સ્મશાનભૂમિ એ અમારૂં સુખકર નિવાસસ્થાન છે. અત્યારે તું મારા સંબંધના વિચારોને બાજુએ રહેવા દે; આપણે રાજા હરનામસિંહની બાબતમાંજ વિચાર કરીએ.

આજ સુધી રાજા હરનામસિંહ એક બલાઢ્ય રાજ્યનો સ્વામી હતો. તેનામાં લોકોને સુખી કરવાનું સામર્થ્ય હતું. લોકકલ્યાણને માટે જો તેણે મુખમાંથી એકજ શબ્દનો ઉચ્ચાર કર્યો હોત તો હજાર સજ્જન મનુષ્યોને તે પોતાની આસપાસ એકત્ર કરી શકત

અને તેમની સહાયતાથી પોતાના રાજ્યને બળવાન્ બનાવી શકત.

તે એક સરોવરને કિનારે ઉભો હતો. તે સરોવરમાંના પાણીમાં ઝેર નાંખી તે પાણીને પ્રાણઘાતક કરવા અથવા તો તે સરોવરના પાણીમાંથી નહેરો બનાવી આસપાસના પ્રદેશને રસાળ બનાવી શકવાનું તે પરિપૂર્ણપણે સામર્થ્ય ધરાવતો હતો. આ બન્ને કાર્યોમાંથી જો તેણે બીજું કાર્ય કરી બતાવ્યું હોત તો તેની સર્વે રૈયત તેને પોતાના પૂજ્ય પિતા પ્રમાણે માનત અને તેના એક વાળને માટે પોતાના પ્રાણ ખુશીથી આપવા તૈયાર થઈ જાત પણ આ હરનામસિંહે તે સરોવરનું પાણી વિષમય કરી નાંખ્યું. જે કોઇ તૃષિત પ્રાણીઓ મોટી આશાથી તે સરોવરનું પાણી પીવા માટે આવ્યા હતા, તેમના પ્રાણ હરણ કર્યા ! આવા કાર્યનું પરિણામ શું આવ્યું ? તેણે પ્રજાની અપ્રીતિ અને દ્વેષની કમાણી કરી અને આખરે બીજાઓને માટે ખોદી રાખેલા ખાડામાં તેને પોતાનેજ પડવું પડયું ! !

" માયાવી ! તારૂં આ ભાષણ મને બહુજ ચમત્કારિક લાગે છે ! "

ચૈતન્યે કરેલા ઉક્ત પ્રશ્નના પ્રત્યુત્તરમાં માયાવી ખડખડ હસીને કહેવા લાગ્યો:—

" શા માટે ? મારૂં ભાષણ તને કેમ ચમત્કારિક લાગે છે ? શું મારા ભાષણમાંનો એક પણ શબ્દ ખોટો છે ? તમે તુચ્છ બુદ્ધિના મનુષ્યો બહુજ ટુંકી નજરવાળા છો. તમને સ્વર્ગના માર્ગ કરતાં નર્કનો માર્ગ બહુજ પસંદ પડે છે. ધર્મ માર્ગ કરતાં તમને પાપ માર્ગ બહુજ ગમે છે. તમે લોકોએ સ્વર્ગ કરતાં નર્કની જગ્યાઓ બહુજ રોકી રાખી છે હું પુનઃ પુનઃ કહું છું કે તમે માનવી પ્રાણીઓ બહુજ અદૂરદર્શી અને અવિચારી છો. એ વાતની સત્યતા માટે તારે સાક્ષાત્ દ્રષ્ટાંત જોવાની આવશ્યકતા હોય તો આ બળી-જળીને ખાખ-રાખ થઇ ગએલા રાજા હરનામસિંહનો દાખલોજ લે. "

"ચૈતન્ય ! તે પૂર્વ કર્મના કોઈ પુણ્યના સંયોગથી રાજા થવા પામ્યો હતો. જે સમયે તે રાજ્યસિંહાસન પ્રાપ્ત કરવા પ્રયત્નો કરવા લાગ્યો ત્યારે તેની સામે તેને આગળ વધવા માટે બે માર્ગ હતા. તે બન્ને રસ્તાઓ એકજ ઠેકાણેથી નિકળતા હતા. તે જો કે પ્રથમ તો પરસ્પરની વિરૂદ્ધ દિશાએ જતા હતા છતાં આગળ જઇને પુનઃ એક થઈ જતા હતા. તેમાંનો એક માર્ગ પાપમય હતો અને બીજો પુણ્યમય હતો. આ બન્ને માર્ગમાંથી તેણે ગમે તે માર્ગ પકડયો હોત તો પણ વૈભવ, કીર્તિ, સામર્થ્ય અને ઐશ્વર્ય તથા સુખ પ્રાપ્ત કરત. પણ આ હરનામસિંહ રાજા પુણ્યમય માર્ગ ત્રાસદાયક અને દુઃખદ છે, એમ માની લઈ પાપમય માર્ગે પરવર્યો. તે માર્ગે તે આગળ વધ્યો. પોતે જે માર્ગ લીધો તે સારો નથી, એ તેની બુદ્ધિને સ્પષ્ટપણે સમજાતું હતું તો પણ તેણે પાપમય માર્ગનો ત્યાગ કર્યો નહિ.

ચૈતન્ય ! તું માન કે ન માન પણ હું તો ખરેખરૂંજ કહું છું કે, જો તેણે બીજો માર્ગ અંગીકાર કર્યો હોત તો તેના મનોરથો બહુજ વ્હેલા પૂર્ણ થાત. મારૂં આ કથન કદાચિત્ તને ખોટું લાગતું હશે, પણ આમાં લગારે અસત્યતા છેજ નહિ.

રાજા હોય કે રંક હોય, ધનવાન્ હોય કે દરિદ્રી હોય, ગરીબ હોય કે અમીર હોય, સંસારી હોય કે સન્યાસી હોય, ગમે તે હોય, દરેકને પાપમય માર્ગજ પસંદ પડે છે, તેમાંનો ગુપ્ત ભેદ મારા સમજવામાં આવતો નથી. તમો મનુષ્યોને એમ લાગે છે કે, સંપત્તિ, વૈભવ-વિલાસ, મોટાઈ અને માનમરતબો વિગેરે પાપમય માર્ગે પ્રવર્તવાથી સત્વરજ પ્રાપ્ત થાય છે અને પુણ્યમય માર્ગે સંચરવાથી તે બિલકુલ મળશેજ નહિ, પણ તમારી આ કલ્પના તદ્દન ભૂલ ભરેલી છે. પાપમય માર્ગ જો કે પાસેનો છે, ટુંકો છે, સહેલો છે, સીધો છે, તે વિપત્તિ વિહીન છે-સંકટ રહિત છે, એમ તમારી

ધારણા છે, પણ હું કહું છું કે, તે તમારી ધારણા તદ્દન ખોટી છે—સર્વથા અસત્ય છે. તેમાં સત્યનો જરાએ અંશ નથી. ચૈતન્ય ! આ સર્વે વાતો તને કહી સંભળાવવાનું કારણ એ છે કે હવે તું સર્વ રીતે પૂરેપૂરો મારા કબજામાં સપડાએલો છે. હવે તું ગમે તે કરીશ તો પણ નરકાવાસ ભોગવ્યા વિના તારો છુટકો નથી, એવો મને પાકો વિશ્વાસ હોવાથી ખાસ તને છળવા આ સર્વે વાતો તને કહી સંભળાવું છું. કેમ, સમજણ તો પડે છે ને ? !"

"માયાવી, તું મને ગમે તેટલો હેરાન કરીશ, ગમે તેટલો રીબાવીશ, ગમે તેટલું દુઃખ આપીશ તે સર્વે મારે સહન કરવુંજ પડશે. હું જો તે વખતે મૂર્ખપણું ન કરત તો આજે મારે તારા આ હૃદયભેદક અને કર્ણકઠોર શબ્દોના પ્રહાર સહન કરવા પડત નહિ. મને રીબાવવામાંજ તને આનંદ મળતો હોય તો તારી મરજી મુજબ મને ગમે તેટલો સતાવ ! પણ હું તને પૂછું છું કે, મરી ગએલા માણસની ઉપર પ્રહાર કરવામાં કાંઇ પુરૂષાર્થ છે ખરો કે ?"

માયાવી બહુજ ઉલ્લાસ અને ઉત્સાહપૂર્વક હાસ્ય કરી કહેવા લાગ્યો કે—"એક ઉંદરના પ્રાણ હરણ કરવા પહેલાં બિલાડી તે (ઉંદર)ની સાથે રમે છે, તે દેખાવ તેં કોઇ દિવસ જોયો છે ખરો કે ? અરે ! મૂર્ખ, અમે દાનવ—દૈત્ય લોકો અમારી આસુરી માયાના પ્રભાવે અનેક પ્રકારની મોહ ઉત્પન્ન કરનારી વાતો તમો મનુષ્યોના માર્ગમાં લાવી મૂકીએ છીએ. એ વાતોથી માણસ એક વખત છેતરાયો એટલે સ્હેજે તેની નરકાગાર પ્રત્યે પ્રવૃત્તિ થાય છે. તે પોતે પોતાની મેળેજ નરકાગાર તરફ દોડ્યા કરે છે. એટલુંજ નહિ પણ તેઓ પોતાની સાથે બીજાઓને પણ નરકમાં ખેંચી જાય છે. ચૈતન્ય, અત્યારે હું તને જે વાતો કહું છું તે વાતો ગુપ્ત નથી.

ચૈતન્ય ! મનુષ્યજાતિ ઉપર-ઉપકાર કરવા માટે જેઓએ જન્મ

ધારણ કર્યાં હતા, એવા સત્પુરૂષો આવી આવી અનેક વાતો બુમો પાડી પાડીને મનુષ્યોને કહી ગયા છે. પણ તે તરફ તમારા મનુષ્યોનું લક્ષ જાય ત્યારે ને? અને જો કદાચિત્ તે તરફ જાય તો પણ તમે બુદ્ધિપૂર્વક તે વાતોને તુચ્છ માનો છો અને અવળે રસ્તે ચાલો છો.

અરે ચૈતન્ય! પાપમય માર્ગદ્વારાએ ઇષ્ટ ઉદ્દેશો સફળ કરી લેવા માટે જેટલો વખત લાગશે તેના એક શતાંશ જેટલો પણ વખત પુણ્યમાર્ગે ઇષ્ટ ઉદ્દેશો સફળ કરવામાં લાગશે નહિ. પુણ્યમય માર્ગ બહુજ સુંદર અને અત્યંત રમણીય છે. તેની બન્ને બાજુએ સુવાસિક સુમનોનાં મનમોહક ઉદ્યાનો આવી રહેલાં છે. કારણ કે, તે માર્ગ સદા સર્વદા સુખકરજ હોવા ઉપરાંત સરળ અને ભયરહિત છે.

તે માર્ગે જતાં અંતઃકરણને સદૈવ આનંદ અને ઉત્સાહજ જણાય છે. અદૂરદર્શી તુચ્છ બુદ્ધિવાળા અને ક્ષુદ્ર મનોવૃત્તિવાળા મનુષ્યોને જો પાપમય માર્ગ સરળ લાગે તો તે માર્ગમાં તીક્ષ્ણ કાંટા અને કાંકરા, કઠિન પત્થરો અને મોટા મોટા ખાડાઓ ડગલે ડગલે લાગતા હોવાથી દરેક ડગલું બહુજ સાવધાનતાથી ભરવું પડે છે. તે માર્ગમાં ગમે તેટલી સાવચેતી રાખવામાં આવે તો પણ ઠોકરો લાગ્યા વિના રહેતી નથી. આ માર્ગની બન્ને બાજુએ કાંટાના વાડો અને ઝાડી હોવાથી—અને તે ઝાડી ગીચ હોવાથી—આ માર્ગે જનારાનો ઘણો ખરો વખત તે કાંટા કાંકરા અને ઝાડીને દૂર કરવામાંજ વ્યતીત થઇ જાય છે. તેને બહુંજ પરિશ્રમ અને આફતો—સખત સંકટો—સહન કરવાં પડે છે. આ માર્ગે જેમ જેમ આગળ વધવામાં આવે તેમ તેમ રસ્તામાંનાં સંકટો વધારે વધારે—અધિકાધિક વધતાંજ જાય છે. ખરી હકીકત આવી રીતની છે છતાં તમે તુચ્છ બુદ્ધિના અને અદૂરદર્શિ મનુષ્યો એજ માર્ગ અતિશય આનંદ પૂર્વક ગ્રહણ કરોછો!

ચૈતન્ય! હું તને જે કાંઇ કહું છું તે જો તને અસત્ય લાગતું

હોય તો તું એકાદ ચોરને પુછી જો કે તેં મહા મુશીબતે ચોરી કરીને મેળવેલા દ્રવ્યમાંથી ખરીદેલું અન્ન અને તે સરળ માર્ગે–પુણ્ય-મય માર્ગે સંપાદન કરેલા દ્રવ્યમાંથી ખરીદેલું અન્ન, એ બન્નેમાંથી તને કયું અન્ન મીઠું લાગે છે? એક રંડીબાજ મનુષ્યને તેની ધર્મ-પત્ની અને રખાયત સ્ત્રી બન્નેના મરણની ખબર આપી જો તો તને જણાઇ આવશે કે તે માણસ રખાયત કરતાં પોતાની પરણેલી સ્ત્રી માટે બહુજ વિલાપ કરશે. પોતાની પ્રજાને રીબાવી–મનાવીને ગબ્બર થએલા રાજાને પોતે રાજસિંહાસન ઉપરથી કયારે દૂર થશે, તેનો કાંઇ પણ નિયમ નથી, એમ તેને લાગે છે અને તેની ચિંતામાંને ચિંતામાં હંમેશાં રહેવું પડે છે. તેનું અન્તિમ પરિણામ એ આવે છે કે તેને પોતાનું રાજપાટ કડવું ઝેર જેવું લાગે ; પરંતુ જે રાજા સદા સર્વદા પોતાના રૈયતના કલ્યાણના ડહાપણથી–દક્ષતાથી–ચિંતા કર્યા કરે છે, તે રાજાને તેજ ચિંતા કેટલું બધું સુખ આપી શકે છે? તેનો વિચાર ચૈતન્ય! તું પોતેજ કરી જો!

ચૈતન્ય! ગરીબ અને રાંડીરાંડ સ્ત્રીઓને રોવરાવી–કકળાવીને અને બીજાઓના બાળકોના માથે હાથ ફેરવી પોતાનાં ખીસ્સાં ભરી લેનારા અને દીચણ જેટલી ગાદી ઉપર પડી રહેનારા-એકાદ ધનવાન પુરૂષને પૂછી જો કે, બીજા લોકોને ધુત્યા પહેલાં ફકત એક ચટાઈ ઉપર તેને સુખેથી જેવી નિદ્રા આવતી હતી તેવી હવે પાંચમણ રૂની તળાઇમાં શયન કરવાથી આવે છે ખરી કે? પહેલાંના જેવાં સુખ-કારક સ્વપ્નાંઓ તને આવે છે ખરાં? જો તે હકારમાં પ્રત્યુત્તર આપે તો હું કહીશ કે 'પાપમય માર્ગ પુણ્યમય માર્ગ કરતાં વિશેષ શ્રેયસ્કર છે!'

ચૈતન્ય! પાપ–પુણ્યનાં ફળ આ લોકમાં મળતાં નથી પણ પરલોકમાં મળે છે, એવા પ્રકારનો ઉપદેશ કેટલાક તત્વવેત્તા જ્ઞાની પુરૂષો આપે છે. તે ઉપદેશનું ખરૂં રહસ્ય તમે અલ્પબુદ્ધિના અને

અદૂરદર્શી મનુષ્ય લોકો જાણી શકતા નથી, તેથી તમે પરલોકને તુચ્છ માનો છો અને અવળે રસ્તે જાઓ છો. પુણ્ય પાપનાં ફળ પરલોકમાં પ્રાપ્ત થશે, એવું જે તત્વવેત્તા-જ્ઞાની પુરૂષો કહે છે તેનું કારણ જુદુંજ છે. પાપનું ફળ દુઃખના રૂપમાં મળે છે અને પુણ્યનું ફળ સુખના રૂપમાં મળે છે. દરેક પાપીને અથવા પુણ્યવાનને પાપ પુણ્યનાં ફળ આ લોકમાંજ ભોગવવાં પડે છે, એ વાત હમેશાં પ્રત્યક્ષ પ્રમાણુથી સિદ્ધ થએલી દ્રષ્ટિગોચર થતી નથી. તેથી સંકુચિત દ્રષ્ટિના માણસોને માટે-જ્ઞાની પુરૂષોને-પરલોકની કલ્પના કરવી પડે છે; પરંતુ તત્વવેત્તા પુરાણ-પુરૂષોના ઉપદેશને એક બાજુએ મૂકી છાંડનારા કેટલાક તુચ્છ બુદ્ધિવાળા મનુષ્યો એવા એવા કુતર્ક કાઢયા કરે છે કે પાપ પુણ્યનું ફળ જો આ લોકમાંજ ભોગવવું પડે છે તો દરેક ગુનેહગારને તેના પાપાચરણુને માટે શિક્ષા કયાં થાય છે? કેટલાક ખૂન જેવા ગુનાહોનો પત્તો પણ લાગતો નથી અને ખરા ગુન્હેગારને કાંઈ પણ શિક્ષા થતી નથી. એવા અનેક બનાવો સદા સર્વદા દ્રગ્ગોચર થયા કરે છે. તેમજ દુરાચરણ આચરવાથી જેવી રીતે મનુષ્યો એકદમ વૈભવના શિખરે જઇ બેસે છે તેવી રીતે સદાચરણ આચરવાથી થતું હોય તો તે દેખાતું કેમ નથી? એ ઉપરથી તેઓ એવો સિદ્ધાન્ત કરી બેસે છે કે દુરાચરણુ કિંવા પાપાચરણ એજ સુખ પ્રાપ્તિ કરી લેવાનાં સબળ સાધનો છે., તે કરવાથી કે આચરવાથી કોઇ પણ પ્રકારનું દુઃખ પ્રાપ્ત થાય એ અશકયજ છે. અરેરે! આ તે કેવું વિલક્ષણ-વિચિત્ર તર્કશાસ્ત્ર છે! કેવો આશ્ચર્યજનક કાર્યકારણુ સંબંધ છે! હેત્વાભાસના કાચા પાયા ઉપર ઉભી કરવામાં આવેલી આ કેટલી બધી વિચિત્ર ઈમારત છે!

પાપાચરણ આચરવાથી આલોકમાં ન્યાયના મંદિરમાં શિક્ષા થઇ નથી તો પછી તેને શિક્ષાજ થતી નથી, એમજ સમજી લેવું

એનો અર્થ શો ? અનેક પ્રકારના ક્ષણિક સુખોને પુણ્યકર્મના ફળ રૂપેજ સમજી લેવાં કે ? કાયા અને મનને થનારાં દુઃખો એ શું કોઇ પણ પ્રકારની શિક્ષા નથી કે ? સંસારમાં મનુષ્યોને અનેક પ્રકારનાં જે જે સંકટો સહન કરવાં પડે છે, તે શું પાપકર્મની શિક્ષા રૂપ નથી ? સદા સર્વદા અંતઃકરણને અનન્ય આફતો અનુભવવી પડે, શું એ એક જાતની નરકયાતના નથી ? સદૈવ મન સુપ્રસન્ન રહે એને જો સ્વર્ગસુખ કહેવામાં ન આવે તો તેને નામ શું આપવુ ? અરે ! ચૈતન્ય, આવી રીતે જો હું પાપપુણ્યના સંબંધમાં વિવેચન કરવા બેસું તો આખી રાત જતી રહેશે."

"અને મને રીબાવવા—યાતના આપવા માટે જો તું તદ્દન સૂક્ષ્મતાથી વિવેચન કરવા માંડે તો એક રાત તો શું પણ આખું વર્ષ પણ બસ નથી." ચૈતન્યે કહ્યું.

"જો મારી વાત સાંભળી તને ત્રાસ થતો હોય તો હું એ સંબંધનું મારૂં ભાષણ બંધ કરી નાખું છું." માયાવીએ વિકટ હાસ્ય કરીને કહ્યું.

હાય રે ! હું કેટલો બધો અભાગિયો છું ? મેં મારા પોતાનાજ હાથે મારા પગ ઉપર પત્થર મારી લીધો છે. અરે ઓ માયાવી ! જો મને તારી મુલાકાતજ ન થાત તો કેટલું બધું સારૂં થાત ! આ સંસારમાં સુખના કારણભૂત પદા ર્થ—સાધનો જો કે મને મળે છે તો પણ તેથી મને જરાએ સુખ પ્રાપ્ત ન થતાં ઉલટું મારા અંતઃકરણને આંતરિક આફતોનો અનુભવ લેવો પડે છે. કેટલેક વખતે મારા અંતઃકરણને થતું તે દુઃખ એટલું બધું તો અમર્યાદિત થઇ જાય છે કે જેથી આપઘાત કરવાનો વિચાર પણ મારા મનમાં આવ્યા વિના રહેતો નથી. પરંતુ જેટલી ઉતાવળથી મારો અંત થશે તેટલી ઉતાવળથી—સત્વરતાથી—મારે નરકનાં દારૂણ દુઃખો ભોગવવાં પડશે,

એમ મનમાં વિચાર આવવાથી આપઘાત કરવાના વિચારનો હું ત્યાગ કરી દઉં છું. માયાવી ! તારા ભાષણમાંનો એકેએક અક્ષર ખરો છે. પાપી મનુષ્યોને જે વેદનાઓ ભોગવવી પડે છે, તે વેદનાઓ અસહ્ય હોય છે; આ વાત સૂર્યના પ્રકાશ જેવી સત્ય અને સ્પષ્ટ છે. પાંચે પકવાન્નોથી ભરેલો થાળ મારી સમક્ષ પડેલો હોય તો પણ તેમાંનાં પકવાનો મને સ્વાદિષ્ટ, સુખકર કે મીઠાં લાગતાં નથી. હસવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં હું પરાણે પરાણે મુખ ઉપર ઉછીનું હાસ્ય લાવું છું, તે વખતે પણ મારા અંતઃકરણને હજારો વિંછીઓ કરડયા હોય તેવી પીડા થયા કરે છે. મારા કાનની પાસે કોઇ પણ અદ્રસ્ય રૂપે રહેલો છે, તે કોણ તે મારાથી કહી શકાતું નથી કે સમજી શકાતું નથી. તે એક સરખી રીતે મને મારા પાપકર્મોનું સ્મરણ કરાવ્યા કરે છે. મારે નરકાગારમાં જવાનું છે, એમ અદ્રસ્ય રૂપે રહીને મારા કાનમાં તે કહ્યા કરે છે."

"જો એમજ છે તો પાછલી વાતોનું સ્મરણ નષ્ટ થઇ જાય, તેટલા માટે તું કાંઇ ઉપાય કેમ નથી કરતો ?"

"માયાવી ! તેં આ સમયે ઠીક સ્મરણ કરાવ્યું. પહેલાં આવીજ વાત મને વિલાસવતીએ કહી હતી; પણ હું તે વાત તારી પાસે કાઢતાં સંકોચાતો—અચકાતો હતો. હવે જ્યારે તેંજ વાત કાઢી છે તો હું તને પૂછું છું કે, જેના યોગે મારાં પૂર્વ કર્મોનું મને જે સ્મરણ છે તે નષ્ટ થઈ જાય, એવો એકાદ ઉપાય તું જાણતો હોય તો મને જણાવ."

"હા. ચૈતન્ય ! તેવો એક ઉપાય મારા જાણવામાં છે ખરો. હિમાલય પર્વતમાં આવેલા ધવલગિરી નામના શિખરની પાસે એક વિશાળ ગુફા છે. તે ગુફા એટલી બધી તો રમણીય છે કે મોટમોટા લાખો 'કુશળ કારીગરો પોતાનું તમામ કૌશલ્ય વાપરે, મોટમોટા

રાજાઓ પોતાની સર્વ સંપત્તિ એકત્ર કરી ખર્ચ કરે અને કરોડો સશક્ત માણસો પોતાનું સર્વ બળ વાપરી નાંખે, તો પણ તે સર્વેથી તેવી નવીન ગુફા તૈયાર થાય એ અસંભવિત છે. તે ગુફામાં એક સ્વચ્છ સલીલ સરીતા વહે છે."

"મારા દુઃખના ઉપાય સાથે તે નદીને શો સંબંધ છે?"

"ચૈતન્ય! બહુ નિકટ સંબંધ છે. તે સરીતાનું નામ વિસ્મરણી છે. તે નદીનું પાણી પીતાંજ મનુષ્યને પોતાનાં સર્વે કર્મોની વિસ્મૃતિ થઇ જાય છે."

"ઓ માયાવી! જો તેમજ હોય તો તે સરીતાનું પાણી તું મને લાવી આપ! હું તે જળનું પાન કરીને તમામ દુઃખો ભૂલી જાઉં."

"ઠીક છે. આપણે આવતી કાલે સૂર્યોદયને સમયે નગાધિરાજ હિમાલયના ધવલગિરી નામના શિખર ઉપર જઇશું અને વિસ્મરણી નદી જે પ્રદેશમાંથી વહે છે તે રમણીય પ્રદેશનું પ્રત્યક્ષ અવલોકન કરીશું."

એટલું કહી માયાવી ત્યાંથી અદ્રશ્ય થઇ ગયો.

આવતી કાલે વિસ્મરણી નદીનું પાણી પીવા મળશે અને માનસિક વેદનાઓ નષ્ટ થઇ જશે, એ વાત ચૈતન્યના મનમાં આવવાથી તે બહુજ આનંદિત થઇ ગયા. તે પોતેજ પોતાની મેળે પોતાનેજ કહેવા લાગ્યો કે, "અહાહા! મને જો મારાં કૃતકર્મોની વિસ્મૃતિ થશે તો કેટલો બધો આનંદ થશે? મને જો કૃતકર્મોનું સ્મરણજ રહેશે નહિ અને ગમે તે અને ગમે તેવાં સુખો ભોગવવાનું મારૂં સામર્થ્ય કાયમજ રહ્યું તો હું મને પોતાને બહુજ ભાગ્યશાળી સમજીશ. તે માયાવીના દાસત્વની મુદત પૂરી થઇ એટલે તે મને નરકાગારમાં લઈ જશે, એ ખરૂં છે; છતાં પણ તે વખત આવતાં

સુધી મારા અંતઃકરણને જે આફતોનો અનુભવ લેવો પડે છે, તે તો નહિ લેવો પડે! ઈચ્છા કરતાંની સાથે સર્વે સુખો મારા સમક્ષ આવી હાજર થશે. તે ક્યાંથી આવે છે, તેનું મને સ્મરણ રહેશે નહિ! જો એવુંજ કાંઇ થશે તો મારૂં શેષ રહેલું આયુષ્ય સુખમાં ને સુખમાંજ વ્યતીત થઈ જશે. આવતી કાલનો દિવસ ક્યારે ઉદય પામે અને ક્યારે તે વિસ્મરણી નદીના જળનું પાન કરી મારી તૃષાને શાન્ત કરૂં, એ બાબતમાં મારૂં ચિત્ત બહુજ ઉતાવળું થઇ ગયું છે.”

આવા પ્રકારના વિચાર કરતો કરતો ચૈતન્ય ચાલ્યો જતો હતો. વચમાંજ કોઇ મશ્કરી કરવા જેવા સ્વરે પોતાને હસે છે, એમ ચૈતન્યને લાગ્યું. તે તરફ વિશેષ ધ્યાન ન આપતાં તે ગાંધારનગરમાં જ્યાં ઉતર્યો હતો ત્યાં આવી પહોંચ્યો.



## પ્રકરણ ૪૮ મું.

### વિસ્મરણી નદીને તીરે-કોણ હતો અને કોણ છે!

બીજે દિવસે પ્રાતઃકાળના સમયે પર્વતાધિરાજ હિમાલયના ધવલગિરી નામક અતિશય ઉચ્ચ શિખર પાસેથી ચૈતન્ય અને માયાવી બન્ને ચાલ્યા જતા હતા.

ધવલગિરી શિખરની તળેટીથી તે ઠેઠ ટોચ સુધી બરફના થરને થર બાઝી ગએલા હોવાથી તે સ્વચ્છ સ્ફાટિક સરખો શુભ્ર દેખાતો હતો. તે શિખર ઉપરની તમામ વનસ્પતિઓ બરફથી આચ્છાદિત થઇ ગએલી હોવાથી ત્યાં ધવલવર્ણ-ધોળા રંગ શિવાય બીજો રંગજ દ્રગ્ગોચર થતો નહોતો.

પ્રાતઃકાળનો સમય સ્વાભાવિક રીતેજ રમણીય હોય છે. રાત્રીમાં મળેલા વિશ્રામને લીધે અંતઃકરણ બહુજ આનંદિત થએલું હોય છે. તે સમયે હૃદયમાં સાત્વિક વૃત્તિઓ જાગૃત થએલી હોય છે. ગમે તેવો માંદો માણસ હોય તો પણ સવારના સમયમાં તેને ઠીક લાગે છે. અત્યંત નીચ હૃદયવાળા દુષ્ટ મનુષ્યની આંતરિક વૃત્તિઓ પણ પ્રાતઃસમયમાં સાત્વિક બનેલી હોય છે. તેઓ બન્ને તે પર્વત પ્રદેશમાં પ્રવાહ કરતા ચાલ્યા જતા હતા. ચાલતાં ચાલતાં ચૈતન્યને માયાવીએ કહ્યું–

"ચૈતન્ય ! વિસ્મરણી નદી જે પ્રદેશમાંથી પ્રવાહિત થાય છે, તે પ્રદેશમાં જવાનો આ રસ્તો છે કે જે રસ્તે આપણે આ સમયે ચાલ્યા જઇએ છીએ. આ સામે દેખાતી કમાન એ એક ગુફાનું મુખ છે. સંસારની હજારો વર્ષોથી ચાલી આવતી અનેક રમતોમાંની આ ગુફા પણ રમતજ છે. ચૈતન્ય ! તારી સામે જે ગુફા દેખાય છે તે ગુફા હજારો વર્ષ થયાં આ પર્વત પ્રદેશમાંથી જે પ્રવાહ વહે છે તે પાણીના પ્રબળ પ્રવાહમાંથી ઉત્પન્ન થતી શક્તિના સંયોગે સ્વાભાવિક રીતેજ બની ગઈ છે. પાણીના પ્રવાહથી અહીંના ખડકો ઘસાઇ જવાથી આ ગુફાઓ તૈયાર થઈ છે. ચાલ, આપણે આ ગુફામાંથી આગળ વધીએ. તને વિસ્મરણી નદીનું પાણી પીવાની બહુજ ઉત્કંઠા લાગી હશે. ચાલતાં ચાલતાં તે બન્ને જણાઓને એક વિશાળ ગુફા જણાઇ. તે ગુફા જો કે સૃષ્ટિ નિર્મિત હતી છતાં તેનું સૌંદર્ય અલૌકિક હતું. જે ખડકની અંદર તે ગુફા હતી તે ખડક સંગેમરમરના પત્થરનો હતો, તેથી તે ગુફા જાણે કાલેજ તૈયાર કરી હોયની ! એવો ભાસ થતો હતો. તે તદ્દન નવા જેવી દેખાતી હતી. ગુફાની અંદર કુશળ કારીગરોએ કોતરી કોતરીને થાંભલાઓની હારની હાર બનાવી દીધી હતી. કેટલેક ઠેકાણે યજ્ઞના કુંડ સરખા

કુંડ બનાવી દેવામાં આવ્યા હતા. કેટલેક ઠેકાણે દાદરનાં પગથીઆં સરખાં પગથીઆં બનાવી દેવામાં આવ્યાં હતાં. તે પગથિઆંઓની ઉપર ચકચકતા હિમકણ પડેલા હોવાથી તે અપૂર્વ તેજસ્વી જણાતા હતા. ચૈતન્યને તે ગુફા દેખાડતાં માયાવીએ કહ્યું–

"ચૈતન્ય ! આ ગુફાને દક્ષ પ્રજાપતિના યજ્ઞમંડપનું નામ આપવામાં આવેલ છે. લોકો કહે છે કે આ ગુફા દક્ષ પ્રજાપતિએ તૈયાર કરાવી હતી; પરંતુ આ ગુફામાંની એક તસુ જેટલી જગ્યા તૈયાર કરવા માટે મનુષ્યનો પરિશ્રમ કારણભૂત થયો નથી. આ સર્વે રચના સૃષ્ટિદેવીના અગાધ સામર્થ્યની રમત જેવી છે."

આ યજ્ઞમંડપ જોઇ મને અતિશય અજાયબી ઉત્પન્ન થાય છે. આની રચના એટલી બધી ચિત્તાકર્ષક, ભવ્ય અને મનોહર છે કે આવાં કૌશલ્ય ભરેલાં કામો જોવાથી મનુષ્યના શિલ્પજ્ઞાનમાં બહુજ વધારો થઇ શકે તેમ છે. આવા આવા પ્રચંડ પત્થરો કોરી કોરીને, એક બીજા ઉપર વ્યવસ્થિત રીતે ચણી દેવાનું સામર્થ્ય મનુષ્યમાં આજ સુધી તો હતું નહિ અને ભવિષ્યમાં પણ પ્રાપ્ત થશે કે નહિ, તેની શંકાજ છે. આવા પ્રકારનું કલા–કૌશલ્ય જડસૃષ્ટિને શી રીતે પ્રાપ્ત થયું હશે ?"

"હું તમો માનવી પ્રાણીઓને વારંવાર અવિચારી અને અદૂરદર્શી કહું છું તે યથાર્થ છે. અરે મહા મૂર્ખ ચૈતન્ય ! આ અનંત શક્તિયુક્ત સૃષ્ટિને તું જડ કહે છે, એ તારૂં કેટલું બધું અજ્ઞાન છે. આ સૃષ્ટિનો પ્રત્યેક કણ ચૈતન્યથી ભરેલ છે અને તેનો વ્યાપાર અવ્યાવહતપણે સદા સર્વદા ચાલ્યાજ કરે છે. સમુદ્રમાં જે પ્રવાલ દ્વીપો નિર્માણ થાય છે તે શાથી ? જે સૂક્ષ્મ કણ દ્વારાએ પ્રવાલની ઉત્પત્તિ થાય છે, તે દરેક સૂક્ષ્મ કણમાં ચૈતન્ય હોય છેજ. તેજ પ્રમાણે જે જે ઉદક બિંદુઓથી આ મંડપ તૈયાર થયો છે, તે

બિંદુઓમાંના દરેકે દરેક ઉદક બિંદુમાં પરિપૂર્ણપણે ચૈતન્ય ભરેલ છે. સૃષ્ટિના ગર્ભમાં જે ઉષ્ણતા છે તેને લીધે અત્યંત ઘન પદાર્થોને પણ દ્રવાવસ્થા પ્રાપ્ત થાય છે.

ભૂમિકંપ, જ્વાલામુખી પર્વતોનું ફાટવું અને ઉદક—પાણીના પ્રવાહ વિગેરે કેટલાંક સૃષ્ટિનાં અંગભૂત કારણો છે અને તેને લીધે અનેક પ્રકારના ફેરફાર આ ભૂમંડલ ઉપર થયા કરે છે. આજે જે નદી પૂર્વવાહિની હોય છે તેજ નદી હજારો વર્ષ પછી પશ્ચિમવાહિની થઇ જાય છે. જે જંગલો કિંવા જે દેશો હજારો વર્ષ પહેલાં તે નદીઓની ડાબી બાજુએ હતાં, તેજ દેશો અને જંગલો આજે તેજ નદીઓની જમણી બાજુએ છે, એવું દ્રષ્ટિગોચર થાય છે. આ પ્રમાણે સૃષ્ટિનું રૂપાંતર એટલું બધું સાવચેતીથી શનૈઃ શનૈઃ થયા કરે છે કે તે વાત તમારા માનવોના ધ્યાનમાં આવી શકતી નથી. આ સંબંધમાં જો હું તને શિક્ષણ આપવા બેસું તો તેને માટે તારો આખો જન્મ પણ બસ થશે નહિ. ઉપરાંત આ સમયે તને વિસ્મરણી નદીનું પાણી પીવા પ્રબળ અભિલાષા થઇ હશે. નહિ વારૂ ?"

માયાવીનું ભાષણ પુરૂં થયું. તે જોઇ ચૈતન્યને અત્યંત આનંદ થયો, કારણ કે તેને વિસ્મરણી નદીનું પાણી પીવાની પ્રબળાકાંક્ષા હતી. તેથી તેણે માયાવીને પૂછ્યું કે—

"આ સર્વે સૃષ્ટિવૈભવનું મેં અવલોકન કર્યું. મને તેથી બહુજ ચમત્કાર લાગે છે. પણ વિસ્મરણી નદી ક્યાં છે, તે મને હજુ સુધી તેં બતાવ્યું નહિ."

"ચૈતન્ય ! તે નદી અહીંથી પાસેજ છે. જ્યાં તું ઉભો છે ત્યાંથી જમણી બાજુએ જે ખાઇ દેખાય છે, તે ખાઇમાંથી જે નદી પ્રવાહિત થાય છે તેજ વિસ્મરણી નામક નદી છે. ચાલ, આવ મારી સાથે !"

એમ કહી ચૈતન્યનો હાથ માયાવીએ ઝાલ્યો. તેની સાથે તે વિસ્મરણી નદીના કિનારા ઉપર આવી ઉભો રહ્યો. પછી તેણે ગંભીર અને કઠોર અવાજે ચૈતન્યને કહ્યું–" જે પાણીને માટે તું ગાંડો-ઘેલો થઇ ગયો હતો અને તારો કંઠ સુકાઈ ગયો હતો, તેજ આ પાણી છે, જોઇ લે ! " એટલું કહી માયાવી ચમત્કારિક રીતે હસ્યો અને તેણે પોતાની મુખમુદ્રા એટલી બધી તો બીભત્સ અને ભયંકર કરી લીધી કે તે જોઇને સાહસિક ચૈતન્યને પણ જરા ભય લાગ્યો. પરંતુ તે નદીનું પાણી પીવાને માટે તે એટલો બધો તો આતુર થઈ ગયો હતો કે તેણે તે તરફ બહુ ધ્યાન આપ્યું નહીં. જે પાણીની પ્રાપ્તિ માટે તે ગઈ રાત્રિથી વિચાર કર્યા કરતો હતો, તેજ પાણી પોતાની સામેજ છે, એ વાત તેના મનમાં આવવાથી તે આનંદના તાનમાં ગુલતાન થઈ ગયો હતો.

પોતાના બન્ને હાથ ચૈતન્યના બન્ને ખભા ઉપર રાખી અને તેને ખૂબ હલાવીને માયાવી પુનઃ બોલ્યો કે–

" જે પાણીને માટે તારો આત્મા તલસે છે અને તારૂં ગળું સુકાઇ ગયું છે, તેજ પાણી આ તારી સામેજ છે તે જોઈ લે ! "

નદીના પાણીની પાસે જઈ ચૈતન્યે પોતાના હાથની અંજલી ભરી માયાવીને કહ્યું–" હવે હું આ જળનું પાન કરીને મારા ચળ-વિચળ થએલા ચિત્તને શાન્ત કરી લઉં છું ! "

" જરા થોભ. થોડી સબુર કર ! આ પાણી તું પીવા તૈયાર થયો છે પણ તેનો પહેલાં સારી રીતે તેં વિચાર કર્યો છે ખરો કે ચૈતન્ય ? "

" હવે આ પાણીપીને પાછળનાં સર્વે સ્મરણો હું વિસ્મૃત થઇ જઈશ અને પુનઃ સુખોપભોગને માર્ગે વળીશ. એમાં વળી વિચાર શાનો કરવાનો કહે છે ? "

"અરે મહામૂર્ખ માનવ ! તું તારા અવિચારીપણાથી તારાં પારલૌકિક સુખોને તો ગુમાવીજ બેઠો છે ! પણ હવે તો બેવકૂફી કરીને તારા આ જન્મની પણ દુર્દશા–પાયમાલી ન કર ! અરે નરખર ! આ વિસ્મૃતિકારક ઉદકનું પાન કરવાથી તું કોણ હતો તે તો ભૂલીજ જઈશ પણ અત્યારે તું કોણ છે અને ક્યાં છે ? તેનું પણ તને જરાએ સ્મરણ રહેશે નહીં. તેમજ આ વિસ્મૃતિજનક જળ તારા પેટમાં જતાંજ એક અજ્ઞાન પશુ કરતાં પણ તારી નીચ સ્થિતિ થઇ જશે ! લખવું, વાંચવું અને બોલવું, એમાંની એક પણ બાબતનું લેશ માત્ર પણ તને સ્મરણ રહેશે નહીં. આજે તું જે નાના પ્રકારની ભાષાઓ બોલી અને સમજી શકે છે તેમાંથી આ પાણીનો તારા પેટમાં પ્રવેશ થતાંજ તારા પોતાના મનોવિકારોને સ્પષ્ટ કરી દેખાડવા કે કહેવા માટે તને એક પણ શબ્દનું સ્મરણ થશે નહિ. તારી સ્થિતિ એક તરતનાજ જન્મ પામેલા બાળક જેવી થઈ જશે. ફરક એટલોજ રહેશે કે શરીર અગડબંબ જેવું મોટું પણ અક્કલ એક કોડી જેટલી પણ નહીં એવી દુર્દશામાં તું પડી જઈશ. તારૂં અંતઃકરણ એક કોરા કાગળના જેવું જડ થઇ જશે. આવી સ્થિતિ તને પસંદ છે કે ?"

"માયાવીનું ઉક્ત ભાષણ સાંભળતાંજ ચૈતન્યનાં નેત્રો સમક્ષ પ્રકાશ પડ્યો. એકાદ ભયંકર જનાવરને જોઇ જેમ બીકણ માણસ પાછો હઠે તેમ ચૈતન્ય તે જોઈ તે નદીની પાસેથી આઘો ખસ્યો અને તેણે માયાવીને પૂછ્યું–

"માયાવી–અરે માયાવી ! શું આ પાણી આટલું બધું ભયંકર છે ?"

"હા. જો આ પાણી પીવાથી મેં કહ્યું તેવું પરિણામ ન આવે તો બીજું કયું પરિણામ આવી શકે તેમ છે ? 'ભૂતકાળની' વાતોનું

વિસ્મરણ ' એ શબ્દોનો ઉચ્ચાર કરવાનું બહુજ સહેલું છે પણ તેનો યથાર્થ અર્થ બહુજ ઉંડો અને ગહન છે. વિસ્મરણ એ શબ્દનો અર્થ—ફક્ત ભૂતકાળની દુઃખદ વાતોનુંજ વિસ્મરણ (સારી અને સુખકર વાતોનું નહિ) એવો વિચિત્ર અર્થ શી રીતે થઇ શકે ? "

" તો શું તું મારી ફજેતી કરવા માટેજ મને અહીં લઇ આવ્યો છે ? "

" હા, ચૈતન્ય હા. તારૂં કહેવું તદ્દન સાચુંજ છે, તમો મનુષ્યોની સમજણ કેટલી બધી વિચિત્ર અને સંકુચિત છે, એ વાત તમારા ધ્યાનમાં લાવી દેવી અને તમારી ખૂબ ફજેતી કરવી એમાંજ અમારા અંતઃકરણને અતિશય આનંદનો અનુપમ અનુભવ થાય છે. તમો માનવોને મોહજાળમાં ફસાવવા તમારા હાથેજ નહીં જેવાં પાપકર્મો કરાવવાં, તમારા લોકોને દેવ ન બનાવતાં દાનવ બનાવવા, તમારા બંધુ—બાંધવોનો તમારા પોતાનાજ હાથે નાશ કરાવવો, એ અમારૂં અસુર લોકોનું બિરદજ છે. અહાહા ! આ સમયે નિરાશ થવાથી તને જે દુઃખ થાય છે તે અને તારા અંતઃકરણને ક્રોધાગ્નિમાં બળતું જોઇ મને અત્યંત ખુશી થાય છે. "

ક્રોધથી દાંત—હોઠ કરડતાં અને હાથ પગ પછાડતાં ચૈતન્યે કહ્યું:—

" આવી રીતે મને દુઃખ દઇને તેમાં આનંદ માનનારા માયાવી તને ધિક્કાર—ધિક્કાર છે—ફિટકાર છે ! "

" તું મારો ધિક્કાર કર અથવા તને જે ગમે તે તું મને કહે પણ હું તો ખરૂંજ કહું છું કે મને આવી રીતે વર્તવામાં વિશેષ આનંદ આવે છે ! વારૂ, પણ વિસ્મરણી નદીનું પાણી પીવાની તારી ઇચ્છા પૂર્ણ થઇ કે નહીં ? "

" બસ કર. ઓ કૃતઘ્ની માયાવી ! હવે બસ કર ! હું ક્યાં તારી જાળમાં સપડાઇ ગયો ? ! જો તું મને મળ્યોજ ન હોત તો

કેવું સારૂં થાત ! હવે પશ્ચાતાપ કરવાથી શું ? જે બની ગયું તે બની ગયું. ચાલ, હવે આપણે અહીંથી પાછા ચાલ્યા જઇએ. હવે એક પળ પણ આ સ્થળે રહેવાની મારી ઇચ્છા નથી."

તરતજ માયાવીએ તેનો હાથ પકડયો અને આંખના પલકારા જેટલા વખતમાં તો તે બન્ને ગાંધાર નગરમાં જઈ પહોંચ્યા.



## પ્રકરણ ૪૯ મું.



### પેટનો બળ્યો ગામ બાળે !

ગત પ્રકરણમાંનો બનાવ બન્યા પછી બીજેજ દિવસે ગાંધાર-નગરમાંના એક નાનકડા ઘરમાં બે માણસો બેઠા બેઠા કાંઇક વિચાર કરી રહ્યા હતા. તેઓ વાતચિત કરતાં કરતાં વચમાં દરવાજાની અંદરથી બહાર ડોકીયું કરી જોતા. વળી પાછા પોતાની જગ્યાએ બેસી જઈ વાતે વળગતા. તેઓની એકંદર વર્તણુંક ઉપરથી અનુમાન થતું હતું કે તેઓ ત્યાં કોઇના આવવાની વાટ જોતા હતા. આ બન્ને મનુષ્યોને અમારા વાંચકો ! સારી રીતે જાણતા હશે. તેમાંના એકનું નામ અજબસંધ અને બીજાનું નામ કૃષ્ણપ્રસાદ હતું.

લગભગ બે ચાર ઘડી સુધી તેમને વાટ જોવરાવી મહન્ત પરમાનંદ ત્યાં આવ્યા. તેને જોતાંજ કૃષ્ણપ્રસાદે પૂછયું—" કેમ મહન્ત મહાશયજી ! કામે કૃત્તે કે તળીયાં ફુબ ?"

આ સમયે મહન્ત પરમાનંદની મુખમુદ્રા ઉપર અમર્યાદિત ક્રોધની છાયા છવાયેલી સ્પષ્ટપણે દેખાતી હતી. તે ઉપરથી અનુમાન થતું હતું કે તેની ધારણા પ્રમાણેના કાર્યમાં તેને નિષ્ફળતા મળેલી હોવી જોઇએ. તે કૃષ્ણપ્રસાદના પ્રશ્નનો કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં ચુપચાપ પોતાને માટે રાખવામાં આવેલા આસન ઉપર જઇને બેસી

ગયો. ત્રણે જણા થોડી વાર સુધી સ્વસ્થપણે બેસી રહ્યા. પછી અજબસંઘે નમ્રતાથી મહન્તને પૂછયું–"મહાન્તજી ! આપને પેલા વનવીરસિંહની મુલાકાત થઈ કે નહીં ?"

"હા. અજબસંઘ ! હું અત્યારે તેની પાસેથીજ ચાલ્યો આવું છું. મને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી કે વનવીરસિંહ મારી સાથે આટલી બધી નીચતાથી વર્તશે."

"હમેશાં હું આપના શ્રીમુખમાંથી તેની સ્તુતિજ સાંભળતો હતો. પરંતુ આજે જ્યારે તમે તેના સંબંધમાં આવા કઠોર ઉદ્ગારો કાઢો છો, તે ઉપરથી મને લાગે છે કે તેવું કાંઈક કારણ બન્યું હોવું જોઇએ."

"દૂરથીજ ડુંગર રળીયામણા પાસે જઇએ તો પથરાજ પથરા ! આવી રીતે હમેશાં સ્વાભાવિક બન્યાજ કરે છે. હું તો તે વનવીર-સિંહને કયારનોએ ઓળખી ગયો હતો. પૈસા આપવાનો વખત આવતાં તેને બાપ મર્યા કરતાં પણ વધારે દુઃખ થતું હતું. તે ન છુટકેજ કાંઈક પૈસા આપતો. આ સમયે તેને આપણી શી ગરજ છે ?" કૃષ્ણપ્રસાદે કહ્યું.

"પરમ દિવસે રાત્રે વનવીરસિંહ, તેની બહેન માયાવતી અને વનવીરનો વિશ્વાસુ નોકર સમરસિંહ એ ત્રણે જણાં રાતોરાત પોતાનું કાળું મુખ કરીને અહીંથી ચાલ્યાં ગયાં તે તો તમો બન્ને જાણોજ છો. તેઓ કયાં હશે ? તેની શોધ કરવા મેં મારા અનુમાન પ્રમાણે આપણા ગુપ્તચરો મોકલ્યા હતા. આ સમયે તે ત્રણે જણાં ભદ્રપુરમાં પોતાના મામાના આશરે રહે છે, એવી ખબર મેં મોકલેલા એક ગુપ્તચરે મને આપી છે. તરતજ તેને એટલે વનવીરસિંહને મળવા માટે હું તમને જણાવીને ભદ્રપુર ગયો. હું આવ્યો છું. એવી ખબર મેં તેને એક સંત્રી મારફતે કહેવરાવી. પહેલવહેલાં તો તેણે મારી

મુલાકાત લેવા ના પાડી. તેજ વખતે હું તેને ઓળખી ગયો. મેં બહુજ આગ્રહ કર્યો. આખરે અમો બન્ને મોઢેમોઢ મળ્યા. તેણે આપણને આપણે બજાવેલી કામગિરી માટે એક લાખ સોનામહોરો આપવાનું કબુલ કર્યું હતું, તેથી અમે અવન્તિના સરદાર સામંત-સિંહને કેદ કરીને મઠમાં રાખ્યો હતો, એ વાત મેં તેને કહી સંભળાવી. પરંતુ તેણે પ્રથમ તો પોતાના પિતાના મરણના અને પોતે પદચ્યુત થવાના ખબર આપ્યા અને મને પાંચસો સોનામહોરો આપવાને માટે પોતાના નોકર સમરસિંહને હુકમ કર્યો. જેવી રીતે કુતરાના મુખ ઉપર એક રોટલાનો ટુકડો ફેંકવામાં આવે તેવી રીતેજ મારા મુખ ઉપર પાંચસો સોનામહોરો એક ટુકડાના રૂપમાં ફેંકવાનો તેનો વિચાર મારા જાણવામાં આવ્યો. પ્રથમ તો મને એવું અનુમાન થયું કે તેની પાસે દ્રવ્ય નહિ હોય. જો તેઓએ કાંઇ નહિ તો ફક્ત દશ હજાર સોનામહોરો મને આપી હોત તો તે લઇને પણ હું ખુશીથી ચાલ્યો આવત. ત્યાર પછી અમારા વચ્ચે જે કાંઇ વાતચિત થઇ તે ઉપરથી મારા જાણવામાં આવ્યું કે તે અહીંથી કેટલાંક જવાહિરો લઇ ગયો હતો. તેથી મેં પણ એવી હઠ લીધી કે કાંઈ નહિ તો પચાસ હજાર સોનામહોરો ઉપજે તેટલું જવાહિર લીધા વિના હું અહીંથી જઇશ નહિ, એવું મેં તેને સાફ સાફ કહી દીધું. ટુંકમાં કહેવાનું એજ કે તેણે મહામુશીબતે મને એક હજાર મહોરો આપવાનું કબુલ કર્યું. તમે જાણો છો કે, આપણને આ સમયે કેટલી દ્રવ્યની આવશ્યકતા છે. મેં તે રકમ લેવા માટે વનવીરસિંહને સાફ ના પાડી. ત્યાર પછી અમારી વચ્ચે બહુ ગરમાગરમ તકરાર થઈ. મેં તેને ધમકી આપી. તે સમયે હું શસ્ત્ર વિનાનો અને પારકાના મકાનમાં હોવાથી મારાથી કાંઇ પણ થઇ શકે તેમ નહોતું. એવી મારી હાલતનો લાભ લઈ તેણે મને ત્યાંથી ધક્કા મારીને કઢાવી

મૂક્યો. આમ બધી બાબત હોવાથી વનવીરસિંહને અને મારે કોઈ પણ પ્રકારનો સ્નેહ સંબંધ રહ્યો નથી. તે મારો અને હું તેનો એમ પરસ્પર પરસ્પરના કટ્ટા દુશ્મન થઈ ગયા છીએ. હવે એમાંથી કોણ હારે છે અને કોણ જીતે છે, તેજ જોવાનું છે."

"આ વાત બહુજ ખરાબ થઇ. મને લાગે છે કે તે જેટલું આપતો હતો તેટલુંજ આપે લઇ લીધું હોત તો બહુજ સારૂં થાત." કૃષ્ણપ્રસાદે કહ્યું.

"કૃષ્ણપ્રસાદ ! તું તદ્દન બેવકૂફ છે—ગધેડા જેવો છે. તને વ્યવહારનું એક તલ જેટલું પણ જ્ઞાન નથી. મૂર્ખા ! હજાર મહોરોથી આપણું શું દળદર ફિટવાનું હતું ? તું કદાચિત્ એમ સમજતો હઇશ કે બળતા ઘરમાંથી જે લેવાય તેટલું લઈ લેવું અને આ ન્યાય પ્રમાણે મારે સંતોષ કે સમાધાન માનવું; પણ નહિ ! કૃષ્ણપ્રસાદ, હું સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળનો મહાન્ અધિકારી હોવાથી દશ હજાર સોનામહોરોને એક કોડી પ્રમાણે ગણું છું. એક વાર તેની પાસેથી બદલો લેવાની શરૂઆત મને કરવા દે અને પછી જોજે કે તે એક લાખ તો શું પણ પાંચ લાખ મહોરો મારા પગ આગળ લાવી મૂકે છે કે નહિ ?!"

"મહન્ત મહાશય ! તે વાત ભવિષ્યની છે. આ સમયે આપણા મઠની નાકેબંધી કરવાની શું આવશ્યકતા નથી ? આ સમયે આપણે આ ગાંધારનગરમાં કાવતરાં કરતા બેઠા છીએ પણ તે તરફની—મઠ તરફની જો દક્ષિણ માલવદેશના અધિકારીએ નાકેબંધી કરી હશે તો દમન અને રામદેજી વિગેરે મનુષ્યો કે જેઓ આપણા મઠમાં સર્વસ્વ રીતે આપણા આધારે પડી રહ્યા છે તેઓનું શું થશે ? ઉપરાંત સુરક્ષિતપણે આપણી રહેવાની જગ્યા હતી ન હતી થઇ જશે તે વળી જુદું જ !"

"તું તેની જરાએ ચિંતા કે ફિકર કરતો નહીં. તે સંબંધમાં મેં પૂર્ણપણે વિચાર કરી રાખ્યો છે. ખાસ મહારાજાધિરાજના શયન-ભુવનમાં દોરી–ખંજર એ સાંકેતિક ચિહ્ન જઇ પડયું છે. તે છતાં મહારાજાધિરાજ ફક્ત સરદાર સામંતસિંહની પ્રાર્થનાથી આપણા મઠ ઉપર હલ્લો કરવાનું ફરમાન આપે, એ મને તો ન બનવાજોગ લાગે છે. કારણ કે જે હાથથી પોતાના શયનમંદિરમાં–શયનભુવનમાં ખંજર–દોરી આવી પડયાં તેજ હાથે પોતાનો ઘાટ ઘડાઇ જાય, તે બનવાજોગ છે. આ વાત મહારાજાધિરાજના ધ્યાનમાં આવ્યા વિના નહિ રહી હોય અને તેથી તેઓને ધાસ્તી પણ લાગી હશેજ. સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળીનું સામર્થ્ય કેટલું ભયંકર છે, તેના બદલો લેવાના રસ્તાઓ કેટલા બધા છુપા છે, તેના સેવકો કેટલા બધા એકનિષ્ઠપણે વર્તે છે અને તેઓ બહુજ સાવચેતીથી પોતાને સોંપાએલાં કાર્યો કેવી રીતે પાર પાડે છે, ઇત્યાદિક વાતોથી મહારાજાધિરાજ અજ્ઞાત હોય, એ બનવાજોગ નથી."

"એ ઉપરથી આપના મત પ્રમાણે મઠના સંબંધમાં કાંઇ પણ ફિકર કરવાનું કારણ નથી એમ લાગે છે. તે પણ ઠીક છે, હવે તમો મને જે કાંઇ કામ સોંપશો તે કરવાને માટે હું સર્વ રીતે તૈયાર છું. આ આપણો અજબસંઘ આટલો બધો મોટો થયો પણ તેને કાંઇ સમજાતું નથી. અમુક વાત આમ કેમ અને અમુક વાત તેમ કેમ ? એવું તે કોઇ પણ દિવસે પૂછવાનો નહિજ."

"કૃષ્ણપ્રસાદ ! તારે પણ મારી જેમજ વર્તવું એ બહુ ઉત્તમ છે. જેઓ કાંઇક સમજે છે, જેઓ વિચાર પણ કરી શકે છે, તેઓએ ફરમાન કરવા અને જેઓને વિચાર કરવા જેટલી અક્કલ નથી તેઓએ નકામો વાદવિવાદ ન કરતાં ડાહ્યા માણસોના હુકમ બજાવવા, આવી જાતની મારી પ્રમાણિક અને સીધી સાદી સમજણ છે. મારી આટલી

નહિ જેવી અક્કલ છે, તેટલી જો તારામાં હોત તો આજે આપણુને કોઇ પણુ જાતની ચિંતા કે ફિકર કરવાનું કારણુ બનત નહિ. અવન્તિનગરીમાં જઇ સરદાર બનવાની મૂર્ખાઈ કૃષ્ણુપ્રસાદ તેં ન કરી હોત તો આપણું ગાડું કોઈ પણુ પ્રકારના સંકટ વિના સરળ રીતે ચાલ્યા કરત. સરદાર સામંતસિંહ આપણા હાથમાંથી છુટત નહિ અને આપણા ગુપ્ત મઠની વાતો પણુ પ્રકટ થાત નહિ. આપણા ગુપ્ત મઠમાં જવા આવવાના સર્વે રસ્તાઓ લોકોના જાણુવામાં આવી ગયા છે. ફક્ત તારી મૂર્ખાઇને લીધેજ આપણું એક નિરાપદ નિવાસ-સ્થાન નષ્ટ થયું છે."

"અજબસંઘ! તું મને મૂર્ખ કહે, ગધેડો કહે, તને જે ગમે તે કહે, પણુ અવન્તિનગરીમાં જઇ સરદાર તરીકે રહેવાનો ભાગ ભજવવા માટે મેં કેટલી બધી અક્કલનો ઉપયોગ કર્યો છે, તે જાણુ-વાની.તારે જરૂર હોય તો સ્વયં મહન્તજીનેજ પૂછી જો!"

"કૃષ્ણુપ્રસાદ! હવે તારો બકવાદ બંધ કર. આ અજબસંઘ જે કાંઇ કહે છે તે કાંઇ ખોટું નથી; પણુ તે બાબતમાં હવે વાદ-વિવાદ કરવાની કાંઇ પણુ આવશ્યકતા નથી. જે વાત બની ગઇ તે બની ગઇ, તે બાબત તને ઠપકો આપવામાં આવે તો પણુ તે બિન ઉપયોગી છે; જો તું ખરૂંજ કહેવરાવવા માગતો હોય તો મારે તને કહેવું જોઇએ કે તારાં તમામ આચરણોમાંથી તારા એક આચરણુના સંબંધમાં મને અતિશય સંતાપ થયો હતો. તારે જેટલું ધ્યાન મઠ તરફ આપવાનું હતું તેટલું તેં આપ્યું નહિ. તેં જેટલું ધન મોજ શોખમાં વાપર્યું તેટલું જો મઠમાં આપ્યું હોત તો આજે આપણે મુંછે તાવ દઈ ફરતા હોત અને આપણુને અત્યારે દ્રવ્ય માટે જે બીજાનું મોઢું પણુ જોઇએ નહિ તેની ગાંડ જોવી પડે છે, તેવો વખત આવત નહિ. અસ્તુ. જે બની ગયું તે બની ગયું. અજબ-

સંઘ ! હવે તું કૃષ્ણપ્રસાદને ઉક્ત બાબતમાં ફરી કાંઇ પણ કહીશ નહીં સમજ્યો કે ?"

"આપને ખાત્રી હશે કે—હું તમારા ફરમાનનું ઉલ્લંઘન કરૂં તેવો નથી !"

"અજબસંઘ અને કૃષ્ણપ્રસાદ ! તમો બન્ને સાંભળો. હવે આપણે પહેલ વહેલું જે કામ કરવાનું છે તે એ છે કે—'વનવીરસિંહે કરેલા મહામંડળના અપમાનનો તેની પાસેથી સંપૂર્ણ બદલો લેવો' આ કાર્ય પૂર્ણ થયા પછી આપણે અહીં રહેવાનું કાંઈ કારણ નથી. ત્યાર પછી બીજું કાર્ય એ છે કે—'ભદ્રદૂર્ગના રાજા ચંડપ્રદ્યોતને મારે મળવા જવું.' સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળે સત્યસિંહને અપરાધી ઠરાવ્યો છે અને તેને શિક્ષા કરવાનું કામ મારા અધિકારમાં આવ્યું છે તે તેને જણાવી દેવું. જ્યારે તેણે આપણા સંબંધની ગુપ્ત વાતો જગજાહેર કરી છે—ત્યારે—તેને માટે—તેને શિક્ષા પણ જબરદસ્તજ થવી જોઇએ. તેની સાથે આનંદ નામનો ખેડુત પણ હતો કે જેણે સત્યસિંહને સહાયતા આપી હતી, તે પોતે કાંઈ આપણા નાશના કાર્યમાં કારણરૂપ થયો નથી તેથી તેને કાંઇ પણ શિક્ષા કરવાની બહુ જરૂર નથી. તેમજ તે પોતે તદ્દન નિર્બળ હોવાથી તેની તરફથી આપણને ભય રાખવાનું કાંઈ પણ કારણ નથી."

"વારૂ, પણ તે જોગણ વિભાવરીનું શું ?" અજબસંઘે પૂછ્યું.

"તે ગધેડી તરફ કોણ ધ્યાન આપે તેમ છે અને તેનાથી થવાનું પણ શું હતું ? પણ તે સત્યસિંહ બહુજ ઉત્સાહી, સાહસીક હિમ્મતવાન અને સુદ્દગુણી મનુષ્ય હોવાથી તે આપણને બહુજ દુઃખકારક છે. તેને ખાસ પકડી લાવીને સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળની સામે ઉભો રાખી તેની ચોકસીની બાબતનો ડોળ કરી—દેખાવ કરી—તેને દેહાન્ત દંડની શિક્ષા કરવી જોઇએ. આ કામ કરતા પહેલાં આરે

એક વખત ભદ્રદૂર્ગ જવાની ખાસ જરૂર છે."

"રાજા ચંડપ્રદ્યોત તમારા ઓળખીતા હોવાથી શું તેમને મળવા જશો?" અજબસંધે પૂછ્યું.

"હા. અજબસંધ! તું બરાબર જાણી ગયો; તે સમયે તારે પણ મારી સાથે આવવું પડશે. હમણાં હમણાં કાંઇક નવીન ખબરો મારા જાણવામાં આવવાથી તે રાજા ચંડપ્રદ્યોત પૂરેપૂરો મારા કબજામાં આવ્યો છે."

"એટલે? શું તે છોકરીના સંબંધમાં કાંઇ નવી વાત તમારા જાણવામાં આવી છે?"

"શું? અજબસંધ! તું એમ સમજે છે કે તે હજુ છોકરીજ હશે? તે વાતને કેટલાં વર્ષ થઇ ગયાં તેનો તો વિચાર કર. તે છોકરી અત્યારે પુખ્ત ઉમ્મરની થઈ છે અને તે વૈભવોના શિખરે જઇ પહોંચી છે. પણ હવે તેના સંબંધની વાતોને બાજુએ રહેવા દે. આ બાબતની સાથે આપણા બન્નેનો સંબંધ હોવાથી તે બાબતમાં આપણે એકાન્તમાં ઉહાપોહ કરીશું."

"જો મારા અહીં હોવાને લીધે તમને અડચણ થતી હોય તો હું અહીંથી ચાલ્યો જાઉં!" કૃષ્ણપ્રસાદે કહ્યું.

"તે છોકરીના સંબંધમાં અમે તારી સમક્ષ વાતો કરતા નથી તેથી તારે ખોટું લગાડવાનું કાંઇ પણ કારણ નથી. તું મૂર્ખ મનુષ્ય હોવાથી ન્યાય મહામંડળની ઘણી ખરી વાતો તારાથી હમેશાં છુપાવી રાખવી પડે છે, તે તો તું જાણેજ છે. વારૂ, અજબસંધ, તું મારી સાથે ભદ્રદૂર્ગ આવીશ ખરો ને? મને લાગે છે કે હવે તને રાજા ચંડપ્રદ્યોત ઓળખી શકે તેમ નથી."

"વચમાં બહુજ વર્ષો વ્યતીત થઇ ગયાં છે અને આપણા બન્નેનાં શરીર અને પરિસ્થિતિમાં એટલો બધો તો ફેરફાર થઈ ગયો

છે કે, તે આપણુને ઓળખી શકશે, એમ માનવાનું કાંઈ કારણુ નથી. જો તમારાજ સંબંધમાં વિચાર કરવામાં આવે તો તે સમયે તમે તેના યઃકશ્ચિત્ નોકર હતા પણ આ સમયે સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના એક વરિષ્ઠ અધિકારી હોવાથી આપનામાં તેના જેટલીજ લાયકાત આવી ગઇ છે. મને લાગે છે કે જાણે પરમ દિવસે—આપણે તે બાઇ ઉપર પહેરો ભરતા હોઇએ ને !"

"અજબ—અજબ ! મોં સંભાળ ! હવે બસ કર ! તારૂં ડહાપણુ તારી પાસેજ રહેવા દે. વધુ ન બોલ. તું ભલતુંજ બકવા લાગ્યો છે. અરે ભલા માણુસ ! આપણી ભૂતકાળની વાતો ગુપ્ત રહેવાનીજ આવશ્યકતા છે. એ શું તું ભૂલી ગયો ? તે વાતો પ્રકટ કરવાનો વખત હજુ સુધી આવ્યો નથી પણુ હવે તરતમાંજ આવશે. હું અહીંથી માલવદેશમાં જતાંજ પ્રથમ મહામંડળનું સમ્મેલન કરીશ અને ચંડપ્રદ્યોતને જે જે અધિકારો સોંપવામાં આવેલા છે તે છીનવી લઇશ અથવા ઓછા કરાવીશ. આજ સુધી ચંડપ્રદ્યોતનું આચરણુ સર્વથા અનુચિત થએલ છે. તેણે અક્ષમ્ય એવી અનેક ભૂલો કરી છે. તે તેની ભૂલોનું ફળ સર્વ મંડળને ભોગવવું પડશે; માટે આ વખતેજ તેની પાસેથી મહામંડળના અધિકાર છીનવી લેવાજ જોઇએ. જે ગજાએ આપણા સરખા સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના એકનિષ્ઠ સેવકોની સાથે કૃતઘ્નપણાનું આચરણુ આચર્યું છે, તેની યોગ્ય શિક્ષા તેને અવશ્ય થવી જોઇએ. પણુ અજબસંધ ! આ સમયે આપણે જે જે વાતો કરીએ છીએ તેથી આ કૃષ્ણુપ્રસાદ અજાણ્યો હોવાથી તેને અજાયબી ઉપજતી હશે."

"આ વાતમાં મારો જરાએ સંબંધ ન હોવાથી તેમાં હું માથું મારવા માગતો નથી. હવે તમો મને કયું કાર્ય કરવાનું કહો છો તે કહી દ્યો એટલે હું અહીંથી ચાલ્યો જાઉં ! પછી નિરાંતે તમો

બન્ને માથું ફોડતા બેસી રહો." કૃષ્ણપ્રસાદે કહ્યું.

"દારૂડીયાઓને ભેગા કરી તેમની સાથે મોજમજાહ ઉડાવવા માટે તું ગાંડો ઘેલો થયો હોય, એમ લાગે છે. વારૂ, પણ હવે હું તમો બન્નેને ખોટી નહિ કરૂં. હું શું કહું છું તે તમો બન્ને બરાબર ધ્યાન રાખીને એક ચિત્તે સાંભળી લ્યો. અજબસંઘ, અહીંથી નિકળીને તું પ્રથમ આ રાજ્યના સચીવ દેવદત્તની મુલાકાત લે. વનવીરસિંહની સામે કાવતરૂં થયું છે, તે કાવતરામાં તે મુખ્ય ભાગ લેનાર એક અધિકારી છે. તે ફક્ત પરમાનન્દ એવું મારૂં નામ જાણતાંજ તત્કાળ તારી મુલાકાત લેશે. આ સમયે વનવીરસિંહ ક્યાં છે, તેની તેને તું ખબર આપજે. પછી શું કરવું-શું ન કરવું તે તેની મરજી મુજબ ગોઠવણ કરશે."

"કૃષ્ણપ્રસાદ! તને હું આ એક પત્ર આપુ છું તે આજે રાત્રે તું રાજ્યમહેલના મોટા દરવાજા ઉપર-જે સર્વે લોકોની નજરે તત્કાળ ચઢે એવે ઠેકાણે-ચોટાડી આવજે. આ કામ બહુજ સાવચેતીથી અને હોંશિયારીથી કરજે."

ઉપર પ્રમાણેના પોતાના બન્ને સોબતીઓને કામ બતાવી મહન્ત પરમાનન્દે એક મોટો કાગળ લીધો. હલાહલ અને કાળકુટ નામનાં કાતિલ ઝેર તૈયાર કરવાની સર્વ હકીકત અને તેના ઉતારા કેવા કેવા ભયંકર અને અઘોરૂ છે, એની માહિતી મોટા મોટા અક્ષરોથી લખીને તે કાગળ કૃષ્ણપ્રસાદને આપ્યો. અજબસંઘ અને કૃષ્ણપ્રસાદ બન્ને પોતપોતાને સોંપાએલાં કામો કરવા માટે ત્યાંથી ચાલ્યા ગયા.

બીજે દિવસે પ્રાતઃકાળમાં રાજ્યમહેલ-દરબારગઢ-ની પાસે લોકોનાં ટોળેટોળાં એકત્ર થવા લાગ્યાં અને ત્યાં ચોડેલા કાગળમાંની-જાહેરનામાની હકીકત વાંચીને તેઓનાં અંતઃકરણો અતિશય ખળભળી

ઉઠયાં. તેઓ બોલવા લાગ્યા કે—" વનવીરસિંહ અને માયાવતીની પાસેથી બદલો લ્યો ! તે બન્નેને મોટા દરવાજા ઉપર ફાંસીને લાકડે ચઢાવો ! તેમનાં મડદાંઓની કાગડા કુતરાંઓને ઉજાણી આપો ! " એવી એવી અનેક પ્રકારની ગર્જનાઓથી આખું ગાંધારનગર ગર્જવા લાગ્યું.

વ્હાલા વાંચકો આ જાહેરનામાની હકીકત વાંચીને અમે પણ અમારો આ બીજો ભાગ ખતમ કરીએ છીએ.

ભાગ બીજો સમાપ્ત.

## જનસમાજમાં ખાસ વખણાયેલી અને ટુંક સમયમાં બહોળો ફેલાવો પામેલી રસિક નવલકથાઓ.



| | |
|---|---|
| કુંદન અને કુસુમ ભાગ ૧–થી–૮ દરેકની | ૧–૦–૦ |
| ગુર્જરી–મુંબાઈની શેઠાણી–સચિત્ર | ૧–૮–૦ |
| રતિસુંદરી—(સચિત્ર.) | ૧–૮–૦ |
| કુસુદકુમારી–(સચિત્ર.) | ૧–૮–૦ |
| રત્નગઢની રંભા–રણઘેલા રજપૂત. | ૧–૮–૦ |
| મિલન–મંદિર. | ૧–૪–૦ |
| વનવાસિની. | ૧–૪–૦ |
| સરોજસુંદરી–સુધરેલો જમાનો. | ૧–૮–૦ |
| માનવ–શયતાન. | ૧–૮–૦ |
| કુસુમલતા. | ૧–૦–૦ |
| પ્રેમપિંજર કે ખૂની ખંજર. | ૧–૦–૦ |
| કુલિન કાન્તા. | ૧–૦–૦ |
| સન્મિત્ર કે શયતાન ? | ૧–૦–૦ |
| ભેદક ખૂન. | ૧–૦–૦ |
| કુસુમકુમારી. | ૧–૦–૦ |
| વસંત–વિહાર. (ગઝલો ભંડાર) | ૧–૪–૦ |

મળવાનું ઠેકાણું:–

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.